# વિષયાનુક્રમણિકા

## ભાગ ૧ લો

| ક્રમ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | પ્રસ્તાવના... | ૨ |
| ૨ | શ્રદ્ધાંજલિ... | ૬ |
| ૩ | મંગળાચરણ... | ૧૫ |
| ૪ | શ્રી અનાનુપૂર્વિ... | ૧૮ |
| ૫ | શ્રી પંચ પરમેષ્ઠિ પાઠ .. | ૨૨ |
| ૬ | શ્રી ગુલાબચન્દ્રજી મહારાજના અમર આત્માને અર્ધાંજલિ | ૨૫ |
| ૭ | શ્રી હર્ષચન્દ્રજી મહારાજને શ્રદ્ધાંજલિ... | ૨૬ |
| ૮ | શ્રી છગનલાલજી મહારાજની જીવન સમાલોચના... | ૨૭ |
| ૯ | શ્રી રત્નચન્દ્રજી મહારાજને શ્રદ્ધાંજલિ... | ૨૮ |
| ૧૦ | શ્રી હર્ષદ ઋષીનું વિરહ ગીત... | ૨૯ |
| ૧૧ | શ્રી ગુલાબચન્દ્રજી મહારાજનુ જીવન ચરિત્ર .. | ૩૦ |

## (ભાગ ૨ જો)

| ક્રમ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૨ | શ્રી પ્રશ્નોત્તર સંગ્રહ... | ૧-૧૩૦ |
| ૧૩ | શ્રી છંદ સગ્રહ .. | ૧૩૧-૧૬૧ |
| ૧૪ | શ્રી સ્તોત્ર સ્મરણ સમુચ્ચય. | ૧૬૧-૧૯૫ |
| ૧૫ | શ્રી પુષ્પ (કાવ્ય) સંગ્રહ... | ૧૯૬-૨૭૮ |

**( કીંમત રૂા. ૧-૦-૦ ✠ પોસ્ટેજ અલગ )**

મુદ્રક શ્રી વાડીલાલ કાકુભાઈ સઘવી
મુદ્રણાલય: અમૃત વિજય પ્રિન્ટીંગ પ્રેસ
મુદ્રણસ્થાન: ૧૬૩-૪ માણેકચોક, ગાચીની પોળ પાસે-અમદાવાદ.

**પ્રશ્નોત્તર**ની પ્રથા ચરમ તીર્થંકર પ્રભુ **શ્રી મહાવીર** સ્વામીના વખતથી સુપ્રસિદ્ધ છે અને **શ્રી ગૌતમ** સ્વામીએ પોતાના એકલાના જ હિત ખાતર નહિ પરન્તુ સમગ્ર ભવિ જીવોના કલ્યાણ નિમિત્તે અનેક અનેક પ્રશ્નો ભગવાન શ્રી મહાવીર સ્વામીને પૂછી તેના યોગ્ય ખુલાસાઓ મેળવેલા છે જેનો ઘણો ખરો સંગ્રહ એટલે ૩૬૦૦૦ પ્રશ્નોત્તરોનો **શ્રી ભગવતી સૂત્ર**મા સમાવેશ થએલો છે. જેથી શ્રી ભગવતીજી સૂત્ર અત્યારે ખાસ એક ઉત્તમ કોટીના અગ સૂત્ર તરીકે પ્રખ્યાત છે અને તેમાંથી જે ભવિ જીવને જે કાઇ જાણવાની કે આદરવાની ઇચ્છા હોય તો તેમાંથી મેળવી શકે અને તે આદરવાથી ખરેખર દરેક આત્મા પોતાનુ શ્રેય જરૂર સાધી શકે છે તે અનુસાર **શ્રી ખંભાત સ્થા. જૈન સંઘને પૂજ્યાચાર્ય શ્રી ગુલાબચંદ્રજી મહારાજ** પ્રત્યે ઘણો જ આદરભાવ હતો અને તેઓશ્રીની તપશ્ચર્યા અને ત્યાગે એટલી બધી ઉંડી અસર પાડેલી કે જેઓ તેમની સાથે નીકટના પરિચયમા આવેલા તેમના જીવનમાં ખરેખર આધ્યાત્મિક પલટો આવ્યા વગર રહ્યો નથી તેઓશ્રીના ગુણોનુ વર્ણન કરવું અશક્ય છે. છતા તેમણે સ. ૨૦૧૦ ની સાલમા છેલ્લુ ચાતુર્માસ **અમદાવાદ** કરેલુ તે વખતે મૂળીવાળા ભાઇશ્રી ચમનલાલ મણીલાલ શાહ, ભાઇશ્રી રતીલાલ ખીમચંદ ડેલીવાળા તેમજ ભાઇશ્રી શકરાભાઇ ગીરધરલાલ શાહે તેઓશ્રીની પાસેથી આધ્યાત્મિક જીવનની ચાવી મેળવવા કેટલાક પ્રશ્નો પૂછી તેના ઉત્તરો મેળવી તેની નોંધ કરેલી તે પ્રશ્નોત્તરો અમોને પ્રસિદ્ધ કરવા માટે ભાઇ ચમનલાલે જે ઇચ્છા દર્શાવી તે અમે સહર્ષ સ્વીકારી; કેમકે સ્વ પૂજ્યાચાર્યશ્રીના જીવનનો એક ઉત્તમ પરિચય ભવિ જીવો મેળવી શકે આ રીતે તેઓ અમોને મદદરૂપ થયા છે તે બદલ તેમના ઉપકાર ભૂલી શકાય તેમ નથી

**આ** પ્રશ્નોત્તરો ઘણાજ હૃદયસ્પર્શી અને ચાલુ જમાનાના માણસો સહેલાઇથી સમજી શકે તેવા તેમજ આત્મિક જીવન પ્રત્યે ખેંચી જવા માટે ખાસ જરૂરી છે તેમાં બીલકુલ શંકા નથી

**આ** પ્રશ્નોત્તરો મળ્યા બાદ તેઓશ્રીના જીવન ચરિત્રની આછી રૂપરેખા ભાઇશ્રી પા કાન્તિલાલ અંબાલાલ તેમજ શાહ ચીમનલાલ વાડીલાલ સ્ટાંપવાળાએ ફુલ નહિ પણ ફુલની પાંખડીરૂપે જે કાંઇ થોડો ઘણો તેમનો પરિચય થયેલો તેનો જીવન વૃત્તાન્તમાં સમાવેશ કરી જીવન ચરિત્રની ટુકી નોંધ આ પુસ્તકમાં રજુ કરવા પ્રયત્ન કર્યો છે અને આ જીવન ચરિત્રને યોગ્ય રીતે ગોઠવી ચાલુ જમાનાની રીતે આકર્ષણરૂપ બનાવવા માટે શાહ કેશવલાલ અંબાલાલે પણ પૂરતો સાથ આપ્યો છે આ પણ વાંચનાર વ્યક્તિને એક સદ્‌માર્ગે વાળવામા અતિ ઉપયોગી થઇ પડે તેવુ છે અને તેથી દરેક વાંચક ભાઇને તેનુ મનનપૂર્વક વાંચન કરવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ અને તેના ફળરૂપે વાચકવર્ગને તેઓશ્રીનુ જીવન જરૂર અમૃતમય બનાવી શકશે એવી અમોને દૃઢ શ્રદ્ધા છે.

**આ** પ્રશ્નોત્તરો અમોને મળ્યા બાદ બાળ બ્રહ્મચારી વિદુષી મહાસતીજી **શ્રી શારદાબાઈ સ્વામી**નુ ખંભાતમા આગમન થયુ અને **શ્રી પારવતીબાઇ મહાસતીજી**ની નાદુરસ્ત તબીયતને લઇ તેમને પણ છેવટે ખંભાતમા જ ચાતુર્માસ રોકાવુ પડયુ તે દરમ્યાન તેઓશ્રી પણ આ પ્રશ્નોત્તરો અમુક અમુક તપાસી ગયા અને ખાસ ઉપયોગી જણાતા તે બહાર પાડવાનો નિશ્ચય કરવામા આવ્યો અને તે પ્રશ્નોની સાથે તેમનો જીવન વૃત્તાંત અપાય અને આચરણમાં મુકવા જેવા વૈરાગી ગાયનો તેમજ જરૂરી ધાર્મિક સામગ્રીઓ તેમા રાખવા માટે પણ ખાસ જરૂરી નીવડે એ ભાવનાથી ભલે થોડો મોટો ગ્રન્થ થાય છતા ઉપયોગી નીવડે એવો આશય રાખેલો છે જે આ પુસ્તકનો અનુભવ થવાથી માલુમ પડશે. વળી આવુ ઉપ-

યોગી પુસ્તક દરેક આત્માનો ઉદ્ધાર કરવામાં જરૂર મદદરૂપ બની શકશે એ તેના અગાઉથી ગ્રાહકો થનારની સંખ્યા જ તેની સાક્ષીરૂપ જણાઇ આવે છે

**આ** પ્રમાણે પુસ્તક છપાવવાનું નક્કી થતાં **અમદાવાદમાં સંઘવી વાડીલાલ કાકુભાઇ** જુના અનુભવી અને તેની યોગ્ય રીતે ગોઠવણી કરી આપવામાં કુશળ હોઇ, તેમને આ પુસ્તક છાપવાનુ કામ સોપવામા આવ્યુ જે તેઓએ સહર્ષ વધાવી જે કાંઇ જરૂરી સદકાર અમોને આપ્યો છે તે બદલ શ્રી **ખંભાત** સઘ તેમનો આભાર માને છે

ટુંકમા આ પુસ્તકની બે હજાર પાંચસો (૨૫૦૦) નકલ પ્રગટ કરવામા આવી છે જેના ઘણાખરા તો અગાઉના જ ગ્રાહકો છે; જેથી પુસ્તક ઘણી રીતે ઉપયોગી નીવડે અને ભવિ જીવોને આધાર રૂપ બની જાય એજ અભ્યર્થના

**આ** પુસ્તક તૈયાર કરવામાં જે કાંઇ ભુલચુક રહી ગઇ હોય તેમજ છાપવામા તેમજ પ્રુફ સુધારવામાં કદાચ કોઈ ભુલ રહી ગયેલી માલુમ પડે તો વાંચક તેને સુધારીને વાંચવા પ્રયત્ન કરશે એવી અમારી નમ્ર વિનતી છે

લી.

ઠે ચોનારી દાળ<br>**ખંભાત**

શ્રી ખભાત શ્વે સ્થાનકવાસી જૈન સંઘની<br>વતી<br>**સઘવી મોહનલાલ ઇચ્છાલાલ**

## સં. ૨૦૧૨ ના કારતક વદી ૧૦ના દિવસે બાળ બ્રહ્મચારી વિદુષી મહાસતીજી શ્રી શારદાબાઈ સ્વામીએ સદ્‌ગત પુજ્ય તપસ્વી આચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી મહારાજશ્રીને અર્પેલી

## — શ્રદ્ધાંજલિ —

*

પૂજ્યાચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી મહારાજને કારતક વદ ૧૦ કે જે દિવસ વીર પ્રભુની દિક્ષા તીથિનો છે તે તેઓશ્રીને ઘણો પ્રિય હતો અને જ્યાં જ્યા તેમણે વિહાર કરેલો ત્યા ત્યાં તે દિવસ માટે ધર્મક્રિયા અને સવર ક્રિયા વધુ પ્રમાણમા થાય તેવો ઉપદેશ અચૂક આપતાં હતા

આ પ્રમાણે જે દિવસ પોતાનેજ પ્રિય હતો તેજ દિવસે તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો અને તે દિવસ તેમનો કારતક વદી ૧૦ નો હોવાથી અને તેઓશ્રીની પહેલ વહેલી સ્વર્ગવાસ તીથિ આવતી હોવાથી તે તીથિ ખભાતમા જાહેર રીતે સારી રીતે ઉજવાય તે માટે શ્રી ખભાત સઘે ઉત્સાહ બતાવેલો પણ તે તીથિ ચાતુર્માસ પૂર્ણ થયા બાદ દશમે દિવસે આવતી હોવાથી કોઇ પણ સાધુ-સાધ્વીની સાનિધ્યમાં તે તીથિ ઉજવાય તો સારું એ ગણત્રીએ શ્રી ખંભાત સઘે મહાસતીજી શ્રી જસુબાઇ તથા બા બ્ર મહાસતીજી શ્રી શારદાબાઇ સ્વામી ઠા ૪) ને તેટલા દિવસ વધારે રોકાઈ જવા વિજ્ઞપ્તિ કરેલી અને તેથી તેમણે તે માન્ય રાખી ઉપાશ્રયે નહી રોકાતા ખંભાતમા કંસારાવાડે રોકાયેલા અને ત્યા આગળ મેદાનમા વ્યાખ્યાન આપતા અને જૈન-જૈનેતર તે અમૂલ્ય વાણીનો ઘણો જ સારો લાભ લેતા હતા

પૂજ્યાચાર્યશ્રીની સ્વર્ગવાસ તીથિનાં આગલા ત્રણ દિવસથી ખભાત સઘમાં દશમુ તથા અગીયારમુ વ્રત કરવા માટે જાહેર થએલુ અને છેલ્લે દિવસે તે આકડો ૬૦ ની સખ્યામા આવેલો

હતો ને સિવાય બીજા પણ છુટક વ્રત-નિયમ સારા પ્રમાણમાં થએલાં. કારતક વદી ૧૦ નો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે વ્યાખ્યાનમાં દરરોજ કરતાં સારા પ્રમાણમાં માનવ મેદની ભરાયેલી હતી. દરેક જણ પૂજ્યશ્રીના ગુણો સાંભળવા માટે ઉત્સુક હતાં અને શાન્ત વાતાવરણ જામી રહેલું હતું તે વખતે બાળ બ્રહ્મચારી વિદુષી મહાસતીજી શ્રી શારદાબાઈએ કહ્યું કે આપણે સૌ આજે સ્વ. પૂજ્ય આચાર્યશ્રી ગુલાબચન્દ્રજી મહારાજની સ્વર્ગવાસ તીથિ ઉજવવા માટે એકત્ર થએલા છીએ અને તે તીથિ ઉજવી ત્યારે જ કહેવાય કે પૂજ્યશ્રીને જે ત્યાગ અને તપ પ્રિય હતો તે એમાંથી ગમે તે આપણે ગ્રહણ કરી તેની પ્રતિજ્ઞા લઈએ તો જ તે તીથિ ખરી રીતે ઉજવી ગણાય તે માટે કહેવામા આવ્યું કે.—

(જાઓ જાઓ એ મેરે સાધુ-એ રાગ)

આવો આવો હો બન્ધુ બહેની ગુરૂ તીથિ ઉજવવા<br>
ગુરૂ તીથિ ઉજવવા આવો ગુરૂ તીથિ ઉજવવા...<br>
આવો આવો હો બન્ધુ બહેની... એ ટેક૦

આરંભ પરિગ્રહ દુરે કરાવે, સંવર માર્ગે વાળે;<br>
જ્ઞાન તણો દીપક પ્રગટાવી, સંશય સૌના ટાળે...આવો આવો૦ ૧

ઉપદેશ આપી ભવ્ય જીવોના. જીવનને સુધાર્યા;<br>
સૂત્ર સિદ્ધાંતની વાણી સુણાવી. અનેક જીવને તાર્યા આવો આવો૦ ૨

વિષય કષાયને દૂર કરાવી. ક્ષમાભાવ મન લાવ્યા,<br>
આત્મરસનો અનુભવ લઈને, તપસ્યા માર્ગે વાળ્યા આવો આવો૦ ૩

આ પ્રમાણે કાવ્યમા જણાવ્યા બાદ કહ્યું કે ત્યાગ અને વૈરાગ્યમા મહાન શક્તિ છે

**सत्संगति कथय किं न करोति पुंसाम् ।**

## સં. ૨૦૧૨ ના કારતક વદી ૧૦ના દિવસે બાળ બ્રહ્મચારી વિદુષી મહાસતીજી શ્રી શારદાબાઈ સ્વામીએ સદ્દગત પુજ્ય તપસ્વી આચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી મહારાજશ્રીને અર્પેલી

### — શ્રદ્ધાંજલિ —

*

પૂજ્યાચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી મહારાજને કારતક વદ ૧૦ કે જે દિવસ વીર પ્રભુની દિક્ષા તીથિનો છે તે તેઓશ્રીને ઘણો પ્રિય હતો અને જ્યાં જ્યા તેમણે વિહાર કરેલો ત્યા ત્યાં તે દિવસ માટે ધર્મક્રિયા અને સવર ક્રિયા વધુ પ્રમાણમાં થાય તેવો ઉપદેશ અચૂક આપતાં હતા

આ પ્રમાણે જે દિવસ પોતાને જ પ્રિય હતો તે જ દિવસે તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો અને તે દિવસ તેમનો કારતક વદી ૧૦ નો હોવાથી અને તેઓશ્રીની પહેલ વહેલી સ્વર્ગવાસ તીથિ આવતી હોવાથી તે તીથિ ખભાતમા જાહેર રીતે સારી રીતે ઉજવાય તે માટે શ્રી ખભાત સંઘે ઉત્સાહ બતાવેલો પણ તે તીથિ ચાતુર્માસ પૂર્ણ થયા બાદ દશમે દિવસે આવતી હોવાથી કોઇ પણ સાધુ-સાધ્વીની સાનિધ્યમાં તે તીથિ ઉજવાય તો સારું એ ગણત્રીએ શ્રી ખંભાત સઘે મહાસતીજી શ્રી જસુબાઇ તથા બા બ્ર મહાસતીજી શ્રી શારદાબાઇ સ્વામી દા ૪] ને તેટલા દિવસ વધારે રોકાઈ જવા વિજ્ઞપ્તિ કરેલી અને તેથી તેમણે તે માન્ય રાખી ઉપાશ્રયે નહીં રોકાતા ખંભાતમા કસારાવાડે રોકાયેલા અને ત્યા આગળ મેદાનમા વ્યાખ્યાન આપતાં અને જૈન-જૈનેતર તે અમૂલ્ય વાણીનો ઘણો જ સારો લાભ લેતા હતા

પૂજ્યાચાર્યશ્રીની સ્વર્ગવાસ તીથિના આગલા ત્રણ દિવસથી ખંભાત સઘમા દશમુ તથા અગીયારમુ વ્રત કરવા માટે જાહેર થએલુ અને છેલ્લે દિવસે તે આકડો ૬૦ ની સખ્યામા આવેલો

હતો તે સિવાય બીજા પણ છુટક વ્રત-નિયમ સારા પ્રમાણમા થએલાં. કારતક વદી ૧૦ નો દિવસ આવી પહોચ્યો તે દિવસે વ્યાખ્યાનમાં દરરોજ કરતાં સારા પ્રમાણમા માનવ મેદની ભરાયેલી હતી. દરેક જણ પુજ્યશ્રીના ગુણો સાભળવા માટે ઉત્સુક હતાં અને શાન્ત વાતાવરણ જામી રહેલુ હતુ તે વખતે બાળ બ્રહ્મચારી વિદુષી મહાસતીજી શ્રી શારદાબાઇએ કહ્યુ કે આપણે સૌ આજે સ્વ પૂજ્ય આચાર્યશ્રી ગુલાબચન્દજી મહારાજની સ્વર્ગવાસ તીથિ ઉજવવા માટે એકત્ર થએલા છીએ અને તે તીથિ ઉજવી ત્યારે જ કહેવાય કે પુજ્યશ્રીને જે ત્યાગ અને તપ પ્રિય હતો તે એમાથી ગમે તે આપણે ગ્રહણ કરી તેની પ્રતિજ્ઞા લઇએ તો જ તે તીથિ ખરી રીતે ઉજવી ગણાય તે માટે કહેવામા આવ્યુ કેઃ—

(જાગો જાગો એ મેરે સાધુ-એ રાગ)

આવો આવો હો બન્ધુ બહેની ગુરૂ તીથિ ઉજવવા.
ગુરૂ તીથિ ઉજવવા આવો ગુરૂ તીથિ ઉજવવા...
આવો આવો હો બન્ધુ બહેની... એ ટેક૦

આરંભ પરિગ્રહ દુરે કરાવે, સવર માર્ગે વાળે,
જ્ઞાન તણો દીપક પ્રગટાવી, સશય સૌના ટાળે...આવો આવો૦ ૧

ઉપદેશ આપી ભવ્ય જીવોનાં. જીવનને સુધાર્યા;
સૂત્ર સિદ્ધાતની વાણી સુણાવી. અનેક જીવને તાર્યા આવો આવો૦ ૨

વિષય કષાયને દૂર કરાવી. ક્ષમાભાવ મન લાવ્યા;
આત્મરસનો અનુભવ લઇને, તપશ્ચ્યા માર્ગે વાળ્યા આવો આવો૦ ૩

આ પ્રમાણે કાવ્યમા જણાવ્યા બાદ કહ્યુ કે ત્યાગ અને વૈરાગ્યમા મહાન શક્તિ છે

**सत्संगति कथय किं न करोति पुसाम ।**

**અર્થાત્**—સત્સંગ માણસો માટે શું નથી કરતો? તે બધુંજ કરી આપે છે. આપણામાં વહેવારમાં કહેવાય છે કે 'સોબત તેવી અસર' બાઇબલમાં પણ આજ વહેવાર નીતિનો પ્રતિધ્વનિ આ વાકયમાં સંભળાય છે.

આપણે આપણા દૈનિક જીવનમાં વારંવાર કહેતા આવ્યા છીએ કે "ધોળાની સાથે કાળાને બાંધશો તો વાન નહી આવે પણ સાન જરૂર આવશે જ" વળી કહ્યું છે કે, "લાખો પાપી તર ગયે સંત સંગ કે પરતાપસે" આ બધા પ્રચલિત સુભાષીત વચનોનું ફળ એ છે કે સંત સમાગમનો મહિમા બહુ જ સુંદર છે અને સંત સમાગમથી લાખો પામરો તરી ભવસાગર પાર પામી ગયાં તેવા દાખલા ઘણા સાંભળવામા આવ્યા ને આવે છે.

આ પ્રમાણે આપણા આજના ચરિત્ર નાયક પૂજ્યાચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી મહારાજનો જન્મ નડીઆદમાં થયેલો. તેઓ બહોળા કુટુંબમાં જન્મેલાં. તેમના જીવનની આછી રૂપરેખા આપી કહ્યું કે, કાળની ગતિ ન્યારી છે. જેમ **સગર** ચક્રવર્તિના સાઠ હજાર દીકરાનો એક જ દિવસે નાશ થઇ ગયો અને જેવી અસર થઈ તેવીજ અસર આપણા નાયકને તેમના કુટુંબના માણસોના નાશ થઇ જવાથી થઇ. આ સંસાર અસાર છે, તેમાં કોઇ કોઈનુ નથી, તેમા જેટલા વળગી રહીએ તેટલું આપણું જાય છે; એમ સમજી આ સંસારમાથી છુટા થઈ ત્યાગ તરફ વળવાનુ મન થયું. એવામા તેઓને **મહારાજશ્રી ભાણજી સ્વામી**નો સમાગમ થયો અને સંવત ૧૯૬૦ ના વૈશાખ સુદી ૫ ના દિવસે **ધોડ**નદીમા દીક્ષા લીધી.

આટલું વિવેચન કર્યા બાદ મહાસતીજીએ બે માણસોએ સ્વ. મહારાજશ્રીને શ્રદ્ધાંજલિ અર્પતું ગાયન જે ખંભાતના વિદ્વાન કવિ ઘનશ્યામભાઇએ આ પ્રસંગ માટે જ બનાવેલું ને ઘણા ઉત્સાહપૂર્વક ગાયું હતું જે નીચે મુજબ છે:—

ખંભાત સંપ્રદાયના

# સદ્દગત તપસ્વી પુજ્યશ્રી ગુલાબચન્દ્રજી મહારાજને

## શ્રદ્ધાંજલિ

( રાગ–રાખના રમકડાં )

મહા ત્યાગી, સંયમ રાગી (શ્રી) ગુલાબચન્દ મહારાજ રે—
વંદન ભાવ ધરી કરીએ... એ ટેક

જન્મભૂમિ નડિયાદ સુહાવે, નામ ગોવર્ધનભાઇ;
ભાવસાર મોતીના સુત એ, માતા છે વખતબાઇ; (ગુરૂના)
મનગમતાં કપડાં વણતાં, નીભાવે ઘરનું કાજ રે... વંદન૦ ૧

વિધિ વિધાને કુટુંબ આખું, પ્લેગ મહીં ઝડપાયું;
તે દેખીને પુજ્ય તણું મન, ત્યાગ તરફ દોરાયું–ગુરૂનું મન ..
ઘર ત્યજી, દીક્ષા કાજે, ગયા ભાણજી સ્વામી પાસ રે...વંદન૦ ૨

ધોડ–નદીમાં દીક્ષા લીધી, સુદ પાંચમ વૈશાખે;
વસ્તાચંદ ગૃહસ્થ અપાવે, ઓગણીસો ને સાઠે–ગુરૂને...
તપ કરતા, સેવા કરતાં, ગુરૂચરણુ તણા થઈ દાસ રે .. વંદન૦ ૩

અલ્પ સમય સાથે રહી જ્યારે, ગુરૂજી સ્વર્ગ સીધાવ્યા;
ગિરીધરલાલજી, છગનલાલજી, રતનચન્દ્રજી સેવ્યા–ગુરૂદેવે...
વિહરતાં સદ્વન ધરતાં, મુંબાઇ-સુરત ચોપાસ રે... વંદન૦ ૪

અજમેરે સાધુ સમેલન જઇ શોભાવ્યું આપે;
કીશનગઢ સૌરાષ્ટ્રે વીહરી, અધર્મના મૂળ કાપે–ગુરૂજી...
જન જાગે તીમીર ભાગે, ઉપદેશ દીયે જે વાર રે... વંદન૦ ૫

ગામ વટામણુમાં નારીને, સર્પ ડસ્યો બહુ ભારી;
સ્તોત્ર–સ્તવન બોલીને આપે, નાખ્યું ઝેર ઉતારી–ગુરૂએ...
મન હરખે, શ્રદ્ધા પ્રગટે, શ્રી સંઘ તણા દીલમાંય રે... વંદન૦ ૬

વીર પ્રભુની દીક્ષા લીધીનો, મહિમા સમજાવે;
બે હજાર ને ચારની સાલે, પૂજ્ય પદવી પર આવે–ગુરૂજી...
ખંભાતે દીક્ષા જાતે, દીધી **સુભદ્રાબાઇ** રે . વંદન૦ ૭

**રાજનગર** વદ કાર્તિક દશમી, દોય સહસ્ર અગીયારે;
ત્યાગી પુરૂષ **એ** સ્વર્ગ સીધાવ્યા, વીર દીક્ષા લીધી જ્યારે–સીધાવ્યા ..
પૂજ્ય તણા ઉપકાર ઘણા, ના અંતરથી વીસરાય રે... વંદન૦ ૮

કાયાની માયા નવ રાખી, તનનો મોહ ન ધારે,
તપ ને ત્યાગ તણુ જીવન એ, જીવ્યા આ સંસારે–ગુરૂજી .
પુષ્પ તણી સુવાસ ઘણી, ઘનશ્યામ ગ્રહી લે આજ રે .. વંદન૦ ૯

સંઘવીની પોળ } પ્રકાશક
ખંભાત } **શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન સંઘ**

*

આ ગાયન દ્વારા પૂજ્યશ્રીના જીવનની ઘણીખરી આછી રૂપ-રેખા આવી ગએલી હોવાથી તે વિષે કાંઇ પણ કહેવાનુ રહેતુ નથી પણ તેમણે દીક્ષા લીધા પછી પોતાનુ મન ત્યાગ અને તપ ઉપર એવુ તો વાળી દીધું કે, ત્યાગ અને તપના જેટલા જેટલા નિયમો અંગીકાર કરતા અને પોતાના આચરણમા આચરતા તેટલો જ ઉપદેશ આપતા અને તે ઉપદેશ સામાના આત્મા ઉપર ઘણી અસર કરતો હતો

શાસ્ત્રમા **ધન્નાજીએ શાલીભદ્રને** કાયર કહેલા અને તે વખતે ધન્નાજીની સ્ત્રી **સુભદ્રાએ** મેણુ મારેલુ કે "વ્હાલા ! કહેવુ તો ઘણું સોહેલુ પણ કરવુ અતી દોહલુ છે" તે સાભળતાની સાથે ધન્નાજીએ પોતાની આઠ સ્ત્રીઓનો તે વખતે ત્યાગ કર્યો અને સંયમ લેવાને માટે તૈયાર થઇ શાળીભદ્રને જાગૃતિ આપેલી તે અનુસાર પૂજ્યશ્રી જે જે ઉપદેશ અન્યને આપતા તેનુ આચરણ પોતે કરી બતાવતા હતાં અને પોતે એટલુ શુદ્ધ ચારિત્ર પાળતા કે તેમા પોતે કોઇપણ જાતની ખામી આવવા દેતા નહી પોતાના આત્માને જન્મોજન્મના

કર્મ મળથી દૂર કરવા માટે શરીર પરનો મમત્વ ભાવ ઉતારી તપસ્યાનું શરણું સ્વીકારેલું અને શરીરમાં જે કાંઇ રસ-કસ હોય તે પોતાની જાતે તપ કરી બાળતા હતાં અને કહેતાં કે આ શરીર-માં જે કાંઇ રસ-કસ હશે-તેનો જીવ ચાલ્યો જશે ત્યારે તેને બાળી નાખવાનાં છે તો હું શા માટે મારી જાતે તે રસ-કસ બાળી મારા આત્માને ઉજ્વલ ન બનાવું ?

તેઓ એટલા પ્રખર વિદ્વાન અને નીડર હતાં કે ગમે તેવો મોટો લક્ષાધિપતિ આવે તો પણ તેની શરમ રાખતા નહી અને જરા પણ દબાયા વગર તેમની ભૂલ થતી હોય તો તે ચોકખું મોઢે કહી દેતા વળી કોઇ ત્યાગ અને સંયમ માટે તેમની પાસે પૂછવા આવતા તો તેમને સચોટ અને સરળ રીતે ઉપદેશ આપી તેમને એવી સમજણ પાડતાં કે સામાને મદદરૂપ થઇ તેમનો માર્ગ સરળ બનાવી આપી ત્યાગ માર્ગે વાળતાં-આવી તેમની સદા માટે ભાવના હતી અને રહેતી

પોતાને ગમે તેટલી લાંબી તપશ્ચર્યા હોય તો પણ તેઓ રહેજે કંટાળતા નહી અને કોઇ પૂછવા આવે તેનો સંતોષકારક જવાબ આપી તેમનું સમાધાન કરતાં તેના દૃષ્ટાંત રૂપે મુળીવાળા ભાઇશ્રી ચમનલાલે અમદાવાદના ચાતુર્માસ વખતે પ્રશ્ન પૂછેલા તે પ્રશ્ન આ પુસ્તકમા આપેલા છે તે ઉપરથી સમજાશે

તેઓ માંદગી પ્રસંગે નિર્દોષ દવા લેતાં અને વિલાયતી દવા લેવાની ના પાડતાં અને ઇન્જેકશનની વાત આવતી ત્યારે નીડરપણે શરીર પર પોતાને મમત્વ નથી તેવું જણાવી, ડોકટરને તે લેવાથી સંયમ માર્ગમા બાધ આવતો દેખાડી હિંસક દવા લેવાની સાફ ના પાડતા અને પોતાના સંયમ માર્ગમાં વિશેષ દૃઢ રહેતા આવો તેમનો ત્યાગ પ્રત્યે અસીમ પ્રેમ હતો.

આવા પ્રખર ત્યાગી-ચોથા આરાનાં જેવા સાધુની આપણે

બધા મરણ તીથિ ઉજવવા માટે ભેગા થયેલા છીએ તો ઠાણાંગ સૂત્રમાં માતા-પિતાનું, શેઠનું અને સદ્‌માર્ગે ચઢાવનાર ધર્મ ગુરૂનું ઋણ કોઈ પણ રીતે વાળી શકાતું નથી. ફક્ત તેમને કેવળી પરૂપેલો ધર્મ સમજાવી તે માર્ગમાં જેટલા આપણે સહાયરૂપ થઇએ તો જ કંઇક અંશે ઋણ મુક્ત થયા ગણાઇએ; પરન્તુ આપણા પૂજ્ય નાયક ગુરૂદેવ મહાન તપસ્વી, શાસ્ત્ર પારગામી અને તેમના જીવનમા ત્યાગ, વૈરાગ્ય અને તપનુ ઘણું જ મહત્વ હતું અને તે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ અને તપ તેમજ ત્યાગ બળનાં લીધે આપણે તેમની પુન્ય તીથિ ઉજવવા ભેગા થએલા છીએ માટે—

હે સુજ્ઞ બન્ધુઓ તથા બહેનો ! આપણા આ માનવનાં ઉત્તમ જીવનમાં તે મહાન પુરૂષનાં જીવનરૂપી રત્નો આપણે આજે ગ્રહણ કરવા જોઇએ અને તે હિસાબે આપણે તેમનાં જીવનમાંથી જે કાંઇ ત્યાગ કે તપ લીધો હશે તેજ લેખે ગણાશે અને 'ફુલ નહી પણ ફુલની પાખડી' એ દૃષ્ટાંતે તેમનો ત્યાગ, દૃષ્ટિ સમક્ષ રાખી દરરોજ એકાદ નિયમ પાળવા માટે વ્રત-નિયમ અંગીકાર કરવામાં આવે તો જ આપણે તેમની પુણ્ય તીથિ ઉજવાયેલી ગણાશે, નહીં તો તે જીવન અને મૃત્યુ તીથિ ઉજવવાનો જે પ્રચલીત રીવાજ થઇ ગએલો છે તે પ્રમાણે ગણાય માટે તે પ્રમાણે નહીં વર્તતા તે મહાન પુરૂષનાં સતસંગથી જે કાંઇ લીધુ હોય અને જાણ્યુ હોય તે સમજી તેને પચાવી આ માનવ જીવનને સફળ કરીએ તો જ ખરી રીતે પુણ્ય તીથિ ઉજવી ગણાય

આ પ્રમાણે અસરકારક ઉપદેશને લઇ વ્યાખ્યાનની પૂર્ણાહુતિ થતાં સંઘનાં ઘણા ખરા માણસોએ એક વર્ષને માટે વ્રત-નિયમ લીધેલ અને આનંદસહ સર્વે વિખરાયા હતા

## સદ્ગત પરમ પુજ્ય ગુરૂદેવ શ્રી ગુલાબચન્દ્રજી મહારાજને

### — શ્રદ્ધાંજલિ —

### એ ગુરૂનો ઉપકાર કેમ ભુલાય ?.

આપનો અમોને નાની ઉંમરમા પરિચય થએલો પરન્તુ તે લાભ અમોએ બાલવયને લઈ ગૃમાવેલો; પણ જ્યારે **ખંભાતમાં** સંવત ૧૯૯૫, ૧૯૯૮, ૨૦૦૨, ૨૦૦૫, ૨૦૦૯નાં ચાતુર્માસ થયેલાં અને તે ચાતુર્માસમા આપના મુખાર્વિન્દમાંથી ઝરતી સૂત્રવાણીનો જે બોધ પડતો હતો તેનુ શ્રવણ કરતા અમારા હૈયા ઉછળી જતા હતા.

અમારો જીવાત્મા અનાદિ કાળથી ધર્મ પર સ્થીર હતો નહીં તે આત્માને આપે શાસ્ત્રનુ શ્રવણ કરાવી-વચનામૃત કાનમાં રેડી જૈન ધર્મ વિશે વિશેષ શ્રદ્ધા અને સાચી સમજણ આપી સ્થીર કરી આપે અમારા ઉપર જે અથાગ ઉપકાર કરેલો છે તે કોઇ રીતે ભૂલાય તેમ નથી જ.

આપની સાથે કોઈ કોઇ વાર વિહાર તેમજ ચાતુર્માસ અગર માંદગીના પ્રસંગે નીકટના પરીચયમા આવતા આપની પાસેથી જે કાઇ શાસ્ત્ર વિષે જાણવાનુ અને સમાજ વિષે અનુભવવાનુ મળેલ છે તે માટે અમો ઘણા જ ઋણી છીએ

આપના પરિચયમા દશ્યમાન થયેલી આપની ગંભીરતાં, ઉપકારક બુદ્ધિ અને પ્રેમ કેટલા ઉદાર અને અદ્ભુત તેમજ આદર્શમય હતા એના સાક્ષી રૂપ અમારો અંતર આત્મા જ છે અને આજે તે સ્મરણમા આવતા અમારા નેત્રો આંસુનાં બિંદુએ છલકાય છે

આપનાં અગણિત ઉપકારો તળે અમો દબાયેલાં છીએ એવા અમે આપને શી રીતે શ્રદ્ધાંજલિ આપી શકીએ ? છતા પણ આપના જીવનની વિશિષ્ટતાઓ જન સમાજમા રજુ થાય અને તેનુ વાંચન

કરતાં ભવ્ય આત્માઓને તેમાંથી પ્રેરણા મળે તેવા શુદ્ધ આશયથી આપના પવિત્ર જીવનની આછી રૂપરેખા રજુ કરી, 'પુષ્પ નહીં પણ પુષ્પની પાંખડી' રૂપે આપના પવિત્ર ચરણકમળમાં રજુ કરી અમો યતકિંચિત્ સંતોષ અનુભવીએ છીએ.

લી

સંઘવીની પોળ
**ખંભાત**
તા ૧-૬-૫૬

આપના વિરહને યાદ કરી ગુણોને સંભારનાર
સંઘના નમ્ર સેવકો
**પા. કાન્તિલાલ અંબાલાલ**
**ચીમનલાલ વાડીલાલ સ્ટાંપવાળા**

# મંગળાચરણ

*

અર્હન્તો ભગવન્ત ઇન્દ્ર મહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા,
આચાર્યા જિનશાસનોન્નતિકરા. પૂજ્યા ઉપાધ્યાયકાઃ,
શ્રી સિદ્ધાંત સુપાઠકા મુનિવરા, રત્નત્રયા રાધકા
પચ્ચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિન, કુર્વન્તુ નો મંગલમ્ ॥ ૧ ॥

વીર પાર્શ્વનમિ. સુપાર્શ્વ સુવિધિઃ શ્રેયાંસ મલ્લિ. શશિ.,
નેમિર્નાભિજ વાસુપૂજ્ય વિમલ. પદ્મપ્રભઃ શીતલઃ;
કુંથુ શાન્ત્યભિનન્દનાર્હન્મુનિ ધર્મોઽજિત સંભવોઽ-
નંત. શ્રી સુમતિશ્ચ તીર્થપતયઃ કુર્વન્તુ નો મંગલમ્ ॥ ૨ ॥

બ્રાહ્મી ચંદન બાલિકા ભગવતી. રાજેમતી દ્રૌપદી,
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા સીતા સુભદ્રા શિવા;
કુન્તી શીલવતી ચ નલસ્ય દયિતા, ચૂલા પ્રભાવત્યપિ,
પદ્માવત્યપિ સુંદરી દિનમુખ, કુર્વન્તુ નો મંગલમ્ ॥ ૩ ॥

વીરઃ. સર્વ સુરાસુરેન્દ્ર મહિતો, વીરં બુધાઃ સંશ્રિતાઃ,
વીરેણાભિહતઃ સ્વકર્મનિચયો, વીરાય નિત્યં નમઃ;
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં. વીરસ્ય ઘોરં તપો,
વીરે શ્રીધૃતિકીર્તિકાંતિનિચયઃ શ્રી વીર ! ભદ્રં દિશ ॥ ૪ ॥

મંગલં ભગવાન વીરઃ, મંગલં ગૌતમ પ્રભુ !
મંગલં સ્થુલિભદ્રાદ્યા, જૈન ધર્મોસ્તુ મંગલમ્;
સર્વ મંગલ માંગલ્યં, સર્વ કલ્યાણ કારણં;
પ્રધાન સર્વ ધર્માણા, જૈનં જયતિ શાસનં ॥ ૫ ॥

# શ્રી આનુપૂર્વિ

*

## ( ચોપાઇ )

આનુપૂર્વી ગણજ્યો જોય, છ માસી તપનું ફળ હોય,
સંદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર. ॥ ૧ ॥

શુદ્ધ વસ્ત્રે ધરી વિવેક. દિન દિન પ્રત્યે ગણવી એક,
એમ આનુપૂર્વિ જે ગણે, તે પાંચસે સાગરના પાપને હણે. ॥ ૨ ॥

## ( દોહરા )

એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર;
તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર ॥ ૧ ॥

ઓગણીશ લાખ ત્રેસઠ હજાર, બસે બાસઠ પળ;
ત્યાંહા સુધી તે ભોગવે, નવકાર મન્ત્રનુ ફળ ॥ ૨ ॥

અશુભ કર્મ કે હરણકું, મન્ત્ર બડો નવકાર;
વાણી દ્વાદશ અંગમેં, દેખ લીયો તત્ત્વસાર ॥ ૩ ॥

---

## આનુપૂર્વિ ગણવાની રીત

*

૧ હોય ત્યાં ' નમો અરિહંતાણું ' કહેવું
૨ હોય ત્યાં ' નમો સિદ્ધાણું ' કહેવું.
૩ હોય ત્યાં ' નમો આયરિયાણું ' કહેવું
૪ હોય ત્યાં ' નમો ઉવજ્ઝાયાણું ' કહેવું.
૫ હોય ત્યાં ' નમો લોએ સવ્વસાહુણું ' કહેવું.

૧

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

૨

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

૩

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

૪

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |

૫

| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

卐

૬

| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

૭

| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

卐

૮

| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

૯

| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

卐

૧૦

| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

૧૧

| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

卐

૧૨

| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

૧૩

| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

卐

૧૪

| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

૧૫

| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

卐

૧૬

| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

૧૭

| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

卐

૧૮

| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

૧૯

| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

卐

૨૦

| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

# શ્રી પરમેષ્ઠિ પાઠ

*

ૐ જય અરિહંતાણું, પ્રભુ જય અરિહંતાણુ;
ભાવ ભક્તિસે નિત્ય પ્રતિ, પ્રણમૂ સિદ્ધાણુ... ૐ જય૦ એ ટેક

દર્શન જ્ઞાન અનન્તા, શક્તિ કે ધારી સ્વામી;
યથાખ્યાત સમકિત હૈ, કર્મ શત્રુ હારી.. ૐ જય૦ ॥ ૧ ॥

હૈ સર્વજ્ઞ સર્વદર્શી બલ, સુખ અનંત પાયે સ્વામી;
અગુરુ લઘુ અમૂરત, અવ્યય કહલાયે... ૐ જય૦ ॥ ૨ ॥

નમો આયરિયાણું, છત્રીશ ગુણ પાલક-સ્વામી;
જૈન ધર્મ કે નેતા, સંઘકે સંચાલક... ૐ જય૦ ॥ ૩ ॥

નમો ઉવજ્ઝાયાણું, ચરણ કરણ જ્ઞાતા-સ્વામી;
અંગ-ઉપાંગ પઢાતે, જ્ઞાન દાન દાતા... ૐ જય૦ ॥ ૪ ॥

નમો સવ્વ સાહૂણું, મમતા મદ હારી-ગુરુ;
સત્ય અહિંસા અસ્તેય, બ્રહ્મચર્ય ધારી... ૐ જય૦ ॥ ૫ ॥

ચૌથમલ કહે શુદ્ધ મન, જો નર ધ્યાન ધરે-ભાઇ;
પાવન પંચ પરમેષ્ઠી, મંગળાચાર કરે.. ૐ જય૦ ॥ ૬ ॥

---

## શ્રી જિનવાણી

[ છંદ ત્રિભંગી ]

*

જય જય જિનરાયા, સૂત્ર સુણાયા, ધર્મ બતાયા, હિતકારી,
ગણધરજી ઝીલી, સંધિ સુમેલી, નય રસ કેલી, વિસ્તારી;
રચિ દ્વાદશ અંગ, ભંગ તરંગ ધ્રુવ અભંગ, અતિ ભારી,
ધન ધન પ્રભુ વાણી સબ સુખ દાણી, ભવીજન પ્રાણી ઉરધારી.
એ ટેક ॥ ૧ ॥

ઇહાં નહિ તીર્થંકર, કેવળી ગણધર, અવધિ મુનિવર, મન જ્ઞાની,
જંઘા વિદ્યાચારી, પૂરવધારી, આહારક શરીરી, મહા ધ્યાની;
નહિ ગગનગમણી, પદ અનુસરણી, વૈક્રિય કરણી, પરિહારી,
ધન ધન૦ ॥ ૨ ॥

દેવર્દ્ધિ ખમાસમાણ, તારણ ભવિયણ, ઉદ્યમ લેખણ જિન કીનો.
ઇણહીજ આધારે, પંચમ આરે, ધર્મ જ ધારે, જિનછીનો;
આલંબન મોટો, સૂત્રકો ગોટો, રચ ન ખોટો, હિતકારી,
ધન ધન૦ ॥ ૩ ॥

શુદ્ધ સમ્યક્ તરવર, અતિ દઢ પરવર, વાણી સુધાકર, જલધારી,
યા દયા વિધારણ, હિંસા વારણ, શિવ સુખ કારણ, ભવ પારી;
એ બુદ્ધિ બઢાવે, ભર્મ કઢાવે, પાપ છોડાવે, શ્રુત ચારી,
ધન ધન૦ ॥ ૪ ॥

જે ચિંતા ઉચ્ચાટણ, મોહની દાટણ, ત્રિશલ્ય કાટણ, કાતરણી,
અરિ કંદ કુદાળી, બંધણ પાળી, સુરતરૂ ડાળી, સુત ઝરણી;
ભવદધિ કે માહી, જહાજ કહાઈ, એહા ભાઈ, નર નારી,
ધન ધન૦ ॥ ૫ ॥

સંશય વિપર્યવ, અધ્યવસાય, તિહુયણમાંહી, હોય નહિ,
ત્રિદોષ રહિત, ત્રિગુણ સહિત, ત્રિપદી રીત, ભેદ સહી;
શુદ્ધ ન્યાય આરાધી, શિવ વધુ સાધી, કર્મ ઉપાધી, છણ વારી,
ધન ધન૦ ॥ ૫ ॥

યા વિરાધન કરકે, ઇહામે મરકે, ઉપજ્યા નરકે, દુઃખ પાયા,
થયા દુર્લભ બોધી સદગતિ રોધી, આતમ શુદ્ધિ, નહિ પાયા;
વળી ગર્ભમે લટક્યા, ચૌગતિ ભટક્યા, જગતમે અટક્યા; ભયભારી;
ધન ધન૦ ॥ ૭ ॥

જિણ હિતકર જાણી; શ્રી જિનવાણી; સો ભવી પ્રાણી; સુખ પાયા;
સમકિત શુદ્ધ કરણે; મિથ્યા હરણે; ભવ જલ તરણે; શિવ પાયા;
ત્રિલોક રિખ જાચી; શારદા સાચી; તન મન રાચી; જયકારી;
વન ઘન૦ ॥ ૮ ॥

## (કળશ-દોહા)

જિનવાણી જયકાર હે; અનુભવ રસકો સાર ॥
નય પ્રમાણ વિચારજો; પક્ષપાત પરિહાર ॥ ૧ ॥

શમ દમ ઉપશમ ભાવશુ, જે સાધે નર નાર ॥
ત્રિલોક રિખ તિણને સદા; પ્રણમે વારવાર ॥ ૨ ॥

## (મધ્ય મંગલ)

હે પ્રભો ! આનન્દ દાતા; જ્ઞાન હમકો દીજીયે;
શીઘ્ર હી ઇન દુર્દશા સે; પાર બેડા કીજીયે;
ઐસી અનુગ્રહ ઔર કિરપા, હમપે હો પરમાત્મા;
હોં સભાસદ સબ યહા કે; શીઘ્ર સે ધર્માત્મા ॥૩॥

## સદ્‌ગત પરમ પુજ્ય ગુરૂદેવ શ્રી ગુલાબચન્દ્રજી મહારાજના

## ☞ અમર આત્માને અર્ઘાંજલિ ☜

(રાગ-મન્દાક્રાન્તા)

❀

તજીને નિષ્ઠુર દેહથી, પ્રભુ મહાવીરનો મિત્ર સૂતો,
મૃત્યુ દેખી ખડખડ હસી, 'એ' મહાપ્રાણ ભેટયો;
શાંતિ કેરો અભય ઉરનો, આત્મ પ્રેમી જ યોગી,
પોઢયો સ્થાયી ચીર સ્વતન અર્પી એ અહિંસા પ્રયોગી...

લાજયો કાં ના, ક્રૂર કાળ એ, 'ગુલાબ-પ્રાણ'ને તોડતાં રે,
થંભ્યો કાં ના, જડમતિ-સમું આ કાર્ય કરતાં રે ? !
સકળ સંઘમાં છાઇ ગમગીની, મહામૂલ્ય 'ગુલાબ' જાતાં,
પ્યા મમ શિશુ કેરા હૃદય દુઃખથી વાત આ જાણતામાં...

પ્રભુ વીર-યોગી સાચો, ઉર-મિલનના યોગને સાધનારો,
સંપે સર્વને સુખમય થવા, સુમન્ત્રને બોધનારો;
સમાજ-કેરા દુઃખદ અનલે, કંઇ વીર-સુધા સિંચનારો,
આત્મપ્રેર્યા નિરવ ઉરનો, બોલ એ બોલનારો...

પીડા પામી રૂદન સ્વરથી, ચિરાતુ જૈની પ્રાણ બોલે,
કોટી જૈની-હૈયા વ્યથિત વિરહે આત્મ સંતાપ ખોલે;
બોલે આજે સંઘપતિ સૌ, ખુદ શાંતિનો દૂત 'ગુલાબ' રે,
આવી કયાંથી વિષમ સમરો, ખંભાત લલાટે કષ્ટ આંધી રે...

સિદ્ધાંતો ને સત્-નિયમથી, વળી ત્યાગ ને અડગ ટેકધારી,
વન્દનીય અમ શાસનમાં, ખરો ધ્યેયમાં ધ્યાન ધારી !
એવા સુવાસિત 'જૈની-ગુલાબ'ને, હમેશ વંદના છે મારી,
પ્રાર્થું એવા ઘર-ઘર નરો, પામજો આત્મ શ્રેયકારી...

✕

(રચયિતા.—જયન્તિલાલ વાડીલાલ સંઘવી—અમદાવાદ)

## સદ્‌ગત આચાર્ય મહારાજ શ્રી હર્ષચન્દ્રજી સ્વામીને

### — શ્રદ્ધાંજલિ —

*

શ્રી હર્ષચન્દ્રજી સ્વામી, શ્રી હર્ષચન્દ્રજી સ્વામી વંદન હોજો...

અઢારસે એકાણું જન્મ તમારો જાણું, **શી**રસા શહેર વખાણું;
વંદન હોજો રે... શ્રી હર્ષચન્દ્રજી સ્વામી... ટેક૦

**રાજબાઇના નંદ**, પિતાજી ઉદેચંદ, આપ હુશાનચંદ;
વદન હોજો રે... શ્રી૦ ૧

ગંભીર ને ગુણવાન, વિનયી વિદ્યાવાન, ધર્મે નિરંતર ધ્યાન;
વંદન હોજો રે... શ્રી૦ ૨

વરીયા ગુણીયલ સન્નારી, બનીયા પછી વેપારી;
વેપાર કીધો ભારી, વદન હોજો રે... શ્રી૦ ૩

વ્યાપારે ચિત્ત ધરી, આવ્યા મુબઇ નગરી, પંજાબ સિંધે ફરી;
વદન હોજો રે .. શ્રી૦ ૪

એક દિન અનાર્યો ત્યાં, લઇ માંસ જીવોનું જાય,
દેખીને ખેદ જ થાય... વંદન હોજો રે .. શ્રી૦ ૫

મનમાં કર્યો વિચાર, ખોટો છે સંસાર, સાધુ થવુ નિરધાર;
વદન હોજો રે... શ્રી૦ ૬

સર્વ છોડીને ચલીયા, ગુરૂ **માણેકચન્દજી** મળીયા,
મનના મનોરથ ફળીયા; વદન હોજો રે... શ્રી૦ ૭

ઓગણુસો ને છત્રીસ, જેઠ શુક્લ ને ત્રીજ, દીક્ષા અનેરી લીધ...
વદન હોજો રે... શ્રી૦ ૮

દીક્ષા લઈ વિચરીયા, જ્ઞાન અનુપમ વરીયા,
ઉપવાસ એકાતર કરીયા; વદન હોજો રે... શ્રી૦ ૯

જ્યા જ્યા કર્યો વિહાર, દેતા ઉપદેશ અપાર,
સહુ જીવને સુખકાર; વદન હોજો રે... શ્રી૦ ૧૦

ઓગણીસો ઓગણપચાસ, સુદ બીજ ને ચૈત્ર માસ,
શીવપુર કીધો વાસ... વંદન હોજો રે... શ્રી૦ ૧૧

આજે નગર **ખંભાતે,** સંઘ સહુ મળીને સાથે,
ઉજવે જયતિ પ્રીતે, વંદન હોજો રે... શ્રી૦ ૧૨

---

## સદ્ગત આચાર્ય મહારાજ શ્રી છગનલાલજી સ્વામીની જીવન સમાલોચના

(રાગ-આવો આવો દેવ, મારા સૂના સૂના દ્વાર)

*

પરમ પ્રતાપી, પ્રતિભાશાળી, **છગનલાલજી** મહારાજ,
ગાઇએ પૂજ્યતણા ગુણ આજ... એ ટેક

**અવલસંગ**ના સુપુત્ર વૈષ્ણવ, રાણા રજપુત જાતે;
**રેવાબાઇ**ની કૂખે જનમ્યા, પુણ્યભૂમિ **ખંભાતે**... ગાઇએ૦ ૧

જૈન ઉપાશ્રય જાવા લાગ્યા, વણિક મિત્રને સંગે;
ધીરે ધીરે રંગાવા લાગ્યુ, મન સંયમના રંગે.. ગાઇએ૦ ૨

સેવાભાવે શાળા ખોલી, જ્ઞાન સહુને આપે;
પોતાનુ પણ જ્ઞાન વધારી, મોહના બંધન કાપે.. ગાઇએ૦ ૩

ઓગણીસો સુડતાલીસ સાલે, પોષ દશમ સુદ ગાજે;
સુરત ગામે દીક્ષા આપી, **હર્ષચન્દ્ર** મહારાજે.. ગાઇએ૦ ૪

પૂજ્યપદે શ્રી **ભાણજી** સ્વામી **ગોરધનલાલજી** આવ્યા;
ઓગણીસો ત્યાસીમા પોતે, પૂજ્ય પદવી સોહાયા. ગાઇએ૦ ૫

સમાજ સેવા નવીન જાગૃતિ, સ્વાશ્રય રીત સમજાવી;
જૈન અને શ્રાવિકાશાળા, દઇ ઉપદેશ સ્થપાવી... ગાઇએ૦ ૬

જૈન હિતેચ્છુ પત્ર કઢાવ્યુ, દીધા નવીન વિચારો;
જૈનેતરમાં જૈન ધર્મના, રેડયા સુસંસ્કારો... ગાઇએ૦ ૭

**મુંબઈ**માં સ્થાનક બંધાયું, પૂજ્યશ્રીના પ્રતાપે;
**અજમેરે** સાધુ સંમેલન, જઈ દિપાવ્યું આપે... ગાઈએ૦ ૮

પૂજ્ય **જસાજી** પાસે શાસ્ત્રનું, વિશેપ જ્ઞાન વધાર્યું;
અનુભવી આચાર્યે જગમાં, સુચારિત્ર્ય પસાર્યું... ગાઈએ૦ ૯

ઓગણીસો પંચાણુના વૈશાખ, દશમ વદ જ્યારે;
છોડી દુનિયા કાળ કર્યો, જ્યાં વાગ્યા દશ સવારે... ગાઈએ૦ ૧૦

દીક્ષા કાળ વરસ એકાવન, પૂજ્ય પદવી અગીઆર;
ધન્ય જીવન એ ધન્ય મરણ એ, સફળ મનુષ્ય અવતાર...ગાઈએ૦ ૧૧

મહાપુરૂષના જીવન પંથે, જાતા સરશે અર્થ;
જો 'ધનશ્યામ' અમલ ના કરીએ, તો સઘળું છે વ્યર્થ...ગાઈએ૦ ૧૨

---

## સદ્ગત આચાર્ય બાળ બ્ર. મુનિશ્રી રત્નચન્દ્રજી સ્વામીને
## — શ્રદ્ધાંજલિ —

(રાખના રમકડા—એ રાગ)

*

ત્યાગથી જીવનને આ જગમા, અમર બનાવ્યુ રે;
ગાઈએ ગુણ શ્રી **રત્નચંદ્ર**ના, જેણે જીવન દીપાવ્યુ રે ત્યાગથી૦ ૧

**ખંભાતે ગલીયાણા** ગામે, જન્મ્યા રજપૂત જાતિ (૨)
નામ **રવાભાઈ** નાની વયમા, ત્યાગ ભાવના થાતી રે. ત્યાગથી૦ ૨

રૂના કાલા વીણવા કાજે, ગામ **વટામણ** જાવે [૨]
**મોંઘીબાઈ**ની વાણી સુણતાં [૨], પાપ કરમ ના ભાવે રે. ત્યાગથી૦ ૩

આ સંસાર **અસાર** ગણીને, છોડી જગની માયા [૨]
**છગનલાલજી** પાસે દીક્ષા [૨], લઈને મન હરખાયા રે. ત્યાગથી૦ ૪

સેવા કરતાં પૂજ્ય ગુરૂની, રહેતાં સરળ સ્વભાવે [૨]
ક્ષમા ધર્મને અખંડ ધરતાં [૨], કોઈને નવ દુભાવે રે ત્યાગથી૦ ૫

ઓગણીસો પંચાણું સાલે, પૂજ્ય પદવી પર આવ્યા [૨];
સત્ય દયા અદ્‌ભૂત પ્રતિભાથી [૨], સહુને મન ભાવ્યા રે. ત્યાગથી૦ ૬
ભાદરવા સુદ અગીયારસના, પ્રભાતે વાગ્યા ચાર [૨];
સ્વર્ગ સિધાવ્યા દિવ્ય પુરૂષ એ, છોડી આ સંસાર રે ત્યાગથી૦ ૭
દીક્ષા કાળ વર્ષ અડતાલીસ, પૂજ્ય પદવી નવ વર્ષ [૨];
મહા તપસ્વી પુણ્યાત્માને [૨], નમતાં થાયે હર્ષ રે. ત્યાગથી૦ ૮
એવા જીવનમાંથી થોડા, ગુણરૂપી રત્નો લઇએ [૨];
તો 'ઘનશ્યામ' જરૂર આ બંધનમાથી છુટા થઇએ રે ત્યાગથી૦ ૯

---

## સ્વર્ગસ્થ બાળ બ્રહ્મચારી મુનિશ્રી હર્ષદઋષીજીનું
## વિરહ ગીત

*

**હર્ષદ** વિનાનુ ગુરૂજી વિનાનુ સૂનું સૂનું લાગે;
અમને સૂનુ સૂનું લાગે...
સહુને વહાલા સહુને ગમતા, નાના મોટા સર્વ જીવોને;
ખોટ પડી ગઈ ગુરૂજીની, **ખંભાત** સંઘના વીરોને... હર્ષદ૦ ૧
ગુરૂ અમારા બાળ બ્રહ્મચારી, ગુરૂ અમારા સેવાભાવી;
ખોટ પડી ગઈ ખંભાત સંઘને, સેવાભાવી મુનિની. હર્ષદ૦ ૨
ગુરૂ અમારા જ્ઞાની ધ્યાની, ગુરૂ અમારા ખેવણહાર;
ઓ પ્રભુજી! છીનવી લીધાં, ભવ્ય જીવોનાં તારણહાર. હર્ષદ૦ ૩
ઓ ગુરૂજી આ શું કીધુ સર્વને છોડી શીવપુર લીધું;
ગુરૂના વિયોગે આજે, ખંભાત સંઘને બહુ દુઃખ થયુ... હર્ષદ૦ ૪
બે હજાર ને નવની સાલે, વદી પાંચમ ને રવીવારે;
પોષ મહીને ગુરૂ પધાર્યા, પ્રભુજી તમારે દ્વારે... હર્ષદ૦ ૫
સંઘનાં સહુ ભેળા થઇને, ગુરૂજીના ગુણલા ગાજો,
**'ચીમન'** કરજોડી કહે છે, ગુરૂજીનો જય જય થાજો હર્ષદ૦ ૬

---

ખંભાત સંપ્રદાયના

સ્વ. પૂજ્યાચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી

મહારાજને

સાદર-સપ્રેમ સમર્પણ:—

॥ श्री महावीराय नमः ॥

# સ્વ પૂજ્યાચાર્યશ્રી ગુલાબચંદ્રજી સ્વામીનું

## પ્રારંભ

**આ** જગતમાં કોઈ પણ મનુષ્ય એકની એક જ સ્થીતિમાં સર્વદા રહી શકતો નથી કાં તો તે પોતાના જ્ઞાન અને આચરણને ઉન્નત કરતો ચાલી આધ્યાત્મિક રીતે પ્રગતિ કરતો જાય છે અથવા તો તે સ્વાર્થ, લોભ અને મોહાદિને વશ થઇને અધમતાને પ્રાપ્ત કરતો જાય છે આથી જ કરીને પ્રત્યેક મનુષ્યે પોતાના જીવનનુ લક્ષબિંદુ યાને આદર્શ બહુ જ ડહાપણપૂર્વક નક્કી કરવાની અને પછી તેને જ અનુસરીને પોતાનું જીવન ગાળવાની આવશ્યક્તા છે

જીવોને સુખી કરવારૂપ અનેક પ્રકાર છે; પરન્તુ સદાને માટે સર્વોત્તમ સુખરૂપ એવુ જે મોક્ષ પદ કે જેના કરતા ઉત્તમ વસ્તુ અથવા લાભ બીજો કોઈ પણ કલ્પી શકાય તેમ નથી. જેના આગળ જગતની ઉત્તમોત્તમ વસ્તુ સ્થીતિઓ પણ વિસાતમાં નથી તેવી આત્મ વસ્તુનો લાભ પ્રાણીઓને કરાવવો અથવા તેમને તે લાભને માર્ગે દોરવા એના જેવી ભૂતદયા આ જગતમાં બીજી કોઇ પણ

નથી આવા પ્રકારના ઉત્તમ માર્ગે તીર્થંકરો ચાલ્યા છે અને બીજાઓને દોર્યા છે અને પોતાના અનુભવો જે તેમના કેવળ જ્ઞાન અને કેવળ દર્શનથી સંપૂર્ણ રીતે અનુભવી શક્યા છે તેનું નિરૂપણ કરવા ઉપરાંત તેને આચરણમા મુકવા અનેક રસ્તાઓ-પ્રકારો યોજ્યા છે અને તે માર્ગે ચાલીને ઘણા આત્માઓ મુક્ત થયા છે, થાય છે અને થશે તેમાં શંકા નથી જ.

**આ**પણા ચારિત્ર નાયક પૂજ્ય શ્રી **ગુલાબચન્દજી** તથા તેમના ગુરૂદેવ પૂજ્ય શ્રી **ભાણજીરખજી** મહારાજ વિગેરેના મહત્વ વિષે આ પ્રકરણોમાં કંઇક કહેવાનુ છે

**પુજ્યશ્રી**નું જીવન સામાન્ય સ્થીતિમાં ઉદ્‌ભવેલુ અને સંસારના મીઠા તેમજ કડવા બન્ને પ્રકારના સંયોગોમાં વિકાસ પામેલુ તેમનુ જીવન સ્નેહાળ, માનવ પ્રકૃત્તિ અને આત્માની ઉચ્ચ ભાવનાઓના મેળાપ રૂપ છે. સંસારના એક નિર્લેપ વ્યક્તિ તરીકે જીવન ગાળનારની તે **જીવન-કથા છે ધર્મના સત્ય સ્વરૂપનો તે પાઠ છે અને ઉપદેશકો માટે તે કર્તવ્યનો બોધ છે. સંસારના મિથ્યાપણાને સમજી તેની પાર પહોંચવાનો તે ઉપદેશ છે.** સહનશીલતાનો તે અલૌકિક નમુનો છે હાલના સમયમાં વધતા જતા મોજશોખ અને દાંભીક જીવનનો તે શત્રુ છે કેવળ નવા વિચારને પકડી બેસનારા અશાંત અને અધીરા મનુષ્યોને માટે તે અંકુશ સમાન છે

**માનવ** જીવનમાં કેવી અલૌકિક શક્તિઓ ભરેલી છે અને તે કેળવાય તો તેની સત્તા કેટલે સુધી પહોંચે છે તેનો આબેહુબ ચિતાર મુનિશ્રીનું જીવન પુરો પાડે છે.

# પ્રકરણ ૧ લું

**આવા** એક પરમ ત્યાગી મહાપુરૂષનો જન્મ આજથી લગભગ એંશી વર્ષ ઉપર **નડીઆદ** શહેરમા થયેલો તેમનું કુટુંબ અમદાવાદી પોળમાં રહેતુ હતુ અને જ્ઞાતિએ તે મેશ્રી ભાવસાર હતા

**આ** કુટુંબ એક વખતે ઘણી સારી સ્થીતિમા હતુ પણ તેના પાછલા દિવસોમાં તે પૈસાની તાણને લીધે એક મધ્યમ વર્ગનું કુટુંબ થઇ ગયુ હતુ તે કુટુંબના અગ્રેસર **મોતીલાલ જીવાભાઈ** નામના ગૃહસ્થ હતા પૂજ્યશ્રીના માતુશ્રીનુ નામ **વખતાબાઇ** હતુ અને તેમને **નાથાભાઈ** નામના એક ભાઇ અને **માણેકબેન** તથા **ડાહીબેન** નામની બે બેનો હતી તેમનુ સંસારી નામ **ગોરધનભાઇ** હતુ

મોતીલાલ સરલ સ્વભાવના, મહેનતુ અને શાંત પ્રકૃતિના હતા ધર્મ અને નીતિના ઉચ્ચ સિદ્ધાંતો તેઓ પુરેપુરા સમજતા અને ઇશ્વરપરાયણ રહી પોતાના કાર્યમા નિષ્ઠાપૂર્વક સમય વ્યતીત કરતા તેમનો ધંધો વણાટ કામનો હતો અને તે કામ માટે તેમણે પોતાના મકાનમા બે હાથશાળો રાખી હતી. વણાટ કામની તેમની નિપુણતા ઘણી હતી અને તેથી ઘાઘરાપાટ વિગેરે ચાલુ જાતનુ વિવિધ કાપડ વણતા અને તે માલનો સારો ઉઠાવ પણ હતો. માલનુ વેચાણ પણ પોતેજ કરતા હોવાથી નડીઆદ ગામની આજુબાજુના ગામમાથી ત્યાના વહેપારીઓ તેમને ત્યા આવતા અને તેમનો વણેલો માલ સંતોષથી લઈ જતાં **સંતરામના** મંદીરમા પણ મેળા પ્રસંગે અનેક લોકો આવતા અને તેઓમાના કેટલાક પરિચિત ભાઇઓ મોતીલાલના મહેમાન થતા અને મોતીલાલ તેમનુ તથા તેમના જ્ઞાતિજનોનુ આવે તે વખતે યોગ્ય સત્કાર કરતાં

**મોતીલાલ** પૈસે ટકે સુખી હતા અને ઘર વગેરેથી સાધનસંપન્ન હતા આ ઉપરાંત પોતાના ધંધામાં નિપુણતા હોવાથી

વહેવાર કુશળ હોઇ એક સારા ગ્રહસ્થ તરીકે નડીયાદમાં તેમને ઘણા ઓળખતા હતા.

**મો**તીલાલના ધર્મપત્ની **વ**ખતબાઈ વિચારવત, ધૈર્યશીલ અને પરોણાગતમાં ઉદાર હતા, તેઓ ઘરનુ કામ કરતા પોતાના પતિને તેમના વણવાના કામમાં મદદ કરવા ઉત્સુક રહેતા આવી સંસારમાં પવિત્ર અને ગભીર ગૃહિણીઓ ઘણી થઇ છે અને તેમણે જગતમા જીવન જીવી બતાવ્યુ છે આ **વખતબાઇ** તે આપણા ચરિત્ર નાયકના માતુશ્રી તેમના જન્મથી તેમના માતાપિતાને ઘણો આનદ થયો હતો

આ પ્રમાણે ઇશ્વરપરાયણ અને પ્રૌઢ વિચારવાળી માતા અને કાર્યદક્ષ પિતા તેમજ ઉચ્ચ ભાવનાવાળા કુટુબમા આપણા **ચરિત્ર નાયકનો જન્મ** થયો તેમનુ લાલન-પોષણ પણ યોગ્ય લાડથી કરવામા આવ્યુ

યોગ્ય ઉંમર થતાં તેમને પ્રાથમિક નીશાળમા દાખલ કરવામા આવ્યા અને ચારેક વર્ષ સુધી તે ભણ્યા તે અરસામા તેમના પિતાને નડીયાદ છોડી **વસો** આવવાનુ બન્યુ અને વસોમા પોતાનું ઘર વસાવીને રહેવા લાગ્યા નડીઆદનો અધુરો અભ્યાસ વસોમા આગળ ચાલ્યો પણ શાળામા ભણતા વિદ્યાર્થીઓની રીતભાતથી તેમના ઉપર ખોટી અસર થવા લાગી અને તેથી અભ્યાસમા પાછળ પડવા માંડ્યુ તેથી તેમના મા-બાપે તેમને નિશાળેથી ઉઠાડી લીધા અને પોતાના ધધાની મૂળ લાઇન વણવાનુ કામ શીખવાને એક મોમીનને ત્યા **ગોરધનભાઇ**ને મૂકવામાં આવ્યા જો કે **મો**તીલાલ તથા **વ**ખતબાઇની તીવ્ર ઇચ્છા હતી કે **ગો**રધનભાઇને અભ્યાસ સારો કરાવવો; કારણ કે તે સમજતા હતાં કે **વિદ્યાજ માનવની ઉન્નતિ કરી શકે છે. વિદ્યા માનવને વિવેક-અવિકનું ભાન કરાવે છે અને સદ્-વિદ્યા માનવને સાદા જીવન અને ઉચ્ચ વિચાર તરફ દોરી જાય છે;** પરન્તુ બાળ ગોરધનભાઇ વિદ્યા

અભ્યાસમાં પાછળ પડવા લાગ્યા એટલે અનિચ્છાએ તેમના પિતાએ તેમને વણાટ કામ શીખવા મુકયા વણાટ કામમાં તે કુશળ થયા અને માહિતી મુજબ તેમાં એવી નિપુણતા મેળવી કે એક દિવસમાં ૫૬રથી મેળ ગજ કાપડ તે વણી શકતા અને તે વખતના હોંશીયાર કારીગરોમાં તેમની ગણના થતી

માતાપિતા-બન્નેના ગુણોની જુદી જુદી અસર બાળકોના મન પર થાય છે ઘણું ખરૂં **બુદ્ધિનો વારસો પિતા તરફથી અને નીતિ તેમજ સહૃદયતાનો હિસ્સો માતા તરફથી મળે છે. પિતા બુદ્ધિને ખીલવે છે અને જીવનના કાર્યોને વિશાળ દૃષ્ટિથી જોતાં શીખવે છે; માતા હૃદયને ખીલવે છે અને તેને લાગણીવાળું તથા નીતિવાન બનાવે છે અને ચારિત્રને પણ બરાબર ઘડે છે.**

આવા સરકારી માતા કે પિતાની છાયામાં બાળક **ગોરધન**-ભાઈ કાપડ વણવાનુ શીખી ધધો સારી રીતે કરતાં થયા ત્યાં થોડા જ સમયમાં તે જીવનમાં પલટો આવવાનો પ્રસંગ બન્યો અને તે એવો પલટો આવ્યો કે જીવનની આખી દિશા બદલાઇ ગઇ. **જીવનને ઘડવામાં સંયોગો પણ કારણભૂત હોય છે-બને છે.** આપણા **ચરિત્ર નાયકના જીવન**માં આવેલ પલટાની વાત હવે કહીશું

✠ ✠
✠

## પ્રકરણ ૨ જું.

**વસો**માં આવીને વસ્યા પછી વિદ્યાભ્યાસ છોડી કાપડ વણવાનુ કામ સરસ ચાલતુ અને જીવન શાંતિપૂર્વક પસાર થતું હતુ. તે અરસામાં બેથી ત્રણ વર્ષ બાદ વસોમાં ભયંકર પ્લેગ શરૂ

થયો અને તે પ્લેગમાં તેમના દાદા **જીવરામભાઈનો** એક સવારે દેહોત્સર્ગ થયો અંતિમ વિધિ પૂરી થતાં જ તેમની **માતા વખત-બાઇનો** પણ દેહોત્સર્ગ થયો એક જ દિવસે પોતાના દાદા અને પોતાની માતાનો સ્વર્ગવાસ થયો હશે તે વિરહે **ગોરધનભાઈના** આત્માને કેટલું દુઃખ થયુ હશે તેની કલ્પના થઇ શકે નહીં. વાંચક! તું જરા સ્વસ્થ થઇ વિચાર કરશે પણ આ વિષય કલ્પનામાં આવે તેમ નથી. એ તો જેના માથે પડે તે જ સમજી શકે

આટલું દુઃખ ઓછું હોય તેમ તેમના બીજા સગાઓ પણ આ પ્લેગમાં ઝડપાઈ ગયા અને છેવટે તેમના પિતા તેમજ તેમના પત્ની જ બાકી રહ્યા એટલે સ્થળ બદલવાથી બધા બચી જઈશુ તે ધારણાથી તેમના પિતાશ્રી તેમજ તેમના પત્નીને લઇને તેઓ વસોથી સુરત આવ્યા. ગોરધનભાઈના વિવાહ અને લગ્ન બાળપણમાં જ બોરસદમાં રહેતા જીવીબેન સાથે થયેલા વિદ્યાર્થી જીવન શરૂ થતા પહેલાંજ તદ્દન બાલ્યાવસ્થામાં લગ્ન કરવાનો પુરાણો રિવાજ તે વખતે ચાલતો હતો તેમના પરિણીત જીવનના ફળરૂપે એક બાળકી હતી. કાળની ગતિ ગહન છે અને પડેલું દુખ ઓછુ હોય તેમ સુરતના પ્લેગમાં તેમના રહેલા બાકીના કુટુંબીઓ પિતા, પત્ની અને પુત્રી ઝડપાઇ ગયા

વસોથી સુરત આવવાનું એક બીજુ પણ કારણ હતુ વસો તરફ બણાટનો ધંધો નરમ પડવા લાગ્યો હતો અને આવક કરતાં ખર્ચ વધવા માડયો હતો પરિણામે કુટુંબ મધ્યમ સ્થીતિમાથી ધીમે ધીમે ખરાબ સ્થીતિમાં આવવાને કારણે પણ પોતાનું વતન છોડેલુ તે અરસામાં ૧૯૫૬ નો દુકાળ આવી પડયો. તે દુકાળે જે ખાનાખરાબી કરી છે તેનો ચિતાર એક નિષ્ઠુર હૃદયના માણસમાં પણ દયા ઉત્પન્ન કરે દુષ્કાળમાં માણસો તથા જાનવરો ખુબ દુઃખી થયા આવા બધા કારણોએ તેઓ વસોનુ ઘર વેચી નાખી

સુરત આવ્યા પણ ઉપર જણાવેલ છે તે મુજબ મુશીબતમાં વધારો થયો તેમના બેન માણેકબેનને બોરસદ પરણાવેલા હતા ને તથા તેમની દીકરી અને દીકરો એ સઘળા એક વર્ષમાં પ્લેગમાં થોડા થોડા અંતરે સ્વર્ગવાસી થયા

આ આવી પડેલા દુ ખમાં આપણા ગોરધનભાઇ એકલા હાથે મુશીબતોનો સામનો કરવા લાગ્યા મનમાં દુ.ખ તો ખુબ હતું પરંતુ સહનશક્તિ કેળવી તે દુ.ખ સહન કરી લીધુ અને દુ.ખથી ગભરાઈ ગયા નહિ

'સહનશક્તિ કેળવો કહેવુ એક બાબત છે અને તે કેળવી તેનો અમલ કરવો એ એક બીજી બાબત છે આજે ચારે બાજુ થોડાજ દુઃખમાં આપઘાતના સંખ્યાબંધ બનાવો બની રહેલા છે તે સહનશક્તિનો અભાવ સુચવે છે સહનશક્તિ અને ધીરજથી માણુસ દુ ખમાં શાંતિ જાળવી શકે છે અને ચિત્ત શાન્તિ જળવાતા દુ.ખમાથી નીકળવાના ઉપાય માણુસ શોધી શકે છે દુઃખથી ગભ-રાઇને નાસનારને દુ.ખ છોડતુ નથી પરંતુ દુઃખમાંથી નીકળવાનો-દુ.ખ હળવું કરવાનો પ્રયત્ન માણુસ કરી શકે છે આમ આપણા ચરિત્ર નાયક પણ દુખ સહન કરતા પોતાના માથે આવી પડેલું દુ.ખ એ પોતાના કર્મનુજ ફળ છે એમ સમજી પરમાત્માના શરણે પોતાનુ ચિત્ત જોડી સ્વસ્થતાપૂર્વક પોતાનુ કામ કરતા. વાત કર-વાની પણ જગા રહી ન હતી. વાત સાંભળનાર સારી વ્યક્તિ મળી જાય તો ઘણી વખતે દુ.ખ દર્દ વાત કરવાથી ઓછું કષ્ટદાયક બને છે

હવે તેમના વિચારોનું વહન બીજી તરફ વળ્યું. સંસારની અસારતાનો સાક્ષાત્કાર પોતાને થયો અને સતજનોના સમાગમની તે ઇચ્છા કરવા લાગ્યા અને સતદર્શન કરવા ચાહતા હતા. ઘણી વાર વિચારતા કે સંસારી રહેવુ કે સંસાર તજવો ! સંસારનું

જીવન સારૂં કે ત્યાગીનું જીવન સારૂં ! એમ સંસારી તથા ત્યાગી જીવનની તુલના કરવા લાગ્યા. સંસારી જીવનની અનેક તૃષ્ણાઓ, બંધનો, લોભ, મોહ, અસત્ય વ્યવહાર, ડોળ, સ્વાર્થ, પ્રપંચ, સુખ દુઃખ અને તે સર્વની વચમાં મનુષ્યને ઓચિંતા ઝડપી લેનાર મૃત્યુ એ સર્વ તેમને સંસારની અસારતા સમજાવવા લાગ્યા સંસારના સૌન્દર્યમાં કે ભાવનામાં ખરૂં સુખ નથી; તે માત્ર માયા છે અને 'જુઠી માયા, જુઠી કાયા, જુઠા ખેલ બનાયા રે...' એમ તેમના અંતઃકરણમાં ઠસવા લાગ્યુ આમ ચારે કોર વિપત્તિ માલુમ પડતાં તેમાંથી સત્યની જીજ્ઞાસા જાગી અને તે જાગેલી જીજ્ઞાસાએ સદ્‌ગુરૂને મેળવ્યા અને પોતે સહનશક્તિ કેળવી ગુરૂચરણે પડયા વિપત્તિએ મનુષ્યને હંમેશાં ધક્કો માર્યો છે સમજદાર વ્યક્તિઓએ વિપત્તિના સમયે આવી પડેલ સંજોગો વિચારી પોતાનું સુખ શામાં છે તે શોધી કહાડી તે તરફ કૂચ કરી છે અને તે કૂચમાં પોતાનું ઇચ્છિત પરિણામ-ફળ મેળવી શકયા છે આવા ઘણા દાખલા એક નહિ પણ અનેક ઇતિહાસના પાને નોંધાએલ છે આપણા ચરિત્ર-નાયકને પણ વિપતિએ જ માર્ગદર્શન આપ્યુ તે આપણે હવે પછી જોઇશુ

✠ ✠
✠

## પ્રકરણ ૩ જું

એક કવિએ કહ્યું છે કે.—

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆ"

મનુષ્યના શરીરની સાથે જ સુખ અને દુઃખ સર્જાયેલાં છે મનુષ્ય માત્રના જીવનમાં દુખના દિવસો આવે છે. પૃથ્વી પર પૂર્ણ પ્રકાશ આવે છે અને પછી રાત્રિ તેને ઘેરી લે છે આ પ્રમાણે ઉદય અને અસ્ત-દરેક વસ્તુને, પ્રાણીને, મનુષ્યને, પ્રજાઓને, મહાપ્રજા-

ઓને, રાજ્યોને અને મહારાજ્યોને પણ લાગુ પડે છે જેને આદિ છે તેનો અંત છે જ

**મનુષ્ય જીવનમાં વિપત્તિ આવશ્યક છે. વિપત્તિ વગર ચારિત્ર ઘડાતું નથી અને માનવીની શક્તિઓ તેના પૂર્ણ વિકાસને પામતી નથી.** જગતના મહા-પુરુષોના જીવન ચરિત્ર વિપત્તિએ જ ઘડેલા છે નિષ્ફળતા, નિરાશા નિર્ધનતા અને એવી અનેક સંકટોની પગ પગઓમાં તેઓ રખડયા છે ભટકયા છે અને આથડયા છે **મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓને વિપત્તિ જ બહાર કાઢી લાવે છે. ફરક માત્ર એટલો જ છે કે સામાન્ય માણસ વિપત્તિઓથી દળાય છે અને મહાન પુરૂષો તેનાથી ઘડાય છે**

**આ**પણા ચરિત્ર-નાયકના સુખી કુટુંબનો કેવો કરૂણ અંત આવ્યો તે આપણે જોયું હવે તે ઘણું ખરું એકાંતવાસમાં રહેતા અને તેમની અપૂર્ણતાને દુર કરે, તેમના મનમાં ઉઠતી અનેક જીજ્ઞાસાઓને સંતોષી તેમનો ઉદ્ધાર કરે તેવા **મદદગારની** આવશ્યકતા બહુ જ સ્પષ્ટપણે તેમને લાગવા માંડી અને તેવા પુરૂષને મેળવવા માટે તે ખુબ આતુર થઇ રહ્યા હતા

**ખ**ંભાત સંપ્રદાયમાં તે વખતે ઘણા સાધુ-સાધ્વીજી હતા અને તે સાધુઓ સુરત, મુંબઇ વગેરે સ્થળોએ ચાતુર્માસ કરતા. ખંભાત સંપ્રદાયના આચાર્ય પૂજ્યશ્રી **માણેકચંદજી** મહારાજના હાથે દીક્ષિત થયેલા પૂજ્યશ્રી **હર્ષચંદજી** મહારાજ પણ એક પરમ તપસ્વી, ક્રિયાપાત્ર અને વિદ્વાન સાધુ હતા તેમના સદુપદેશના પ્રભાવથી તેમજ તેમના ચારિત્રની સૌરભથી તેમનો શિષ્ય સમુદાય વિશાળ હતો આ શિષ્યોમાં એક હતા મુનિશ્રી **ભાણજીરખજી** મહારાજ તે મેશ્રી ભાવસાર હતા અને **બોટાદના** રહીશ હતા **સાણંદમાં** સં. ૧૯૩૮ માં શ્રી **ભાણજીરખજીને** ભાગવતી દીક્ષા પૂજ્યશ્રી **હર્ષચંદજી** મહા-

રાજે આપેલી. મુનિશ્રી **ભાણજી** સ્વામી પછી ઘણા શિષ્યો પૂજ્યશ્રી **હર્ષચન્દ્રજી મહારાજ** પાસે થયેલા. પૂજ્યશ્રી **હર્ષચન્દ્રજી** મહારાજનો સ્વર્ગવાસ સંવત ૧૯૪૯ ના ચૈત્ર સુદ ૨ ના રોજ ખંભાતમાં થયેલો અને તે પરમપ્રતાપી મહાપુરૂષની ગાદી પર મુનિશ્રી **ભાણજી** સ્વામી આવ્યા. તે પણ પ્રખર વૈરાગી અને ક્રિયાપાત્ર હતા તેઓ પ્રકૃતિના ગભીર હતા. તેમની મુખાકૃતિ ઘણીજ સુદર હતી અને તેમનો ઉપદેશ પણ મનુષ્યના હૃદયને અસરકારક નીવડતો. તેઓશ્રી ઘણા ગામોમાં વિચર્યા અને અનેક માણસોને ધર્મના રસ્તે ચઢાવી સ્વ-પર કલ્યાણકારી થયા

**આવા** પ્રખર વિદ્વાન પૂજ્યશ્રી **ભાણજી** સ્વામી સવત ૧૯૫૯ મા શેપકાળ માટે સુરત પધારેલા અને તેજ વખતે આપણા ચરિત્ર નાયકને તેમનો ભેટો થઇ ગયો.

**ધર્મનો પ્રકાશ શાંત હોય છે પણ તે સ્થિર અને નિત્ય હોય છે. તેને બાહ્ય ભપકાની જરૂર પડતી નથી. તેના સત્યોની શક્તિ ઘણી અગાધ હોય છે. તે પ્રકાશ ઘાસના ભડકા માફક ક્ષણિક હોતો નથી, પણ તે સૂર્યના તેજ જેવો નિત્ય અને બળવાન હોય છે; સાથે સાથે તે સૂર્ય જેવો ઉગ્ર નહિ હોતાં ચન્દ્રની પ્રભા જેવો શીતળ અને સુખદાયી હોય છે.**

**આવા** પવિત્ર ધર્મનો ચારે બાજુ ઉપદેશ અને ચારિત્ર પાલન-દ્વારા ફેલાવો કરનાર પવિત્ર મહાત્માઓ દયાના નમુના છે અને તેઓ જગતના તોફાની મહાસાગરના અધારામા ફસાઇ જતા મનુષ્યોને આશારૂપી કિરણવાળા પ્રકાશની ગરજ સારે છે આવા મહાત્માઓ જ્યાં જ્યાં જાય છે ત્યા ત્યા તે એક અલૌકિક વાતા-વરણ ઉભુ કરે છે આ વાતાવરણનો લાભ જીજ્ઞાસુ **ગોરધનભાઇને** મળી ગયો **ફુલની સુવાસ લીધા પછી તેને વારવાર સુઘવુ**

**ગમે છે તેમ ગોરધનભાઇ આ મહાપુરૂષથી પ્રભાવિત થઈ ફુરસદના સમયમાં તેમની પાસે** આવવા લાગ્યા ધીમે ધીમે પરિચય વધતો ગયો અને તેમનો ઉપદેશ પણ તેઓ સાભળવા લાગ્યા પૂજ્યશ્રીને શેષકાળ પૂર્ણ થયે ચાતુર્માસ માટે **મુંબઈ** જવાનુ હતુ તેઓ તૈયાર થયા ત્યારે સુરતમા એકલા રહેતા અને ગુરૂથી પ્રભાવિત થયેલા આપણા ચરિત્ર નાયક પણ સાથે જ રહ્યા અને ગુરૂની પાસે રહીને તેમની પાસેથી જ્ઞાન મેળવવા ઉત્સુક રહેતા સુરતથી મુંબાઇ જતા રસ્તામા પડતી અનેક વિપત્તિઓનો સામનો કરતા ગુરૂને જોઈ તેમના તરફના ભક્તિભાવમાં ઓર વધારો થયો અને નિસ્વાર્થભાવે ધર્મના પ્રચાર માટે પોતાનુ ચારિત્ર નિર્મળ-પણે સાચવી, કષ્ટ ઉઠાવનાર ગુરૂના ચરણમાં આપણા ચરિત્રનાયક ઢળી પડતા મુંબાઇમા રહીને તેમણે પોતાનું મસ્તક ગુરૂને સમ-ર્પણ કરી, જ્ઞાન આપવા વિનતી કરી જીજ્ઞાસાનું હૃદય સમજદાર ગુરૂ સમજી શકે છે અને શિષ્યની યોગ્યતા જોઇને તે બોધ કરે છે અને જ્ઞાન આપે છે મુંબાઇના ચાતુર્માસમાં ગોરધનભાઈએ પોતાનો અભ્યાસ શાત ચિત્તે આગળ વધાર્યો અને ગુરૂ ભક્તિમાં પણ સારી એવી પ્રગતિ કરી તેમની ગુરૂભક્તિથી સતુષ્ટ થયેલા પૂજ્યશ્રીએ પણ પોતાના હૃદયરૂપી ભડારમાંથી અનુભવસિદ્ધ જ્ઞાનનું ધીમે ધીમે ભાન કરાવ્યુ મુંબાઇમા તેમની સાથે બીજા સાધુઓ પણ હતા. અને ગોરધનભાઈ સિવાય એક બીજા વૈરાગી ચીકાભાઈ નામે હતા ચાતુર્માસ પુરૂ થયે પુના, બીજાપુર, અહમદનગર વિગેરે સ્થળોએ ધર્મોપદેશ કરતા કરતા પૂજ્યશ્રી **ઘોડનદીમાં** પધાર્યા ચૈત્ર માસ બેસી ચુકયો હતો અને દક્ષિણના સખત તાપમાં પગપાળા ચાલી **ઘોડનદી** આવતી જ વખતે પણ **ગોરધનભાઇ** તથા **ચીકાભાઇ** પણ સાથેજ હતા **ઘોડનદીમા** પૂજ્ય શ્રી પધાર્યા પછી આપણા **ચરિત્રનાયક** સુપાત્ર ગુરૂની ઓળખાણ થવાથી પોતાની મનોવ્યથા એકાંતમાં

ગુરૂને જાહેર કરી અને પોતાને શિષ્ય તરીકે સ્વીકારવા આગ્રહ-પૂર્વક વિનંતિ કરી.

ગુરૂએ તેમને આશ્વાસન આપી અધીરા નહી થવાનુ જણાવી વિદ્યાભ્યાસ ચાલુ રાખવા જણાવ્યું આમ **ગોરધનભાઇ** ગુરૂના પવિત્ર સહવાસમાં દિવસના દિવસ ગાળવા લાગ્યા. ગુરૂ તરફ તેમનુ ચિત્ત સંપૂર્ણ લાગી ગયુ તેમના મનમાં અનુભવે ખાત્રી થઇ કે, "આ ગુરૂ અગાધ પ્રેમનો મહાસાગર છે એમની પાસે રહેવુ એ જીવનની એક લ્હાણ છે એવા પ્રતાપી સદ્‌ગુરૂના સમાગમમા રહીને તેમના ઉપદેશો, આધ્યાત્મિક અનુભવોનો લાભ લેતા રહીને **ગોરધનભાઇ** પોતાનો અભ્યાસ આગળ વધારતા રહ્યા અને ગુરૂનો પ્રેમ સપૂર્ણ-પણે પોતાના તરફ વળે તેમ વર્તન કરતા રહ્યા.

## પ્રકરણ ૪ થું.

**અ**જ્ઞાનના બંધનો મનુષ્યને અહતા-મમતામા બાધી દે છે. આ બધનનું નામ સંસાર છે એ બધનમાંથી છુટવુ સહજ નથી ઘણાખરા મનુષ્યો તો તેને બધન હોવાનુ જણાતુ હોવા છતાં તેને સુખનુ સાધન માની રહ્યા છે સંસારના સુખ અનિત્ય હોવાનુ ભાન જ્યારે મનુષ્યને થાય છે ત્યારેજ તે સસારની તુચ્છ વાસના-ઓ સ્વભાવોની સામે યુદ્ધ કરવામા ખરો પુરૂષાર્થ હોવાનુ તેને સમજાય છે અને ત્યારેજ તે પુરૂષાર્થ પાછળ તે મચ્યો રહે છે

**ગોરધનભાઇ**ને ગુરૂ મહારાજ આશાભર્યાં શબ્દોથી આશ્વાસન આપતા હતા અને તેમના તરફ સાત્વિક પ્રેમ દર્શાવતા હતા આમ તેમનું ચિત્ત શાંત થયુ અને ચિત્તની શાંતિને લીધે તે દૃઢ નિશ્ચયી થયા **ભગવાન શ્રી મહાવીરના** ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતો

તેમના હૃદયમાં રમી ગયા અને ઉંડી લાગણીઓથી તેમનું મન ઉભરાઈ ગયું

આ પ્રકારની શાંત અને ગંભીર પરિસ્થિતિ ગુરૂ પારખી શકયા અને શિષ્યની અંતરેચ્છાની પ્રબળતા જોઇ તેમને તેમની ઇચ્છા મુજબ દીક્ષા આપવાનું ગુરૂએ મનમાં નક્કી કરી લીધું અને ધર્મ સૂત્રોની આજ્ઞા મુજબ તેમના સગા-વહાલાની પરવાનગી મેળવવા સબંધી તપાસ કરાવી અને તે તપાસ પછી તેમને દીક્ષા આપવા અંગેનો અભિપ્રાય ઘોડનદીના શ્રી સંઘ પાસે મક્યો સ્થાનિક શ્રી સંઘે તેમના આગણે આવેલ આ મહામંગલકારી પ્રસંગને વધાવી લીધો ઘણા ફુલેકા થયા અને **સંવત ૧૯૬૦ ના વૈશાખ સુદ ૫ ના શુભ દિને શ્રી સંઘે તેમના કોઇ સગા નહીં હોવાથી તેમને દીક્ષાને યોગ્ય જાણી દીક્ષા આપવા ગુરૂ મહારાજને વિનતિ કરી. તેજ ગામના રહીશ શ્રી વસ્તાચંદ ખુશાલચંદ દુગડે પોતાની શુભ કમાણીના દ્રવ્યનો સદુપયોગ કર્યો અને ભારે ઠાઠપૂર્વક પોતાને ત્યાંથી દીક્ષા આપવાનો લહાવો લીધો. ભારે ઠાઠથી વરઘોડો શહેરના બજારમાં થઇ શહેર બહાર આવ્યો અને શ્રી સંઘની અનુમતિથી ગોરધનભાઇને પરમ માંગલ્યકારી દીક્ષા આપવામાં આવી.**

**ગુરૂ સાથેના પૂર્ણ પરિચયથી ગુરૂને ખાત્રી થઇ ચુકી હતી કે તેમનો શિષ્ય આગળ જતાં તેના ચારિત્રની સુવાસ ફેલાવશે અને તેથીજ તેમનું સંસારી નામ બદલી ગુણ-નિષ્પન્ન નામ શ્રી ગુલાબચંદ્રજી મહારાજ રાખ્યું અને તેજ નામથી તે ઓળખાયા.**

**દીક્ષા લીધા પછી દિક્ષીત જીવનમાં સાવધ રહેવાની ગુરૂ વારવાર ચેતવણી આપતા અને આપણા ચારિત્રનાયક પણ પૂરી દૃઢતાથી અને સાવધપણે પોતાનું ચારિત્ર દિનપ્રતિ-**

દિન નિર્મળ બને તે જ લક્ષમાં રાખી વર્તતા ગુરૂનો પ્રેમ દિનપ્રતિ-દિન વધતો ચાલ્યો અને પોતાની હૈયા વરાળ ઠંડી થઈ અને પોતે હવે શાશ્વત સુખના રાજમાર્ગ પર આવી ગયા છે તેમ અનુભવ કરવા લાગ્યા જ્ઞાન તેમજ વૈરાગ્ય ભાવનો દિનપ્રતિદિન વધારો થતો ગયો અને આત્માને સંસારમાંથી મુક્ત કરવા માટે સવર માર્ગ સ્વીકાર્યો અને નિર્જરા માર્ગ અપનાવ્યો સાથે સાથે પોતાના પરમ ઉપકારી ગુરૂ મહારાજશ્રીની સેવા ભક્તિ પણ કરતા અને આ રીતે પોતાના નિશ્ચય માર્ગે આગળ વધતા રહ્યા તે ચાતુર્માસ ઘોડનદીમાં જ કર્યું અને ચાતુર્માસ પૂર્ણ થયે વિદ્વાન મુનિ **શ્રી ગિરધરલાલજી મહારાજ** પાસે આપણા ચરિત્ર નાયક રહ્યા **શ્રી ગુલાબચંદજી** મહારાજની જ્ઞાનસાધના આગળ વધારવામાં વિદ્વાન મુનિશ્રી **ગિરધર-લાલજી** ભારે મદદરૂપ થયા ઘોડનદીમાં **ચીકાભાઈ** સાથે જ હતા અને તે પણ પોતાના ભાવિ જીવનની પૂર્વ તૈયારી કરી રહ્યા હતા

સવત ૧૯૬૧નુ ચાતુર્માસ **ખંભાતમાં** કર્યું અને ત્યાંથી વિહાર કરી શ્રી **ગિરધરલાલજી** મહારાજ સાથે **સુરત** પધાર્યા તે વખતે દક્ષિણમાં વિચરી રહેલા પૂજ્ય શ્રી **ભાણજી** સ્વામી પણ સુરત પધારેલા અને સવત ૧૯૬૨ નુ ચાતુર્માસ સુરતમાં ગુરૂ મહારાજ તથા મુનિશ્રી **ગિરધરલાલજી**, તપસ્વી **છોટાલાલજી**, **હિરાચંદજી** તથા **ચતુરલાલજી** સાથે કર્યુ આ પહેલાં વૈરાગી **ચી**કાભાઇ દીક્ષિત થઈ ગયા હતા અને તેઓશ્રીનુ નામ મુનિશ્રી **બહેચરલાલજી** રાખવામા આવેલું. તેઓને પણ દીક્ષા પૂજ્યશ્રી **ભાણજી** સ્વામીના વરદ હસ્તે અપાયેલી અને મુનિશ્રી **બહેચરલાલજી** પણ સુરતના ચાતુર્માસમાં સાથે જ હતા સુરતનુ ચાતુર્માસ ખુબ યાદગાર નીવડયુ અને ધર્મની જાહોજલાલી સારી થઇ

પરન્તુ કાળની ગતિ ન્યારી છે. સુરતમાં પ્લેગ શરૂ થયો અને તેની અસર શહેરના અમુક ભાગોમાં ફરી વળી શ્રી સંઘના એક

શ્રાવકને પ્લેગ લાગુ પડ્યો અને તે ભાઈની ઉત્કંઠા ગુરૂદર્શન કરવાની હતી તેમના તરફથી વિનતિ લઇને એક શ્રાવક ગુરૂ મહારાજ પાસે આવ્યા શ્રી સંઘના માણસોએ આ ચેપી રોગથી પીડાતા શ્રાવક-ભાઈ પાસે નહિ જવાની પૂજ્યશ્રી **ભાણજી** સ્વામીને સાધારણ વિનંતિ કરી પરન્તુ "**परोपकाराय सतां विभूतयः।**"—સન્ત પુરૂષો પરોપકારને માટેજ હોય છે એમ જણાવી પૂજ્યશ્રી જાતે ત્યાં પધાર્યા અને જીજ્ઞાસુ શ્રાવકની મનની ઇચ્છાઓ સંતુષ્ટ કરી પરમ ઉપકારી ગુરૂજીએ પોતાના દેહનુ મમત્વ તજીને મરણ સમીપ જઇ પહોચેલા શ્રાવકને ધર્માભિમુખ થવામાં સહાયતા કરી પાછા આવ્યા બાદ પૂજ્યશ્રી **ભાણજી** સ્વામીના શરીરમાં પણ તે ચેપી રોગ ગતિમાન થયો હોવાની અસર જણાવા લાગી

પૂજ્યશ્રીએ પોતાના નાના શિષ્યોને બીજા ઉપાશ્રયમાં (પ્લેગનું વાતાવરણ ન હોય ત્યા) **હરિપુરા** લઇ જવાની મુનિશ્રી ગિરધર-લાલજીને આજ્ઞા કરી અને તે તેમણે શિરોમાન્ય રાખી

આપણા ચારિત્ર નાયકે ગુરૂની સેવા છોડવાનું પસંદ કર્યું નહિ અને પોતાના પરમોપકારી ગુરૂની અનન્ય સેવા-ભક્તિથી વૈયાવચ્ચ કરી અને પોતે કૃતાર્થ થયા આ સેવા છેલ્લી હોવાનું ભાવિનુ નિર્માણ હશે એટલે પૂજ્યશ્રીની બિમારી વધતી ગઈ અને **સંવત ૧૯૬૨ના આસો સુદ ૪ના દિવસે પુજ્યશ્રી ભાણજી સ્વામી સ્વર્ગવાસ પામ્યા. ગુરૂનો સ્વર્ગવાસ થતાં મુનિશ્રી ગુલાબ-ચન્દજી ઘણાજ દિલગીર થયા. ગુરૂની મુખમુદ્રા તરફ તે જોઈ શક્યા નહિ, તે તરફ જોતાં-જોતાં તે પુષ્કળ રડી પડ્યા.** જે પ્રેમભર્યાં ચક્ષુઓ તેમના તરફ વારવાર જોઈ રહેતા તે હવે સદાને માટે મીંચાઇ ગયા; જે મુખમાથી વારવાર ધર્મ બોધનો ઝરો ઝરતો તે હવે સદાને માટે બંધ થઇ ગયો પૂજ્યશ્રીના સ્વર્ગવાસનો બનાવ ઘણો જ અસહ્ય બન્યો.

**અરરરર ! ગુરૂજી શું કરૂં હવે ?**
**તમ જતાં મને ચેન ના પડે...**
**હૃદય ઉપજે ખેદ તો ઘણો,**
**યાદ આવતાં તમ તણા ગુણો ..**
**પ્રેમ આપનો વિસરશે નહિ,**
**હૃદય આપને ભુલશે નહિ..**
**જીવનમાં મને જપ ના વળે,**
**ગુરૂ-વિરહ થકી આત્મ મુજ જલે.**

પોતાના ગુરૂના અદ્દ્ભૂત જીવનના અને તેમણે પોતાના ઉપર કરેલ અનેક ઉપકારોનો વિચાર કરતા કાંઇક શોકમા ડુબતા મુનિશ્રી ગુલાબચંદજીએ પોતાનું ચિત્ત ગુરૂની ગાદી પર આવેલા પૂજ્યશ્રી ગિરધરલાલજી સ્વામીની સેવામાં પરોવી કાંઇક સ્વસ્થ થયા ગુરૂનો **વિયોગ હંમેશાં અસહ્ય હોય છે અને તે વિયોગ કાયમ સાલે છે, તેમાં પણ આ વિયોગ દિક્ષા લીધા પછી થોડાજ વખતમાં થયો એટલે તે વધુ અકારો લાગ્યો.**

**મુનિશ્રી ગિરધરલાલજી** અમદાવાદ જીલ્લાના **ધોળકા** મહાલના તાબાના **વટામણ** ગામના હતા તેઓ જન્મે ભાવસાર જ્ઞાતિના હતા અને તેમણે નાની ઉંમરમાં ખંભાત સંપ્રદાયના પરમ પ્રતાપી પૂજ્યશ્રી **હર્ષચન્દ્રજી** સ્વામી પાસે સંવત ૧૯૪૦ મા **ખંભાત**મા ભાગવતી દિક્ષા અંગીકાર કરી હતી

તેઓ ખુબ અભ્યાસી, લેખક અને સારા કવિ હતા તેમજ ખુબ વિદ્વાન અને ઐતિહાસિક સામગ્રીના સંગ્રાહક હતા. તેમના લખેલા કેટલાક પુસ્તકોમાં જૈન વિદ્યાર્થી પ્રશ્નોત્તર માળાનું પુસ્તક સામાયિક પ્રતિક્રમણના પ્રશ્નો તથા બીજી વિદ્યાર્થી જીવનમાં શીખવવા જેવી જરૂરી બાબતોના સંગ્રહ રૂપ હતુ અને તેની બે થી ત્રણ આવૃત્તિઓ પ્રગટ થએલી તેમજ તે જૈન સમાજમા સારું સ્થાન

મેળવી શક્યુ હતુ, આપણા ચરિત્રનાયકે તેઓશ્રીની સેવા કરી ઘણું જ્ઞાન મેળવ્યુ અને તેઓશ્રીની આજ્ઞાથી તેઓશ્રીના લઘુ ગુરૂ ભાઇ બહેચરલાલજી સાથે ચાતુર્માસ કરવા લાગ્યા આ વર્ષો દરમીયાન તેઓશ્રીનો અભ્યાસ ચાલુ જ હતો આ રીતે લગભગ ૨૦ વર્ષ પોતાના જ્ઞાન ચારિત્રની અભિવૃદ્ધિમાં નીકળી ગયા

## પ્રકરણ ૫ મું

**જગત એમ ધારે છે કે શરીરના વિનાશ સાથે મહા-પુરૂષોના જીવનનો અંત આવી જાય છે પણ તેમ નથી. પુજ્ય શ્રી ભાણજીરખજી મહારાજે દેદિપ્યમાન બનાવેલી ચીનગારી આપણા ચરિત્ર નાયકમાં વધુ ને વધુ વૃદ્ધિગંત બનવા લાગી.**

પૂજ્યશ્રી **ગિરધરલાલજી** મ ના સહવાસમાં તથા મહા પ્રતાપી શ્રી **છગનલાલજી** મ ની આજ્ઞાનુ પાલન કરી જુદા જુદા સ્થળે વિચરતાં સં ૧૯૮૩ના વૈશાખ માસમાં પૂજ્ય શ્રી **ગિરધરલાલજી** મહારાજ **નાર** ગામે બિરાજતા હતા તે વખતે મુનિશ્રી ગુલાબચન્દ્રજી મહારાજ પણ સાથે હતા ત્યા પૂજ્યશ્રી **ગિરધરલાલજી** સ્વામીની તબીયત વધુ બગડતી ગઇ અને **તેઓશ્રી વૈશાખ વદ ૪ના રોજ સ્વર્ગવાસી** થયા આપણા ચરિત્ર નાયકને પૂજ્ય શ્રી **ગિરધરલાલજી**નો વિયોગ બહુ આકરો લાગ્યો કારણ કે પૂજ્યશ્રી **ભાણજી** સ્વામી પછી લાંબા વખત સુધી તેમની જ હુકમા રહેલા અને તેમણે પણ કોઇ વખત મુનિશ્રી ગુલાબચન્દ્રજી મ ના દિલને દુખ થાય નહિ તેની ખાસ કાળજી રાખી હતી **ખંભાત** સંપ્રદાયની પૂજ્ય પદવી પર હવે ખંભાતના જ વતની અને ક્ષત્રિય જાતિના મહારાજ શ્રી **છગનલાલજી**

સ્વામી આવ્યા તેમણે પૂ. શ્રી **હર્ષચન્દ્રજી** મહારાજ પાસે **સંવત ૧૯૪૪ માં સુરત મુકામે દિક્ષા** લીધી હતી તેમની આજ્ઞામાં રહી તેમની ગુરૂ તરીકે સેવા–ભક્તિ કરી આપણા ચરિત્ર નાયક તેમના ચારિત્રનુ સુખરૂપ પાલન કરતા હતા. આમ જુદા જુદા સ્થળે વિહાર કરતાં સવત ૧૯૮૪ નું ચાતુર્માસ **સાણંદ** થયુ હતું

**સંવત ૧૯૮૯નું વર્ષ શ્રી સ્થાનકવાસી જૈન સમાજમાં ચિરસ્મરણીય રહેશે.** તે વર્ષમાં સમસ્ત સ્થાનકવાસી જૈન–સમાજના અગ્રગણ્ય મુનિવરોએ **અજમેર** મુકામે એકત્ર થઈ જુદા જુદા દેશમાં ચાલી રહેલી જુદી જુદી પ્રણાલિકાઓનો અભ્યાસ કરી એકસરખો આચાર ઠરાવવા માટે અને તેમાં પણ શાસ્ત્રની ઉન્નતિ થાય તેવી રચનાત્મક પ્રવૃત્તિ નક્કી કરવા પ્રયત્ન કર્યો હતો આ પરમ પવિત્ર પ્રસંગે ઘણા ભાઇ–બ્હેનો ગામે ગામથી **અજમેર** તરફ ગયા હતા

**ખંભાત** સંપ્રદાયના પૂજ્યશ્રી **છગનલાલજી** મ ને પ્રતિનિધિ તરીકે જવાનુ હતુ તેઓશ્રી તેમની સથાતે મુનિશ્રી **રત્નચન્દ્રજી**, મુનિશ્રી **ગુલાબચન્દ્રજી**, મુનિશ્રી **બહેચરલાલજી** અને મુનિશ્રી **ખીમચન્દજી** મ. ને સાથે લઈ **અજમેર** પધારેલા

સંમેલનનુ કાર્ય પૂરૂ થયે પૂજ્યશ્રી ગુજરાતમા પધાર્યા અને **ખંભાત**મા ચાતુર્માસ કર્યું અને મુનિશ્રી ગુલાબચન્દ્રજી ગુરૂની આજ્ઞા લઇ તે પ્રદેશમા રોકાયા **જેપુર**, **આગ્રા** વગેરે સ્થળોએ વિચરતા **કીશનગઢ**માં પધાર્યા અને ત્યાં સઘના આગ્રહથી સવત ૧૯૮૯ નુ ચાતુર્માસ કર્યું ચાતુર્માસ પૂરુ થયે ઉત્તર પ્રદેશ થઈ પંજાબ તરફ જવાની ભાવના હતી અને **અલ્વર** સુધી પહોચી ગયા ત્યા સામાન્ય દર્દ હતુ અને ત્યા રોકાયા હતા

મારવાડ–માળવાના સાધુઓના સમાગમમા રહીને જ્ઞાન તથા ચારિત્રમા ઉત્તરોત્તર ચઢતા મુનિરાજોનો પરિચય થયો અને તેજ

પરિચયે આપણા ચરિત્ર-નાયકના જીવનમાં મોટો ફેરફાર કરાવ્યો તેમની પ્રબળ ઇચ્છા બે-ત્રણ વર્ષ તે પ્રદેશમાં રહેવાની હતી પરંતુ ભાગ્યમાં જુદી જ વાત છૂપાયેલી હતી.

સવત ૧૯૯૦ ના ચાતુર્માસ માટે **અમદાવાદનો** શ્રી સંઘ પૂજ્યશ્રી છગનલાલજી મ ની સેવામા ઉપસ્થિત થયો અને અમદાવાદનું ચાતુર્માસ પૂજ્યશ્રીને ખપતુ નહિ હોવાથી, મુનિશ્રી ગુલાબચન્દજી મ ને **અમદાવાદ** પધારવા સૂચના આપવામાં આવી. ચાતુર્માસ નજીક હોવાથી અલ્પ સમયમાં જ **અમદાવાદ** આવવાનું હતું, તાપ પણ ઘણો જ પડતો હતો. એકાંતર ઉપવાસની તપશ્ચર્યા ચાલતી હતી, વચ્ચે મોટી-મોટી તીથિઓના છટ્ઠ-અટ્ઠમ વગેરે પણ આવતા આવા કસોટીના સમયે પણ આપણા ચરિત્ર નાયક પાર ઉતર્યા અને ગુરૂ આજ્ઞાને શિરોમાન્ય કરી ઉગ્ર વિહાર કરી **અમદાવાદ** ચાતુર્માસ પધાર્યા આજ્ઞા-પાલનનો આથી વધુ સુંદર દાખલો કયો હોઇ શકે ?

પોતાની અગવડનો વિચાર કર્યા વગર ગુરૂ આજ્ઞા-શ્રી સંઘ આજ્ઞાને માન્ય કરવી એ એક નાની બાબત નથી અને તે પણ કોઇ પણ જાતના મન દુઃખ વગર માન્ય કરી **અમદાવાદ** શ્રી સઘ પણ ભાગ્યશાળી થયો કારણ કે તે ચાતુર્માસમાં ધર્મક્રિયા ઘણી સારી થઇ ત્યાથી સવત ૧૯૯૧નુ ચાતુર્માસ **ખંભાત** કરી અનુક્રમે **સાણંદ** ખેડા અને **સુરતમા** ચાતુર્માસ કર્યા **સુરતનું** ચાતુર્માસ પૂર્ણ કરી સવત ૧૯૯૫ માં અમદાવાદ પધાર્યા આ વખતે પૂજ્ય શ્રી છગનલાલજી મહારાજની ગભીર માંદગીમાં મુનિશ્રી **રત્નચદ્રજી** સાથે તેઓ પણ સેવામા જોડાયા અને ઘણી સેવા કરી વૈશાખ વદ ૧૦ ના રોજ પૂજ્ય શ્રી **છગનલાલજી** મહારાજ સ્વર્ગવાસી થયા.

**હવે** ખંભાત સંપ્રદાયના આચાર્યની ગાદી પર **ખંભાત** તાબાના ગલીઆણા ગામના **શ્રી**નાલ રજપુત જાતિના મુનિશ્રી રત્નચદ્રજી મહારાજ બીરાજમાન થયા તેઓશ્રી મહાસતી **મોંઘી-**

બાઈના ઉપદેશથી પ્રભાવિત થયા હતા અને પૂજ્ય શ્રી **ભાણુજી** સ્વામીના હાથે દીક્ષિત થયા હતા. તેમને પૂજ્ય શ્રી છગનલાલજી મહારાજના શિષ્ય તરીકે ગણવામાં આવ્યા **ખંભાત** સંપ્રદાયના આચાર્યની પદવી પર આવ્યા બાદ પૂ. શ્રી **રત્નચંદ્રજી** મહારાજની સુવાસ બધા ક્ષેત્રોમાં વધુ ફેલાઈ **ખંભાત**ના શ્રી સંઘમાં ચાલ્યો આવતો કલેશ નાબુદ થયો અને પૂજ્યશ્રીના સદુપદેશથી શ્રી સંઘનું ઐકય થયું

**આપણા** ચરિત્રનાયકે પૂજ્ય શ્રી **રત્નચંદ્રજી**ની સેવામાં રહી તેમની આજ્ઞા વહન કરી સંવત ૧૯૯૫ નુ ચાતુર્માસ મુનિશ્રી **ખીમચંદજી** સાથે **ખંભાત** કર્યું. **ખંભાત**નુ આ ચાતુર્માસ કાયમની સ્મૃતિ મુકી ગયું છે ચાતુર્માસના વાચનમાં ભગવતી સૂત્ર પસંદ કર્યું અને તેમાંનો ખંધકઋષિનો અધિકાર દાખલા દલીલો સાથે ફરમાવવામાં આવ્યો. મુનિશ્રીની રોચકશૈલી તેમજ તપશ્ચર્યાના પ્રભાવે નવયુવકોમાં સારી જાગૃતિ આવી અને તે બધા સાંજના પ્રતિક્રમણ કરવા આવતા થયા કેટલાકે તો તે વખતે જ પ્રતિક્રમણ કંઠસ્થ કર્યું હાલ પણ તે નવયુવકોએ તે પદ્ધતિ ચાલુ રાખી છે અને આમ પૂ. શ્રી ના ઉપદેશનો પ્રભાવ આજે પણ નજરે પડે છે **ખંભાત** ચાતુર્માસ કર્યા પછી તેઓશ્રી સૌરાષ્ટ્રમાં વિચર્યા અને ગુરૂ-આજ્ઞા લઇ જુદા જુદા સ્થળે વિચરી પોતાના ચારિત્રને નિર્મળ રીતે પાળતા રહ્યા સંવત ૧૯૯૮ નુ ચાતુર્માસ **ખંભાત** કરવા માટે ગુરૂ-આજ્ઞા થઇ. ચાતુર્માસ કાળ નજીક આવવા છતાં પણ તેમના તરફના ચોક્કસ સમાચાર નહિ મળવાથી **ખંભાત** શ્રી સંઘના ૭ સાત શ્રાવકો તપાસ કરવા **વટામણ** ગયા...અને તેમને ત્યાંજ દર્શન થઈ ગયા મુનિશ્રીએ આવી રીતે અધીરા ન થવા સૂચના આપી અને જણાવ્યુ કે " ગુરૂ મહારાજની આજ્ઞા થઇ હતી એટલે હુ ખંભાત વખતસર જરૂર આવી જઇશ " **વટામણ**માં એક અદ્‌ભુત પ્રસંગ બન્યો. ત્યાંના રહીશ શ્રી **ડાહ્યાભાઈ**એ વટામણ બહાર નહિ જવાનું

વ્રત અંગીકાર કર્યું અને વ્યાખ્યાનમાં બેઠા હતા તે વખતે તેમના ભત્રીજાના ધર્મપત્નિને સર્પદંશ થયો. ઘણાએ ઉપાયોથી ઝેર ઉતર્યું નહિ બહારગામ લઇ ગયા સિવાય છુટકો ન હતો અને ડાહ્યાભાઈ બહાર જઈ શકે તેમ ન હતુ આ બાઇને ઉપાશ્રયમાં લાવવામાં આવ્યા અને મુનિશ્રીએ છંદ-સ્તોત્ર સંભળાવ્યા. હાજર રહેલા ગૃહસ્થોને ધર્મ પર શ્રદ્ધા રાખવાની જરૂરિયાત પર ભાર મુક્યો અને સમકિત રત્નને સાચવવા જતાં મુશ્કેલી આવે તો પણ ન ગભરાતા પોતાના વ્રત-નિયમોને બરાબર વળગી રહેનારની મુશ્કેલીઓ દૂર થાય છે, એટલુ જ નહિ પણ એમના આત્માની ઉન્નતિ થાય છે આ વાત ખુબ દાખલા-દલીલોથી સમજાવી શ્રી સંઘની ધર્મ-ભાવનાને સુદૃઢ કરી તે બાઇને થોડા વખતમાં જ આરામ થઇ ગયો

બીજે દિવસે **વટામણથી** વિહાર કર્યો ઉપવાસ હોવા છતા **વરસડા** પહોચ્યા અને ત્યાં પારણુ કર્યું ત્યાંથી બીજે દિવસે વિહાર કરી એક દિવસ **તારાપુર-સાયમા** થઇ **ખંભાત** પધાર્યા તે વખતે અઠ્ઠમ હતો અને **ખીમચંદજી મહારાજને** ઉપવાસ હતો પારણાના દિવસે જાણે કસોટી બાકી હોય તેમ વરસાદ ચાલુ રહેવાથી બપોરના પારણુ થયુ આ બધા પ્રસગે મુનિશ્રીના ચિત્તની શાંતિ તો તેની તેજ હતી

**આજ** વર્ષમા મરૂધર પંડિત મુનિશ્રી **ગબ્બુલાલજી** મહારાજ ઠાણા ૨ **ખંભાતમાં** જ ચાતુર્માસ બિરાજતા હતા તેઓશ્રી પણ પ્રખર વિદ્વાન અને સૂત્ર-સિદ્ધાંતનાં સારા જાણકાર અને વ્યાખ્યાનકાર હતા આમ બે વિદ્વાન મુનિરાજોનુ ચાતુર્માસ ખંભાતમાં થવાથી તે સાલમા ધર્મ ક્રિયા સારા પ્રમાણમા થઇ મુનિશ્રી ગબ્બુલાલજી મ ની પ્રેરણાથી શ્રી સંઘમા પર્યુષણ પર્વમાં **શ્રી નવકાર મંત્રનો અખંડ જાપ કરવાની શરૂઆત થઇ** અને ત્યારથી તે પરમ

પવિત્ર જાપ દર ચાતુર્માસમાં ખંભાતમાં થાય છે ચાતુર્માસ પૂર્ણ થયે મુનિશ્રી ગુલાબચન્દજી સ્વામી શહેર બહાર પરામાં શેષકાળ માટે રોકાયા હતા.

સં. ૧૯૯૯ ના પોષ માસમાં ખંભાતના શ્રી સંઘના લાંબા વખતના મતભેદો તથા ઝઘડાનો સુખદ અંત આવ્યો અને ખંભાત શ્રી સંઘના ઉત્થાનની શુભ ઘડી આવી પહોંચી સં ૧૯૯૯ નું ચાતુર્માસ **સાણંદમાં** થયું. સં. ૨૦૦૦ નું ચાતુર્માસ લસોમાં કરી સં. ૨૦૦૧ નું ચાતુર્માસ **અમદાવાદ** કર્યું શેષકાળના સમયમાં ઘણા ગામોમાં ખાસ કરીને નાના ગામડાઓમાં રહેવાનું તે પસંદ કરતા શેષકાળમાં પણ તપશ્ચર્યા ચાલુ જ રહેતી

સં. ૨૦૦૨ નું ચાતુર્માસ કરવા ખંભાત પધારેલા અને તે વર્ષમાં તેમના તપશ્ચર્યાના પ્રભાવથી અને જ્ઞાનગર્ભિત વ્યાખ્યાનોથી ઘણી તપશ્ચર્યા થઇ હતી અને બીજી પણ ધર્મકરણી વિશેષ થઇ હતી તે ચાતુર્માસમાં તેમની સ્મૃતિ કાયમ રહે તેવા એક મહામાંગલિક શંવર કાર્યની શરૂઆત તેઓશ્રીના ઉપદેશથી શરૂ થઈ

પર્યુષણ પર્વમાં ભગવાન **શ્રી મહાવીર સ્વામીના જન્મનો** અધિકાર વંચાતો હતો હતો તે વખતે વ્યાખ્યાનમાં તેમણે ઔપચારિક રીતે એક પ્રશ્ન કર્યો કે "તમે ત્યાગને વધુ મહત્વ આપો કે ભોગને ?" જવાબ મળ્યો. "ત્યાગને" એટલે બીજી પ્રાસ્તાવિક વાત કરીને પૂછ્યું: "...તો પછી ભગવાનનો જન્મ દિવસ ઉજવો છો અને દીક્ષા તિથિ કયારે આવે છે તેનો તમને કોઇ પણ દિવસ ખ્યાલ આવે છે ?" બોધની અસર સારી થઇ.

તે દિવસે શું કરવાથી ઉજવણી સારી થાય તે બાબતમાં મુનિશ્રીની પાસે સૂચન માંગવામાં આવ્યુ તેઓશ્રીએ ત્યાગની ભાવના શ્રી સંઘમાં વધતી રહે તે ભાવનાથી તે દિવસે ઉપવાસ–પૌષધ બને તો કરવા અને તે ન બની શકે તો તે દિવસે દશમું વ્રત–દેશાવગા-

સિક વ્રત (જેમાં ગૌચરીથી જરૂરી સામગ્રી મેળવી આખી રાત્રિ-દિવસ ધર્મકાર્યમાં વ્યતિત કરવાનો હોય છે) કરવા બાબત સૂચન કર્યું શ્રી સંઘના કેટલાક ભાઇઓએ તે સુચના સહર્ષ સ્વીકારી અને યાવજજીવન તે દિવસે દશમુ વ્રત કરવાની પ્રતિજ્ઞા લીધી જે અદ્યપિ પણ ચાલુ છે ચાર શિક્ષાવ્રત પૈકી દશમાની (શિક્ષાવ્રત બીજું) ઉપેક્ષા કરવામાં આવતી તેથી તેમજ મિઠાઈ લાવીને ખવરાવવાની પ્રથાથી તે ખુબ નારાજ હતા અને અખતરા તરીકે તેજ ચાતુર્માસના ભાદરવા સુદ ૩ ના રોજ શરૂઆત કરી અને તે દિવસે પણ આ વ્રતની શરૂઆત થઇ. તેની સ્મૃતિમાં આ પણ દર વર્ષે ઉજવાય છે. જે દિવસે આ વ્રતની શરૂઆત થઈ તે દિવસે શ્રી સંઘમાં અનેરો ઉત્સાહ હતો એકદર ચોમાસું સારૂ વીત્યુ અને શેપકાળ અન્યત્ર વિચરી સં. ૨૦૦૩ નુ ચાતુર્માસ ખેડામાં કર્યું અને સ ૨૦૦૪ના વર્ષમાં ચાતુર્માસ સાણદ પધાર્યા અને ત્યાંના શ્રી સંઘમાં ધર્મોદ્યોત સારો થયો

વાચક! આપણા ચરિત્ર નાયકના ચાતુર્માસના વર્ણન અને તેમા થયેલ ધર્મ જાગ્રતિની હકીકત વાંચી તમને સતોપ થયો હશે આજ વર્ષમાં તેમના પર મોટી જવાબદારી આવી પડશે અને જે જવાબદારી ન આવે તો સારૂં એવી ઇચ્છા હોવા છતાં પણ કુદરતી રીતેજ તે આવી પડે છે, તે વાત હવે પછી આપણે જોઈશું

✠ ✠
✠

## પ્રકરણ ૬ ઠું.

**જગત પરિવર્તનશીલ છે. આજે જે સ્થીતિમાં એક વસ્તુ જોઈએ છે તે સ્થીતિ બદલાતાં વાર લાગતી નથી. માણસના મનના અમુક વિચાર આજે હોય છે તે કાલે**

**અવશ્ય બદલાય છે પરંતુ સુવિચારશીલ માનવ દિવસે-દિવસે સદ્‌વિચાર તરફ વળતો અને વધતો જાય છે.**

**વેપારી** દુકાનની શરૂઆત નાના વંધાથી કરે છે ધીમે ધીમે ધંધો તેના વિકાસશક્તિ તથા સંજોગોને અનુલક્ષીને આગળ વધતો જાય છે પ્રગતિશીલ માનવી રોજ પ્રગતિ કરતો જાય છે અને તેના હૃદયમાં નિરાશા આવતી જ નથી અને નિરાશાનુ વાદળ આવે અગર મુશ્કેલી આવે તો તે જરા પણ ડગતો નથી **તે તો પોતાના કર્તવ્ય-ધ્યેય તરફ અવિરત ગતિએ આગળ જ વધે છે.**

ચારિત્રશીલ મુનિરાજો તેમના જ્ઞાન-ચારિત્રમા દિનપ્રતિદિન આગળ વધતા જાય છે અને તે જ કારણે સ્થવિર સાધુઓનો મહિમા શાસ્ત્રકારોએ વર્ણવ્યો છે અને કહે છે કેઃ—

**"સ્થિવર મહાત્માઓના ગુણગ્રામ-સેવા ભક્તિ કરતાં ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામ-ગોત્રનો બંધ પડે"**

કહેવાનો આશય એટલો જ છે કે આપણા ચારિત્રનાયક સયમની પરાકાષ્ટાએ પહોચવા અહોનિશ ચિંતન કર્યા કરતા અને દિનપ્રતિદિન તપશ્ચર્યામા આગેકૂચ થતી જતી. તેઓશ્રી તપસ્વી નામ ધરાવતા નહોતા અને લૌકિક દૃષ્ટિએ તપસ્વીનું બિરૂદ તેમને મળ્યુ પરંતુ તે ઘોર તપશ્ચર્યા તરફ વધતા જતા હતા અને ખોરાક તરફ ઉદાસીનવૃત્તિ ત્યાગવૃત્તિ પ્રધાનપણે હતી આમ પોતે સયમ માર્ગમા પ્રશાત ચિત્તે આગળ વધતા હતા સાણંદના શ્રી સંઘમા ઉત્સાહ થઈ રહ્યો હતો

સંવત ૨૦૦૪ ના પર્યુષણ પર્વ શરૂ થયા અને પૂરા થયા ત્યા જ **ભાદરવા સુદ ૧૦ ના રોજ રાત્રે ૪ વાગે ખંભાત સંપ્રદાયના પુજ્યાચાર્ય શ્રી રત્નચન્દ્રજી મહારાજનો સ્વર્ગવાસ થયો અને આપણા ચરિત્ર-નાયકના માથા પરનુ ગુરૂછત્ર કાયમને માટે વિદાય થયુ.**

ખંભાત સંપ્રદાયના આચાર્ય પૂજ્ય શ્રી રત્નચન્દ્રજી મહારાજ "यथा नाम तथा गुणाः" હતા તેમણે સંપ્રદાયના આચાર્ય તરીકેની કારકીર્દિમાં શ્રાવક વર્ગને દૃઢ કરેલા ખભાતના ચાતુર્માસમાં સાથે તપસ્વી મહારાજ શ્રી *ફુલચન્દજી સ્વામી હતા તેમણે ૩૫ ઉપવાસ કરેલા પૂજ્યશ્રીની તબીયત સંવત્સરીના દિવસે બગડવાથી. વ્યાખ્યાન આપી શકેલા નહિ તે પછી બીજે દિવસે સામાન્ય ઉપચાર કરતાં તબીયત થોડી સુધરેલી અને તપસ્વીજીનું પારણું સુદ ૯ ના રોજ શાતિપૂર્વક પાસે બેસાડીને કરાવેલું બીજે દિવસે પૂજ્ય શ્રી દેવસી પ્રતિક્રમણ કરી શ્રાવકવર્ગને પ્રત્યાખ્યાન આપી કુદરતી હાજતે ગએલા અને તેજ વખતે શન્દીએ તેમના પર કારમો હુમલો કર્યો

યોગ્ય ઉપચારો કરવામાં આવ્યા તેઓશ્રીને અંતિમ સંથારો કરાવવામા આવ્યો શ્રી નવકાર મન્ત્રનુ સ્મરણુ ચાલુ હતુ સમાધિ-પૂર્વક ભાદરવા સુદ ૧૧ ના સવારે ચાર વાગે પૂજ્યશ્રી રત્નચન્દ્રજી સ્વામી સ્વર્ગે સીધાવ્યા.

ચારે તરફ તારથી સમાચાર મોકલતાં ગુરૂ-ભક્તિથી પ્રેરાઇને ઘણા ભાઇઓ અમદાવાદ સાણંદ, ખેડા અને વસોથી આવેલા તેમજ અંતિમવિધિ ખુબ ઉત્સાહપૂર્વક શ્રી સંઘે કરેલી; જે વિધિ માટે એમ કહી શકાય કે 'ભૂતકાળમાં થઇ નથી અને ભવિષ્યમાં થશે કે કેમ તે શંકાસ્પદ છે' પૂજ્યશ્રી ખુબ જ શાંત. નિર્મળ સ્વભાવના, સંતોષી. સહિષ્ણુ અને સેવાભાવી ઉપરાંત આનંદી પણ હતા વૈયાવચ્ચ કરવાના પ્રસંગે જરા પણ ખામી ન આવે તે ખાસ કાળજી રાખતા તપસ્વી

---

*શ્રી ફુલચન્દજી મહારાજ નાર ગામના વતની હતા જાતે પાટીદાર હતા અને નારમા શ્રી સંઘના ખુબ અગ્રગણ્ય વ્યક્તિઓમાંના એક હતા તેમણે પોતાના પુત્ર-સ્ત્રી વિગેરે મુકી સંવત ૧૯૮૫ માં સુરત મુકામે પૂજ્યશ્રી છગનલાલજી મહારાજ પાસે દીક્ષા લીધેલી અને તેમને પૂજ્યશ્રી રત્નચન્દ્રજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવેલા.

શ્રી ફુલચન્દજી તેમના શિષ્ય હોવા છતા પણ તેમની વૈયાવચ્ચ તેમણે જે કરી છે તે ભૂલી શકાય એમ નથી.

આ દુ ખદ સમાચાર સાણુદ પહોંચતાં આપણા ચારિત્રનાયકને ખુબ આઘાત થયો તેમ થવાનું વિશેષ કારણ એ હતું કે પૂજ્યશ્રીની માંદગીના સમાચાર પણ તેમને મળેલા નહિ અને આ સમાચાર એકાએક વીજળી તૂટી પડે તેમ આવ્યા.

પુજ્યશ્રી રતનચન્દજી મહારાજના સ્વર્ગવાસથી આપણા ચરિત્ર નાયકના માથા પર એક ભારે જવાબદારી આવી પડી વૃદ્ધાવસ્થા, તપશ્ચર્યાથી કૃપ થઈ ગયેલું શરીર, સાધુ–સાધ્વીની અલ્પ સખ્યા, ક્ષેત્રોમાં મુનિરાજોની હાજરીની જરૂર અને આ કપરા સજોગોમા ચતુર્વિધ શ્રી સઘના આચાર્યની જવાબદારી ઉપાડવાનુ કામ ખરેખર મુશ્કેલ હતુ આચાર્યની જવાબદારી નાની-સુની નથી ચતુર્વિધ શ્રી સંઘના આચાર્યની પદવી ઉપર સુસયમી. સહિષ્ણુ અને ચારિત્રશીલ મુનિરાજ શોભી શકે કારણ કે તેમના ચારિત્રની ઉજ્જવળ છાપ બીજા સમુદાય ઉપર પડે છે

આપણા ચરિત્ર નાયક ગુણીયલ અને જ્ઞાન-ક્રિયા સપન્ન હતા એટલે આચાર્ય પદવી તેમનાથી શોભશે તેમ શ્રાવકવર્ગનું માનવુ હતુ આ પ્રસંગે ખભાતથી આઠ દશ માણુસો સાણુદ શ્રી સઘના આગેવાનો સાથે પૂજ્યશ્રીની સેવામા ઉપસ્થિત થયા અને પૂજ્યશ્રીને શ્રી સઘના ઉત્થાનના કાર્યમાં સપૂર્ણ સહયોગ આપવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો અને પૂજ્યશ્રીને થયેલ આઘાત અગે દીલસોજી વ્યકત કરી.

આ વખતના સાણુદના શ્રી સઘનો સદ્દકાર ભુલાશે નહિ પૂજ્યશ્રીને આશ્વાસન આપવામાં અને તેમને તેમના ચારિત્રપાલનમા સહાયરૂપ બનવામા અને સાથે સાથે ધાર્મિક અનુષ્ઠાનોમાં વધુ રસપૂર્વક ભાગ લેવામાં શ્રી સઘે સારો ભાગ લીધો

**સંસારનો ક્રમ છે કે "જે ચીજની તમે ઈચ્છા કરો તે તમારાથી દુર ભાગે અને જે ન ઈચ્છો તે આવી મળે."**

પૂજ્ય પદવીની જવાબદારી પોતાના શિર પર ન આવે અને ગુરૂની છત્રછાયામાં રહી પોતાનો સંયમ નિરાબાધપણે પાળવો એવા ધ્યેયવાળા આપણા ચરિત્રનાયકના માથે મોટી જવાબદારી આવી પડી

સાણંદનુ ચાતુર્માસ પૂર્ણ કરી પૂજ્યશ્રીએ સૌરાષ્ટ્ર તરફ વિહાર કર્યો આ વખતે તેમની સાથે શ્રી **ખીમ**ચંદજી મહારાજ હતા. શ્રી **ખીમ**ચંદજી મહારાજ વૈયાવચ્ચમા તથા સહનશીલતામા નમુના રૂપ હતા તેમણે **ખ**ંભાત સંપ્રદાયના પૂજ્યશ્રી છગનલાલજી મહારાજ પાસે દીક્ષા લીધી હતી અને ઘણા ચાતુર્માસ તેમની સાથે કર્યા હતા. **પોતાની સાથેના મુનિરાજોની સેવાભક્તિ કરવી તેજ તેમનું મુખ્ય કર્તવ્ય હતું. ગુરૂ આજ્ઞાનો ગુણ તેમનામાં** મુખ્ય હતો જ્યારથી તેઓશ્રી આપણા ચરિત્ર-નાયકના પરિચયમાં આવ્યા ત્યારથી તે તપશ્ચર્યા તરફ આકર્ષાયા **પારસમણિની સોબતમાં લોઢું કંચન** બને તેમ શાંત સ્વભાવી, સેવા-ભક્તિરત એવા શ્રી **ખીમ**ચંદજી મ ઉપર તેમના ગુરૂની ઉગ્ર તપશ્ચર્યા તથા આકરા ત્યાગની સારી છાપ પડી અને તેઓ પણ તેજ તરફ આગળ વધ્યા સહનશીલતાની પણ હદ હોય છે તેનો એક દાખલો અત્રે આપવા યોગ્ય છે

પુજ્યશ્રી કોઠ-ગાગડ રોકાઇ સૌરાષ્ટ્ર જવા નીકળ્યા શ્રી **ખીમ**-ચંદજી મહારાજને આંખે મોતિયા હોવાથી સવારે ઠંડીલ જતા રસ્તામાં પડી ગયા અને સખત ઈજા થઇ પૂજ્યશ્રીના આગળ વધવાના ભાવ જોઈ તેમણે પોતાની ઈજાને ગૌણ ગણી વિહારમા આગળ વધ્યા **ગુરૂ-નિષ્ઠાનું તથા સહનશીલતાનું આથી સારૂં બીજું કયું ઉદાહરણ હોઇ શકે ?** આગળ જ્યારે વધી શકાયુ જ નહિ ત્યારે તેમણે પોતાને થતા દુખની હકીકત જાહેર કરી અને ત્યાં રોકાયા. આ સમાચાર ખભાત આવતા ખભાતથી બે-ત્રણ શ્રાવકો પરિ-

સ્થીતિથી વાકેફ થવા ત્યાં ગયા અને બન્ને મુનિશ્રીની વૈયાવચ્ચ માટે એક વધુ સાધુના સાથની જરૂરીઆત સમજી બાળશિષ્ય **શ્રી હર્ષચંદ્ર મુનિને** ખંભાતથી વિહાર કરવા સૂચના કરી.

**શ્રી હર્ષચંદ્રમુનિ** ખંભાત સંપ્રદાયના પ્રતાપી પૂજ્યશ્રી રત્નચંદ્રજી મહારાજના શિષ્ય હતા તેઓએ નાની ઉમરે દીક્ષા લીધેલી અને પોતાના ગુરૂ પાસે રહીને અભ્યાસ કરેલો. કુંક વર્ષના ગુરૂ પરિચયમાં ગુરૂના વૈયાવચ્ચના મહાન ગુણની છાપ તેમના પર સુંદર પડી હતી ખંભાતના ચાતુર્માસમાં તેમજ બીજા દરેક સ્થળે તેઓ વિચર્યા છે ત્યાં તેમના શાંત સ્વભાવને અને ગુરૂ આજ્ઞાધારકપણાનો પરિચય થયો હતો અને પૂજ્યશ્રી રત્નચન્દ્રજી મહારાજના સદ્‌ગુણો તેમના આ બાળ શિષ્ય દ્વારા પ્રગટ થયેલા જોઇ સૌ હર્ષ અને સંતોષ પામતા.

ખંભાતથી સૂચના મળતા આ સેવાભાવી મુનિરાજ પોતાના ગુરૂની સેવા કરવા માટે તરત જ નીકળી ગયા કોઇ પણ જાતની આનાકાની વગર અને એક પણ દિવસ વ્યતીત કર્યા વિના બનતી ત્વરાએ તે કોઠ પહોચી સેવામાં ઉપસ્થિત થયા આ સ્થળે તેઓશ્રીને બે લાભ મળ્યા સેવાનો અને શાસ્ત્ર અધ્યયનને. તેમની સેવા અને ભક્તિથી પૂજ્યશ્રી ગુલાબચન્દ્રજી તથા મુનિશ્રી ખીમચન્દજી ઘણા જ સંતુષ્ટ થયા અને લગભગ દોઢ માસ રહી યોગ્ય વૈયાવચ્ચ કરી તે દરમ્યાન શાસ્ત્રનુ અધ્યયન પણ તેમને કરાવવામાં આવ્યુ આ પ્રસંગની કોઠના શ્રાવકોની સેવા-ભક્તિ ખરેખર પ્રશંસનીય છે જો કે તે ગામના શ્રાવકો તપગચ્છીય હતા પણ ગુણીયલ હોઇ ભગવાન શ્રી મહાવીરના શ્રી સંઘના કોઇ પણ મુનિરાજની સેવા-ભક્તિ કરવાની પોતાની ફરજના ભાનવાળા હતા આવા ગુણીયલ શ્રી સંઘ તથા બાળ મુનિશ્રી હર્ષચંદ્રમુનિની સેવાભક્તિથી બન્ને મુનિઓની શરીર પ્રકૃતિ સુધરી. કોઠના સ્વધર્મિ સાધુ સેવા-ભક્તિકારક શ્રાવક બન્ધુએ ખરેખર પ્રશંસાને પાત્ર છે. ત્યાંથી વિહાર કરી ગુંદી, સરગવાળા વગેરે ગામો

થઇ વટામણ પધાર્યા અને શેષકાળ ત્યાં રોકાયા ત્યાં પૂજ્યશ્રીને પગે ઠોકર વાગવાથી સખત પીડા થઈ અને ચાલવામાં મુસ્કેલી ઉભી થઇ

સંવત ૨૦૦૫ ના વર્ષમા અક્ષય તૃતીયાને દિવસે ખંભાતમાં એક બ્હેનને મહામાગલિક વર્ષીતપનુ પાગણુ હતું. પૂજ્યશ્રીનુ કૃષ શરીર અને તેમાં પણ પગની પીડા, શ્રી ખીમચન્દજી મહારાજની નાદુરસ્ત તબીયત અને મગજની સામાન્ય અસ્થિરતા હોવા છતા શ્રાવિકા બહેનની તપશ્ચર્યાના પારણા સમયે પધારવાની આગ્રહપૂર્વક વિનતીનો સ્વીકાર કરવામાં પૂજ્યશ્રીને તથા તેમની સાથે રહેલા સેવાભાવી શ્રી હર્ષચંદમુનિને કેટલું કષ્ટ પડ્યુ હશે તેનો વિચાર કરવા જેવો છે. સાથે એ વાત પણ વિચારવાની જરૂર છે કેઃ—

**यादृषो भावना तादृषी सिद्धिः ।**

તપસ્વી બહેનની ભાવનાને ફળીભૂત કરવા પૂજ્યશ્રી તથા તેમની સાથે રહેલા સાધુઓએ ઉઠાવેલ કષ્ટ આપણને આજે પણ વિચારમાં નાંખી દે છે ધન્ય છે આ મુનિ મહાત્માઓની સહનશીલતાને ! વંદન હો તેવા ત્યાગી મહાત્માઓને ! !

ખંભાતમા આવ્યા બાદ **શ્રી હર્ષચંદ** મુનિનો અભ્યાસ સારી રીતે આગળ વધ્યો સં. ૨૦૦૫ નું ચાતુર્માસ ખંભાતમાં થયું. પૂજ્યશ્રીની અસ્વસ્થ તબીયતના કારણે અને બાળ મુનિશ્રી હર્ષચંદ મુનિને કેળવવા માટે આ ચાતુર્માસમા વ્યાખ્યાન આપવાનુ કામ શ્રી હર્ષચંદ મુનિને પૂજ્યશ્રીએ સોપ્યુ અને પોતે પોતાના તપશ્ચર્યાયુક્ત જીવનમાં વધુ દેટ મુકી એકાતર ઉપવાસનો પોતાનો ચાલતો ક્રમ બદલી ચાર ચાર ઉપવાસ ( ચોલા )ના પારણા શરૂ કર્યા અને પારણામાં પણ અલ્પ અને તુચ્છ આહાર લેતા હતા. તપશ્ચર્યા દરમીયાન બાળ મુનિ **શ્રી હર્ષચંદ** મુનિના અભ્યાસ પર પુરતુ ધ્યાન પૂજ્યશ્રી આપતા આ વખતની પૂજ્યશ્રીની તપશ્ચર્યા તેમનુ સ્મૃતિચિહ્ન બની છે આ બાળ શિષ્યને પણ તપશ્ચર્યાનો રંગ લાગ્યો અને તે પણ ધીમે ધીમે આગળ વધ્યા તેમની યોગ્યતા જોઈ બપોરના તેમને શાસ્ત્રવાંચન કરાવતા.

પૂજ્યશ્રીની ઇચ્છા આખા ચાતુર્માસમાં ચાર ચાર ઉપવાસ કરવાની હતી પરન્તુ અંતરાય કર્મની પ્રબળતાએ તેમને રોકયા ત્યાગી **પુરૂષો હંમેશાં ત્યાગ તરફ આગળ વધવાના ભાવવાળા હોય છે.** આપણા ચરિત્રનાયકને પર્યુષણ પર્વ વીત્યા બાદ મરડાનું તીવ્ર દર્દ ઉપડયું અને તે દર્દની પરવા કર્યા વગર તેઓ તપશ્ચર્યામાં તલ્લીન રહ્યા. તેઓશ્રી ફરમાવતા કે—

**ગાથા—ધમ્મારામે ચરે ભિક્ખુ, ધિઇમં ધમ્મ સારહી ।**
**ધમ્મારામે રન્તે દન્તે, બમ્ભચેર સમાહિએ ॥**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬–૧૫

ભાવાર્થ—ધર્મ બાગે ફરે ભિક્ષુ ધીર ને ધર્મ સારથી,
ધર્મમાં રક્ત દન્તાત્મા, બ્રહ્મચર્ય સમાહિત

**ગાથા—લાભાલાભે સુહે દુક્ખે, જીવિએ મરણે તહા ।**
**સમોનિન્દાપસંસાસુ, તહા માણાવમાણઓ ॥**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯–૯૦

ભાવાર્થ—લાભ કે હાનિમાં નિંદા, સ્તુતિમાં મૃત્યુથી તથા;
સુખ કે દુઃખમાં-જીવી, સાધુ રાખે સમાનતા

**ગાથા—જયા મિગસ્સ આયંકો, મહારણ્ણમ્મિ જાયઇ ।**
**અચ્ચન્તં રૂખમૂલમ્મિ, કો ણં તાહે તિગિચ્છઈ ॥**
**કો વા સે ઓસહં દેઇ, કો વા સે પુચ્છઈ સુહં ।**
**કો સે ભત્તં ચ પાણં, વા આહરિત્તુ પણામએ ॥**
**જયા ય સે સુહી હોઇ, તયા ગચ્છઇ ગોયરં ।**
**ભત્ત પાણસ્સ અટ્ઠાએ, વલ્લરાણિ સરાણિય ॥**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯, ૭૮, ૭૯, ૮૦

ભાવાર્થ—આતંક મૃગને જ્યારે, થાવે મહા અરણ્યમાં;
ચિકિત્સા કો કરે તેની, વૃક્ષના મૂળમાં જઇ

લાવી કોણ દવા આપે, કે પૂછે સુખ કે દુઃખને,
તેને દે કોણ લાવીને, ખાન પાન કહો તમે.
નીરોગી તે બને જ્યારે, ત્યારે જાય અરણ્યમાં;
લીલાં ઘાસ અને પાણી, શોધે છે ભોજનાર્થ તે

ખભાતના શ્રી સઘે આયુર્વેદિક, ઘરગથ્થુ તથા દાકતરી ઇલાજ દવા લેવા ઘણો આગ્રહ કર્યો પણ જવાબ મળ્યો કે—

**ગાથા—અપ્પા ચેવ દમે યવ્વો, અપ્પા હુ ખલુ દુદ્દમો ।**
**અપ્પા દંતો સુહી હોઇ, અસ્સિ લોએ પરત્થ ય ।।**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧-૧૫

ભાવાર્થ—દમવા યોગ્ય આત્મા છે, આત્મા દુર્દમ્ય છે ખરે;
દમો આત્મા સુખી થાવા, આલોક ને પરલોકમા.

**ગાથા—અચેલગસ્સ લુહસ્સ, સંજયસ્સ તવસ્સિણો ।**
**તણેસુ સયમાણસ્સ, હુજા ગાય વિરાહણા ।।**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૨-૩૪

ભાવાર્થ—સયમ ને તપસ્યાથી, આત્માને દમવો ભલો,
દમાશે નહીં તો બીજા, વધ ને બધનોથી તે.

આમ શ્રી સઘની તીવ્ર ઇચ્છા ઉપચાર કરાવવાની હતી પરંતુ પૂજ્યશ્રીની દેહ પરની છૂટી ગયેલી મમતાને લીધે તેઓશ્રીના તરફથી મળતા જવાબ સાભળી શ્રી સઘ ચૂપ થઈ જતો આ વખતે સદ્-ભાગ્યે અમદાવાદના શ્રી સઘના કેટલાક આગેવાનો પૂજ્યશ્રીના દર્શનાર્થે આવ્યા હતા તેમણે પણ મહારાજશ્રીની આવી તબીયત જોઇ સામાન્ય દવા લેવા આગ્રહભરી વિનતી કરી ખભાતમાં પરમાર્થ દૃષ્ટિથી ચાલતા હોમિયોપેથીક દવાખાનામાં સેવાભાવી ડૉ કાંતીલાલ-ભાઇની સલાહ લેવામાં આવી અને તેમની તદ્દન અલ્પ આરંભવાળી દવા થોડા દિવસ લેવામાં આવી ધીમે ધીમે તબીયત સુધરી અને તપશ્ચર્યાનો આરભ થયો.

આ પ્રસગે એક યોગીનું ચિત્ર સ્મરણમાં આવે છે. એક લેખકે યોગીના લક્ષણ લખતા જણાવ્યુ છેઃ—

" આહાર વિહારે વિચરતારે, રહે ગીરી ગુફામાંય (૨)
ઘડી ઘડી સંમને સંભાળતો, ગાણા આત્મ તણા ગાય (૨)
યોગી રમે સમભાવમાં
પૂંજે નિદે કોઈ માનવી રે, તેમાં રાખે સમભાવ (૨)
પરિસહ સહે ઘણા આકરા, છોડે તોયે ન સ્વભાવ (૨)
યોગી રમે સમભાવમા

ખંભાતનું ચાતુર્માસ આ રીતે પૂર્ણ થતાં આપણા ચરિત્ર નાયક બાળ મુનિ હર્ષદ મુનિને સાથે લઇ બોરસદ, ધર્મજ વગેરે સ્થળોએ ફરી સવત ૨૦૦૬નુ ચાતુર્માસ અમદાવાદ પધાર્યા આ ચાતુર્માસમા મુનિ શ્રી હર્ષદ ઋષિજી મહારાજને વ્યાખ્યાન આપવાની સુદર તક મળી તેમજ જ્ઞાન વૃદ્ધિ કરવાનો પણ સમય મળ્યો ચાતુર્માસ સારી રીતે પૂર્ણ થતાં-સાણંદ ચાતુર્માસ પુરૂં કરીને શ્રી ખીમચદજી મહારાજ ભેગા થયા અને શેષકાળ દરમ્યાન પ્રાતિજ તરફ વિહાર કર્યો

સવત ૨૦૦૭માં વર્ષિતપના પારણા નિમિત્તે પૂજ્યશ્રીને ખભાત પધારવાનુ થયુ આ વખતે પૂજ્યશ્રીની સાથે મુનિ શ્રી ખીમચન્દજી, ફુલચન્દજી તથા હર્ષદ મુનિ હતા વિશેપમાં લીંબડી સંપ્રદાયના શતાવધાની પડિત રત્ન **મુનિશ્રી પુનમચંદજી મહારાજ** તથા મારવાડી મુનિ **શ્રી તારાચંદજી મહારાજ** ખભાતમા બિરાજમાન હતા આમ ખભાતમા **ત્રિવેણી સંગમ જેવો આનદ** થઇ રહ્યો હતો.

સંવત ૨૦૦૭મા મુનિશ્રી ફુલચન્દજી તથા શ્રી હર્ષદ મુનિને સાણદ ચોમાસુ મોકલી પૂજ્યશ્રી વટામણ ચાતુર્માસ પધાર્યા આ ચાતુર્માસમાં ધર્મધ્યાનની અભિવૃદ્ધિ સારી થઇ. તે ચાતુર્માસ પૂર્ણ કરી સૌરાષ્ટ્ર તરફ પુજ્યશ્રી પધાર્યા.

વાંચક ! સામાન્ય સાધુના જીવનથી શરૂઆત કરી, જ્ઞાન સ્થિવર બની, તે જ્ઞાનને આચરણમા મુકી તપસ્વી બની, પોતાના દેહનું પણ ભાન ભૂલી જઇ યોગદશા જેવી સમાધિપૂર્ણ દશામાં આગળ વધતા જતા આપણા ચારિત્ર નાયકને જોઈ તને સતોષ થયો હશે.

**ભગવાન શ્રી મહાવીર સ્વામીના શાસનમાં આવા મહાન પ્રતાપી પુરૂષો ઘણા થઇ ગયા છે અને તેમનાથીજ આ જૈન શાસન ઉજ્જવળ છે. તપશ્ચર્યાનું અવલંબન સ્વીકારવું અને તેને અંગીકાર કરી તે માર્ગે અસ્ખલિતપણે આગળ ચાલ્યા જવું એ સાધુ જીવનની ઉત્તમ લ્હાણ છે. આપણને જીનવાણી આજ્ઞાઓનું પાલન કરવાનું કામ મુશ્કેલ લાગે છે પણ તે વીર-વાણીના પ્રવચનોનું પાલન કર્યા પછી મુશ્કેલીઓને ઓળંગવા માટેનું મનોબળ જાગૃત થાય છે.**

સંતશિષ્ય એક સ્થળે લખે છે કેઃ—

પ્યાલો વીર તણો કોણ પાય ?

પ્રેમ સહિત પાયે કોઇ પ્યાલો, જન્મ મરણ દુઃખ જાય...પ્યાલો૦
એ રસ માંહે મસ્ત મુનિજન, સિદ્ધ સ્વરૂપ થાય...પ્યાલો૦
પિનારાને અમર પ્યાલો, દેવ–રૂપે દેખાય...પ્યાલો૦
અંધકાર ટાળે અંતરનુ, નયને બધુ નીરખાય...પ્યાલો૦

આપણા ચરિત્ર નાયકની આત્મકંચનને કસોટીમાંથી પસાર થતાં આપણે જોયા હજી પણ મુશ્કેલીઓમાં કેવા આગળ વધતા જાય છે તે હવે પછીના પ્રકરણમાં આપણે જોઇશુ.

## પ્રકરણ ૭ મું

**કેટલીક વખતે એમ માલમ પડે છે કે માણસ ઉંમર લાયક થાય ત્યારે શરીર કૃશ થતાં તેની પ્રવૃત્તિઓમાં તે શિથિલ બનતો જાય છે અને કેટલાક કામો પણ કરી શકતો નથી.**

આપણા ચરિત્રનાયકના સંબંધમાં તેથી ઉલટુ જ બન્યું. શરીર વૃદ્ધ થવા છતાં ત્યાગ તપશ્ચર્યા ઉત્તરોત્તર વધતાં જ ગયા અને **ભગવાન શ્રી મહાવીર સ્વામી**ના ફરમાનથી જરા પણ આઘું-પાછું નહિ થવાં તેજ મુજબ વર્તન કરવાને વધુ દૃઢ અને વધુ વેગવત બનતા ગયા. શ્રી સઘના માણસોની કાયમ વિનતિ હતી કે "આપના માથે જવાબદારી વધતી આવી છે, શરીર ધીમે ધીમે નરમ થતુ જાય છે માટે તપશ્ચર્યા અંગે જરા શાંતિ રાખવા કૃપા કરો" જવાબ ટુકમા જ મળતો કે, "**શરીરનો ધર્મ સડવું, પડવું, બગડવુ, નાશ પામવું તે છે અને આત્માનો સ્વભાવ નિરંતર પ્રગતિશીલ રહેવાનો છે.**

**ભગવાન શ્રી મહાવીર સ્વામી**એ તેમના કાર્યકુશળ અને તીર્થંકર નહિ પણ **તીર્થંકર સરીખા ગણધર શ્રી ગૌતમ સ્વામી**ને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં "**સમય માત્રનો પ્રમાદ ન કરીશ**" તે વાત પોકારી પોકારીને કહેલ છે

**શ્રી** ગૌતમ સ્વામી વિવેકી. શાંત પ્રકૃતિના ગુરૂઆજ્ઞાને સંપૂર્ણ આધીન હતા **દુશ્મનને પણ દુષણ ન મળે તેવું** નિર્મળ-પૂર્ણિમાના ચન્દ્ર સરખુ તેમનુ ચારિત્ર હતુ. છતા આ બાબત તેમને કેમ કહેવામા આવી હશે? આ હકીકત પાછળ ગૂઢાર્થ રહેલ છે આયુષ્ય મર્યાદિત છે અને ખપાવવાના કર્મનો જથ્થો ખુબ છે તે સંજોગોમા એક ક્ષણ પણ પ્રમાદમાં વીતતાં આત્માને અનેકગણુ નુકશાન થાય છે.

**આત્માનો પ્રવૃત્તિશીલ સ્વભાવ છે. તમે તેને સત્ પ્રવૃત્તિથી નહિ રોકો તો તે અવળે રસ્તે જવાનો જ છે અને સત્પ્રવૃત્તિ વધારવાથી શરીર નબળું દેખાવમાં પડે છે પણ આત્મા મજબુત બનતો જાય છે અને મજબુત આત્મા જ નિર્જરા કરી શકે છે.**

**ભગવાન શ્રી મહાવીર સ્વામીને** પણ સાડાબાર વર્ષ ને એક પખવાડિયુ તપ કરવુ પડયુ તો આપણી ગણત્રી ગણી શકાય જ નહિ, માટે હે બન્ધુઓ ! તમે મારી ચાલતી સત્પ્રવૃત્તિઓને રોકવાનું-તેને ધીમે પાડવાનું ન કહેજો

**મુનિશ્રીની** ઉપર પ્રમાણેની વાણીથી શ્રાવકો બોલતા બધ થઇ જતા અને તેઓશ્રીની હૃદય સોસરી વાણીથી મૌન ધારણ કરવુ પડતુ. આમ ચારિત્રશીલ આત્માનો પ્રભાવ જગતમાં બધે જ પડે છે ચારિત્ર સૂર્ય સરખુ છે તેને જાહેરાતની જરૂર પડતી નથી અને તે સૂર્ય જાહેરાતની કદાપિ ઇચ્છા પણ કરતો નથી. ચારિત્રશીલ આત્માની છાપ જગતમાં સર્વ વ્યાપી છે તે જ્યા જાય છે ત્યાં શીતળ છાંયા પડે છે અને તે છાંયામા જીજ્ઞાસુઓ શીતળતા અનુભવે છે. **સંસારથી** થાકેલો આત્મા થાકીને ગુરૂ ચરણે આવે છે અને ગુરૂ તેની યોગ્યતા જોઇને તેને બોધ કરે છે અને તે થાકેલ આત્મા હળુકર્મી હોય તો તેની તેને અસર થાય છે અને તે માર્ગ ગ્રહણ કરી ગુરૂના ચરણમાં શીર ઝુકાવી દે છે

**આપણા** ચરિત્રનાયકની ઇચ્છા સૌરાષ્ટ્રમા જવાની હતી અને તે તરફ વિહાર પણ કર્યો હતો પરન્તુ ખભાતમાં એક જીજ્ઞાસુ હળુ-કર્મી આત્મા **સુભદ્રાબેનને** દિક્ષા લેવાના ભાવ હોવાથી તેમના તરફથી વિનંતિ થતા ખભાત તરફ પધારવું પડયું. ચારિત્રશીલ આત્માને સ્થળનો દુરાગ્રહ હોતો જ નથી. પોતાનું ચારિત્ર બરાબર સચવાય અને તપ-સયમમાં બાધ ન આવે તેવી પ્રવૃત્તિ તે હંમેશા

કરતો રહે છે અને તેમ કરતાં કોઈ જીજ્ઞાસુ આત્માને આત્મકલ્યાણની ભૂખ લાગે તો તે સંતોષવા પ્રયત્ન કરે છે.

ખંભાતમાં શાહ બાપુલાલ મોહનલાલ ગાંધીના ધર્મપત્ની સુભદ્રાબેનને દીક્ષા લેવાનો વિચાર થએલો હોવાથી તેઓ વિનતિ કરવા માટે ગએલાં અને તે વિનતિને ધ્યાનમાં રાખી પૂજ્યશ્રી સૌરાષ્ટ્ર તરફ ન જતાં એટલામાં વિચરી રહેલાં હતાં તે વખતે ધંધુકાવાળા તેઓશ્રીને ચાતુર્માસ માટે વિનંતિ કરવા આવેલાં.

તેમનો સારો પ્રેમભાવ અને ધર્મની ધગશ જોવાથી ધંધુકા ચાતુર્માસ અનુકૂળતાએ કરેવા જણાવેલુ થોડોક ટાઇમ વિહાર કરી પાછા વટામણ આવેલા અને ત્યાંથી ગોલાણા, રોંણી, દહેડા થઇ ખંભાત પધાર્યા

ખંભાત આવ્યા પછી દીક્ષા લેનાર બાઇનુ મુહુર્ત જોવડાવવામાં આવેલું અને તે મુહુર્ત સંવત ૨૦૦૮ ના ચૈત્ર સુદી ૧૦ ના રોજનું આવેલું. તે દીક્ષાનો વરઘોડો શા. બાપુલાલ મોહનલાલ ગાંધીના ઘેરથી ઘણી જ ધામધુમ સાથે ચૈત્ર સુદી ૯ ના રોજ સાડા ત્રણ વાગ્યાના સુમારે ચઢાવી બજારના મુખ્ય લત્તામાં ફેરવી પીઠમાં થઇ લાલબાગ-હરમતિયામાં ઉતારવામાં આવેલો.

ચૈત્ર સુદી ૧૦ ના દિવસે સવારના સાડાસાત વાગ્યાના સુમારે આંબાવાડિયાની શીતળ છાયા હેઠળ પૂજ્ય મુનિ શ્રી ગુલાબચન્દ્રજી, મુનિ શ્રી ખીમચન્દજી તથા મુનિ શ્રી ફુલચન્દજી તેમજ બાળ બ્ર શ્રી હર્ષદમુનિ તથા મહાસતીજી શ્રી પાર્વતીબાઇ, પરસનબાઇ, જસુબાઇ તથા બાળ બ્ર. વિદુષી શ્રી શારદાબાઇ મહાસતી તથા સંઘના સઘળા માણસો હાજર રહેલા હતા તે વખતે બાપુલાલ મોહનલાલ ગાંધીએ પૂજ્યશ્રીને પોતાના ધર્મપતિન સુભદ્રાબાઇને દીક્ષા આપવા માટે અનુમતિ (આજ્ઞા) આપી અને તે અનુમતિ લીધા બાદ પૂજ્યશ્રીએ તે સુભદ્રાબાઇને આપેલ મુહુર્ત અને ટાઇમસર ભાગવતી દીક્ષા

અંગીકાર કરાવી અને તેમને બાળ બ્ર. વિદુષી શારદાબાઈ મહાસતીના શિષ્યા તરીકે સંઘમાં જાહેર કર્યા અને તે વખતે તેમનું નામ **શ્રી સુભદ્રાબાઇ સ્વામી** જાહેર કર્યું.

દીક્ષાનું કામકાજ પતી ગયા પછી મહારાજશ્રી પરામાં થોડોક વખત રોકાયા બાદ ત્યાંથી વિહાર કરી સ્ટેશન આગળ બગલે ગએલા અને ત્યાં થોડો સમય રોકાયા બાદ ત્યાંથી વિહાર કરી ધંધુકાવાળાની ચાતુર્માસ માટે વિનંતિ આવેલી હોવાથી તે વિનંતિને માન્ય રાખી સંવત ૨૦૦૮ની સાલનું ચાતુર્માસ કરવા માટે અનુકૂળતાએ વિહાર કરી ધંધુકા પહોંચેલા.

ધંધુકાનું પૂજ્યશ્રીનુ ચાતુર્માસ તે ક્ષેત્રમાં ચિરસ્મરણીય બની ગયું છે આ ચાતુર્માસમાં આપણે આગળ જોયુ છે કે, પૂજ્યશ્રીની તબીયત ખંભાતમાં બગડી અને ધીમે ધીમે સુધરવા લાગી હતી. ત્યાં જ પૂજ્યશ્રીએ ફરી વધુ વેગથી ચાલવાનો સંકલ્પ કરી અઘોર તપશ્ચર્યા કરી શ્રી સંઘને પણ વ્યાખ્યાનમા ઉત્તરાધ્યયન સૂત્રના '૧૯ મા અધ્યયનમાથી ફરમાવતા કેઃ—

**ગાથા—જહા ગેહે પલિત્તમ્મિ, તસ્સ ગેહસ્સ જો પહુ ।**
**સારભણ્ડાણિ નીણેઇ, અસારં અવઇજ્જઇ ।।**

ભાવાર્થ—જ્યારે કોઇ ઘર બળે છે ત્યારે તે ઘરનો ધણી તે મકાનમાથી મૂલ્યવાન વસ્તુઓને સૌથી પ્રથમ કાઢે છે તેમ આ સઘળું જગત જરા ને મૃત્યુથી સળગી રહેલું છે તેમાંથી હે સાધક ! તું આત્માનુ સત્ય બચાવી લે અર્થાત્ તુ આત્મ કલ્યાણ કરી લે વળી માનવ જન્મ મળવો પણ દુર્લભ છે તો મનુષ્ય જન્મ મેળવી, ધર્મનું આરાધન કરવાની ખાસ જરૂર છે

**ગાથા—લભન્તિ વિમલા ભોયા, લભન્તિ સુર સમ્પયા ।**
**લભન્તિ પુત્તમિત્તંચ, એ ગો ધમ્મો ન લબ્ભઇ ।।**

ભાવાર્થ--આ જગતમાં મનોરમ્ય ભોગ મળે, દેવની સંપત્તિ મળે, પુત્ર અને મિત્ર મળી જાય પરન્તુ એક ધર્મ મળી શકતો નથી માટે હે ભવ્ય આત્માઓ ! આવો અવસર એળે ન જાય તે ધ્યાન રાખો નહીં તો જેમ એક પ્રવાસી ભાથુ લીધા વિના અટવીમાં ચાલવા માડે તો તે ભૂખની પીડાથી દુખી થઇ જાય છે તેમ સદ્ધર્મનું આચરણ કર્યા વગર પરલોકમાં જાય તે વ્યાધિ-રોગથી પીડીત થતો દુઃખ પામે છે.

આવા ગંભીર જ્ઞાનગર્ભિત અને વૈરાગ્યવાસિત ઉપદેશની અસર શ્રોતાજનો પર પણ સારી પડી. વળી પૂજ્યશ્રીએ ત્યાગ-તપશ્ચર્યાનું વધુ અવલંબન પોતે લીધુ અને એકલી સંવર ક્રિયા કરવા અને સાથે સાથે નિર્જરા માર્ગ અપનાવવા અને તેજ માર્ગે કલ્યાણ થશે એમ સારી રીતે સમજાવતા. શ્રાવક વર્ગે પણ આ ચાતુર્માસમા સારી સેવા-ભક્તિ કરી. ચાતુર્માસ પૂર્ણ થયે પૂજ્યશ્રીએ સૌરાષ્ટ્ર તરફ જવા વિહાર કર્યો

તે અરસામાં શ્રી ફુલચન્દજી મહારાજ તથા શ્રી હર્ષદ મુનિ વટામણમાં હતાં ત્યા શ્રી ફુલચન્દજી મહારાજનું પડી જવાથી હાડકું ભાંગેલુ તેમની અને શ્રી હર્ષદ મુનિની નરમ તબીયતના સમાચાર મળતા ખંભાત શ્રી સંઘના માણસો તેમને ખંભાત તેડી લાવવા માટે ગએલા પણ તબીયત વધુ નરમ લાગતા ત્યાંથી તાત્કાલિક ડોળી કરી ગોલાણા, રોંણી, ફહેડા થઈ ખંભાત લાવેલા અને શ્રી હર્ષદ મુનિ માટે દવાના ઘણા ઉપચાર કર્યા પણ તેમની તબીયત સુધારા પર ન આવતા આખરે **સંવત ૨૦૦૯ ના પોષ વદી ૫ ને સોમવારે સવારના આઠ વાગે આ ફાની દુનિયા છોડીને તેઓશ્રી સ્વર્ગવાસી થયા.**

**શ્રી હર્ષદ મુનિ**ના સ્વર્ગવાસથી ખંભાત સંઘમા ઘણો જ હાહાકાર વર્તી ગયો અને આ સમાચાર ખંભાત સંપ્રદાયના

તમામ ક્ષેત્રોમાં તારથી જણાવેલા અને તેજ પ્રમાણે એક તાર રાણપુર સઘ ઉપર કરેલો અને તે સમાચાર પૂજ્યશ્રી ગુલાબચન્દ્રજી મહારાજને પહોંચાડે તેવી રીતે જણાવેલો; કારણ કે પૂજ્યશ્રી ચારિત્રમાં એટલા બધા દૃઢ હતા કે **તેમના વિહારની પણ કોઇને ખબર પડતી નહિ અને કયાં વિચરે છે તેના સમાચાર પણ કોઇને જણાવતા નહિ** એટલે ખભાત શ્રી સઘ તેમને માંદગીના સમાચાર પણ જણાવી શકેલ નહિ અને છેવટનાજ સમાચાર સ્વાભાવિક રીતે રાણપુર મોકલેલા અને તે વખતે પૂજ્યશ્રી રાણપુરમાંજ હતાં જેથી તેમને તાત્કાલિક સમાચાર મળેલા

તે વખતે તેમની સાથમા લીંબડી સપ્રદાયના શતા. પ. રત્ન **મુનિશ્રી પુનમચન્દજી મહારાજ** તથા **શ્રી નવીનચન્દજી મ.** હતા **શ્રી હર્ષચંદ મુનિના** દેહોત્સર્ગના સમાચાર મળતાં જે **પોતાના સપ્રદાયનો લઘુશિષ્ય એકજ દીવારૂપ** હતો—તે જતા તેમને ઘણો જ આઘાત લાગેલો

તે વખતે રાણપુર સઘવાળાએ તથા શ્રી પુનમચન્દ્રજી મહારાજે પૂજ્યશ્રીને ઘણુ જ આશ્વાસન આપી સાત્વન આપેલુ પણ તેમના હૃદયમાથી તે આઘાત ખસેલો નહિ પૂજ્યશ્રીને આશ્વાસન આપવા માટે ખભાત સઘના તથા વટામણ સઘના કેટલાક માણસો રાણપુર ગએલા અને તે વખને તે માણસોને જોઇને પૂજ્યશ્રીને ઘણું લાગી આવેલુ અને તે ફક્ત એટલુ જ બોલ્યા કે **"એને શું થઇ ગએલું ?"** એટલુ બોલતા હૃદય ભરાઈ આવતાં પુષ્કળ રડી પડેલા. આવા પ્રખર વિદ્વાન અને ચારિત્રશીલ આત્માને આ આઘાત એટલો લાગેલો કે જોનાર માણસનુ હૃદય કંપાવી નાખે. આવો આઘાત તેમના આખા જીવનમા કદી નહિ લાગેલો તેવો જોનારાને લાગેલો અને તેમને તે શ્રી હર્ષચંદ મુનિની વિરહ-વેદના એટલી લાગી આવેલી કે તેનુ વર્ણન કેવી રીતે આલેખવું તે પણ સમજાતુ નથી. ફક્ત તેમનો અતરાત્મા જાણે

પૂજ્યશ્રીને આશ્વાસન આપવા માટે ખંભાતથી ગએલા ભાઈઓ પહેલાં બોટાદથી પૂજ્ય **શ્રી માણેકચન્દજી મહારાજે** ત્રણ-ચાર સાધુઓને મોકલેલા. પૂજ્યશ્રીને એટલો બધો આઘાત લાગેલો કે બીજે દિવસે પણ વ્યાખ્યાન આપવા માટે તેમનુ હૃદય કબુલ કરતુ ન હતું જેથી બોટાદથી આવેલા સાધુઓએ વ્યાખ્યાન આપેલું અને તે વખતે તેમણે તથા રાણપુરના સંઘપતિએ શોકાંજલી આપતાં પ્રવચન કરેલાં રાણપુર સંઘવાળાએ ખભાત સંઘવાળાનુ બહુમાન કરેલું અને તે પછી ખભાતથી જનારા માણસો પૂજ્યશ્રીની પાસે બેઠેલા અને શ્રી હર્ષદ મુનિની વિગતવાર વાતચીત કરેલી અને પૂજ્યશ્રીને આશ્વાસન આપેલું અને ખંભાત તરફ વિહાર કરવા માટે વિનતી કરેલી અને ફરીથી પ્રતિક્રમણુ થઇ રહ્યા બાદ ખંભાત ચાતુર્માસ કરવા માટે ઘણી આગ્રહભરી વિનંતિ કરેલી અને તે વખતે પૂજ્યશ્રીએ "અવસરે જોઇ લેવાશે" એમ કહેલું. તે પછી પૂજ્યશ્રીને વંદન કરી ત્યાથી મગલિક સાંભળી રાતની ટ્રેનમાં બોટાદ પૂજ્ય શ્રી માણેકચન્દજી મહારાજને વંદન કરવા ગએલા

આ સ્થળે બોટાદ સંપ્રદાયના મુનિવર્ગોએ, પંડિત રત્ન મુનિ પુનમચન્દ્રજી મહારાજે અને રાણપુર સઘે હર્ષદ મુનિના સ્વર્ગવાસથી દર્શાવેલી હમદર્દી અને ભાવના ચિરકાળ યાદ રહેશે જ વળી બોટાદ સંપ્રદાયના પૂજ્યશ્રી માણેકચન્દ્રજી મહારાજ તથા તેમના સુશિષ્યો અને બોટાદ તથા રાણપુરના શ્રી સંઘના શ્રાવકોની પૂજ્યશ્રી પ્રત્યેની ભક્તિ અને સેવા પણ ખરેખર અભિનંદનને પાત્ર છે

પૂજ્યશ્રી રાણપુરમાં શેષકાળ પુરો કરી બોટાદ થઈ પાળીયાદ પધાર્યા. ખભાતમા આ વખતે વર્ષીતપના મહાન માંગલિક પ્રસગે એક તપસ્વીની બહેનને પૂજ્યશ્રીને ખભાત પધારવા માટે વિનતિ કરવાની ભાવના થઈ આવી. પૂજ્યશ્રીની વૃદ્ધાવસ્થા અને તપશ્ચર્યાથી કૃશ થયેલુ શરીર વગેરે જોતાં તેઓશ્રી પધારે તેવી ધારણા તે બેનની

ન હતી અને તેવી ધારણા રાખી શકાય તેમ પણ ન હતું. છતાં પણ એક તપસ્વીની ભાવનાની પ્રબળતાએ એક ઉગ્ર તપસ્વી પૂજ્ય-શ્રીના **વિચારો બદલાય છે એ પણ ધર્મભાવનાનો પ્રભાવ.**

ખંભાતથી ચાર-પાંચ ગૃહસ્થો વિનંતિ કરવા પાળીઆદ ગયા અને વિનતી કરી સંતોષકારક જવાબ ન મળ્યો આથી તપસ્વીની બેને તથા શ્રાવકોએ બીજે દિવસે સચોટ શબ્દમાં ફરી વિનતિ કરી પૂજ્યશ્રી પોતાની મુશ્કેલીનો વિચાર કરતા હતા છતાં સાથે જ આ બેનનુ પણ મન સંતોષાય તેવો ઉકેલ શોધતા હતા ખંભાતના ભાઈઓ મુનિશ્રીને આહાર-પાણીનો સમય થઈ ગયો છતાં પણ સત્વર ક્રિયામાંથી ઉઠયા નહિ વિશેષમાં પૂજ્યશ્રીની સેવામાં નિવેદન કર્યું કે "શ્રી ખીમચન્દજી મહારાજની તબીયત બરાબર નથી. આપની મુશ્કેલી અમો સમજીએ છીએ અને આપ ફરી વિચાર કરી અમારી વિનતિ સ્વીકારો" તપસ્વી બેને આજ વખતે અભિગ્રહ ધાર્યો હોય તેમ ગદ્‌ગદ્ કંઠે વિનતિ કરી કે "આપની અનુકૂળતાએ આપ ખંભાત પધારવા કૃપા કરો: આપ નહિ પધારો ત્યાં સુધી હું પારણું કરીશ નહિ."

આ વિનતિની સચોટ અસર થઇ અને પૂ૦ એ જવાબ આપ્યો કે "**અવસરે જોઇ લેવાશે**" આવો આશાજનક જવાબ મળવાથી ખંભાતના ભાઈઓ સંતુષ્ટ થયા અને બોટાદ પૂજ્યશ્રી માણેકચંદજી મહારાજના દર્શનાર્થે ગયા. આ વખતે ફાગણ માસની ગરમી શરૂ થઇ ગઇ હતી

પુજ્યશ્રી વીંછીઆ, ચુડા, હડાળા, ધંધુકા, વટામણ થઈ જેઠ સુદ ૧૨ ના દિવસે ખંભાત પધાર્યા. તપસ્વીની બહેનની ભાવના ફળી અને સુદ ૧૩ ના દિવસે તે બહેને શાંતિપૂર્વક પારણું કર્યું.

આ ચાતુર્માસ પૂયશ્રીએ ખંભાતમાં કર્યું. આ વખતે બરવાળા સંપ્રદાયના **મુનિશ્રી હરિદાનજી** પણ ખંભાતમાં ચાતુર્માસ બિરા-

જતા હતા પૂજ્યશ્રીએ આ ચાતુર્માસમાં **શ્રી ભગવતી સૂત્રનું** વાંચન કરેલું; અને **તામલી તાપસ**નો અધિકાર એવી સચોટ શૈલીથી ફરમાવેલો કે તેની અસર શ્રોતાજનો પર ખુબ સુંદર પડી મેદની પણ સારા પ્રમાણમાં ભરાતી હતી અને ધર્મકરણી પણ ઘણા સારા પ્રમાણમાં થએલી તે ચાતુર્માસમાં કેટલાક નવજુવાનોએ મહારાજશ્રીને વાત કરી કે, "અમારે શાસ્ત્ર અધ્યયનો ભણવાનો વિચાર છે માટે અભ્યાસ આપો." જેથી પૂજ્યશ્રીએ સાંજના પ્રતિક્રમણ થઇ રહ્યા બાદ પોતાના મુખાર્વિન્દથી **શ્રી દશવૈકાલિકના અધ્યયનોનો** અભ્યાસ કરાવવા માંડયો અને તેજ વખતે ખંભાતમાં પુરૂષ વર્ગમાં જો અધ્યયનો શીખવવામાં આવ્યા હોય તો પ્રથમ હતા અને તે અભ્યાસ હજુ સુધી ચાલી રહેલો છે અને તે અભ્યાસમાં આઠથી દશ જણે ઘણી સારી પ્રગતિ સાધી છે તે ચાતુર્માસમા ઘણી જ શાંતિ હતી, પર્યુષણ પર્વ પણ રૂડી રીતે પસાર થયેલા ચાતુર્માસમા પૂજ્યશ્રીએ પણ તામલી તાપસની પેરે અઘોર તપશ્ચર્યા કરેલી

તે અરસામાં તેમની પાસે ૧૫ વર્ષથી રહેતા સેવાભાવી મુનિ **શ્રી ખીમચન્દજી** મહારાજની તબીયત આસો વદી ૧ ના દિવસથી બગડી અને તેમને તાવની તથા ઉધરસની બિમારી શરૂ થઇ ગઇ ઉપચાર કરવા છતાં તે બિમારી મટી નહિ અને અશક્તિ આવી જતા ગંભીર સ્વરૂપ પકડયુ અને છેવટે આસો વદી ૧૧ ના દિવસે રાતના એકાએક તબીયત વધુ બગડી અને તેની ખબર પૂજ્યશ્રીને પડતા મુનિ ખીમચન્દજી મહારાજને વ્રત-નિયમની આલોયણા કરાવી અને તેમને સમજુત કરી સંથારો કરાવ્યો તેમજ તે પછી દશવૈકાલિકનુ ચોથુ અધ્યયન સંભળાવી ફરીથી વ્રતોની શુદ્ધિ કરાવી પૂજ્યશ્રીએ આખી રાત જાગૃત અવસ્થામાં કાઢી સવારના પ્રતિક્રમણના સમયે પ્રતિક્રમણ સંભળાવેલુ સવારમા ખીમચન્દજી મહારાજની માંદગીના ગંભીર સમાચાર સંઘમાં ફેલાતા અંતિમ દર્શન કરવા માટે ટોળે-ટોળા ઉભરાયા અને તે વખતે બરવાળા સંપ્રદાયના શ્રી હરિદાનજી

મહારાજને નવકાર મન્ત્ર, મંગલિક, લોગસ્સની સ્તુતિ વિ ધાર્મિક વાચન સંભળાવવામા આવતુ હતુ તે અરસામા એકદમ શ્વાસની વૃદ્ધિ થતાં **આસો વદી ૧૨ ના દિવસે સવારના નવ વાગે શ્રી ખીમચન્દજી મહારાજ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી કાળધર્મ પામી સ્વર્ગ સીધાવ્યા.**

મુનિ ખીમચન્દજી મહારાજ તેમની સાથે સવત ૧૯૯૫ ની સાલથી રહેલા અને પૂજ્યશ્રીની ખંતથી એકધારી સેવા વૈયાવચ્ચ કરેલી વળી શાંત પ્રકૃતિના હોવાથી પૂજ્યશ્રીની સાથે ઘણો જ સારો મેળ હતો આવા સેવાભાવી મુનિનો વિયોગ તેમને ઘણો લાગી આવેલો વળી શ્રી ફુલચન્દજી મહારાજ વૃદ્ધ હતા તેમને પગે વાનું દર્દ હતુ જેથી કાંઈ બની શકે તેમ ન હતું એટલે પૂજ્યશ્રીને શ્રી ખીમચન્દજી મહારાજના દેહોત્સર્ગ થયા પછી પારાવાર દુ:ખ થયેલું છતાં શુરવીરતાથી અજોડ ચારિત્ર પાળી રહ્યા હતા.

મુનિશ્રી ખીમચન્દજી મહારાજે પોતાના જીવન દરમીયાન સેવા વ્રત બહુ સુદર રીતે પાળ્યું અને પાછળની અવસ્થામાં તપશ્ચર્યા યુક્ત જીવન વીતાવી પોતાનુ કલ્યાણ કર્યું.

પૂ શ્રીની સાથે રહેલા વયોવૃદ્ધ શ્રી ફુલચન્દજી મહારાજ વિહાર કરી શકે તેમ ન હતા તેથી તેઓશ્રી હવે એકલા પડયા ખંભાતના શ્રી સઘે સ્થિરવાસ રહેવા વિનતિ કરી પરન્તુ તેઓશ્રીએ 'અવસરે જોઇ લેવાશે' તેવો ટુકો જવાબ આપ્યો અને પોતાના ત્યાગ-તપશ્ચર્યા યુક્ત જીવનમા સમભાવપણે વિચરવા લાગ્યા.

## પ્રકરણ ૮ મું

**જગત આખું અશાંતિથી ભરેલું છે એવી વાત જ્યારે કોઇ કહે છે ત્યારે ઘણીવાર તે વાત માનવા આપણે તૈયાર હોતા નથી. એક ઉપાધી દુર થાય ત્યાં બીજી ઉભી હોય જ, આમ જીવનચક્ર ફર્યા જ કરે છે**

**વાંચક !** આપણા ચરિત્રનાયક હવે એકલા પડ્યા તેમની સાથેના મુનિઓ થોડા વર્ષમા સ્વર્ગવાસી થયા પોતે ક્રિયાપાત્ર હતા અને જરા પણ કચાશ ક્રિયામાં આવવા દેતાં નહી તેઓ પ્રસગ આવે સથારો કરી લે તેવી દઢ ભાવનાવાળા હતા સઘના શ્રાવકોને પણ આવી રીતની તેમના સાથી વગરના જીવન વિષે સ્વાભાવિક ચિંતા રહેતી

સદ્‌ભાગ્યે **વસોના** રહેનાર ભાવસાર **સોમચંદભાઈ** તેમની પાસે ઘણા વખતથી રહેતા હતા તેમની ઇચ્છા પૂજ્યશ્રી પાસે દીક્ષા લેવાની થઇ પૂરી તપાસ કરી **સવત ૨૦૧૦ના વૈશાખ સુદ ૩ ના દિવસે** ખંભાત, નાર તથા બીજા ગામના શ્રાવકોની હાજરીમા તેમને **ભેગમપરામા દીક્ષા** આપવામા આવી અને તેમનુ નામ **શ્રી ઉત્તમચન્દજી મહારાજ** રાખવામાં આવ્યુ

સવત ૨૦૧૦ નુ ચાતુર્માસ અમદાવાદ શ્રી સંઘની વિનતીથી અમદાવાદ થયુ. આ ચાતુર્માસમાં શ્રી ભગવતી સૂત્રનુ વાચન ચાલુ હતુ અને સાથે તપશ્ચર્યા પણ ચાલુ હતી તેમની તપશ્ચર્યાગી અને વ્યાખ્યાનથી પ્રભાવિત થઇને તે સઘમા તપશ્ચર્યા પણ સારી થઇ દિવાળી પર્વનો અઠ્ઠમ પૂજ્યશ્રીને હતો વ્યાખ્યાન પણ ચાલુ જ રાખતા સવત ૨૦૧૧ ના કારતક સુદ ૧ ના રોજ પારણુ કર્યું અને નવા વર્ષના શુભ દિને આવનાર સઘળા ભાઇબહેનો પૂજ્યશ્રીના દર્શન કરી તથા માંગલિક સાંભળી કૃતાર્થ થયા

બીજે દિવસે સવારે તેમને ઉપવાસ હતો વ્યાખ્યાનના સમયે ઉપરના માળે નહી જઇ શકવાથી, હિતબુદ્ધિથી પ્રેરાઇને વ્યાખ્યાન ભોયતળીએ જ આપવાની શરૂઆત કરી સ્તુતિ બોલતાંજ તે બેભાન થઇ ગયા અને ઢળી પડયા ડોકટરને બોલાવવામાં આવ્યા અને ચિકિત્સા કરાવી ઉપવાસ હોવાથી દવા લીધી નહી અને તબીયત ગંભીર બનતી ગઇ તેથી અમદાવાદના શ્રી સંઘે ખંભાત તારથી ખબર આપ્યા આ સમાચાર ખંભાત મળતા જ ખંભાતથી ઘણા ભાઇ-બહેનો તરતજ અમદાવાદ ગયા રાતના ત્યાં પહોંચી દર્શન કર્યા પૂજ્યશ્રીને તે વખતે જોઇએ તેવુ ભાન ન હતું અમદાવાદના શ્રી સંઘે તથા સરસપુરના રહીશ ભાવસાર જીવરાજભાઇએ પૂજ્ય-શ્રીની જે સારવાર કરી છે તે ભૂલી શકાય તેમ નથી

પ્રભાત થતાં જ પ્રતિક્રમણનો સમય થયો જાણી પોતે સાવધ થઇ પોતાની જાતે પ્રતિક્રમણ કર્યું **આવી ગંભીર માંદગીમાં પણ પોતાનું નિત્ય કર્મ-પોતાની ફરજનું ભાન તેમને સંપુર્ણ હતું તે બાબત તેમની વિશિષ્ટતા છે.**

**શ્રી મહાવીર સ્વામીનું પ્રવચન-"સમય માત્રનો પણ પ્રમાદ ન કરીશ"** તે યથાર્થરૂપે પૂજ્યશ્રીએ જીવનમાં ઉતાર્યું હતુ સવારે જાગ્રત થયા ત્યારે તેમને માણસોની હાજરી અને તેમના મુખ ઉપરની સ્થીતિથી તેઓ પોતાના દર્દની ગંભીરતા સમજી ગયા ડોકટરી ઇલાજ માટે શ્રી સંઘે વિનતી કરી પોતાના **સયમને બાધ ન આવે તેવી આયુર્વેદિક દવા લેવાની સમંતિ આપી** દવાનો પ્રયોગ શરૂ થયો ગોચરીનો વખત થતા જ **પોતે આહાર-પાણીની નિર્દોષતા જાળવવા માટે આ ત્યાગી શ્રેષ્ઠ આત્મા જાતે ગોચરી પધાર્યા** અને ગવેષણા કરી અલ્પ આહાર-પાણી મેળવી તે દિવસ પસાર કર્યો શ્રી સંઘે હાલ તપશ્ચર્યા બંધ રાખવા વિનતી કરી પણ **આ ત્યાગી પુરૂષ જરા**

**પણ શરીરની પરવા કરે તેમ ન હતા અને પોતાનો ક્રમ બરાબર ચાલુ રાખ્યો.** સાંજના કાંઈ પણ વાપર્યા વગર છૂના પચ્ચખાણ કર્યા અને પ્રતિક્રમણ કર્યું

આમ પૂજ્યશ્રીને માંદગીમાં આરામ થતો ઉપરથી જણાતો હતો પરન્તુ શરીર અશક્ત બનતું જતુ હતુ. તેમની ઇચ્છા પ્રથમ જણાવ્યુ છે તેમ— **"બળતા ઘરમાંથી જેટલું નીકળે તેટલું કાઢી લેવું"**—એવી હતી એટલે તેમણે તો પોતાનો ચાલુ ક્રમ તપસ્યાયુકત જીવનનો ચાલુ જ રાખ્યો આમ ચાતુર્માસ પૂર્ણ થયુ ચાતુર્માસ પૂર્ણ થયે વિહાર કરવાની અને નજીકના પરામાં–સરસપુર જવાનો વિચાર હતો પરન્તુ ઉઠીને ચાલવાની શકિત નહી હોવાથી થોડા દિવસ રોકાવાની જરૂર પડી

આ માંદગીમાં તેઓશ્રીની સારવાર થઈ શકે તે માટે સરસપુરના ભાવસાર જીવરાજભાઈ દશમું વ્રત કરી પૂજ્યશ્રી પાસે રહ્યા અને પોતાનાથી બની શકતી વૈયાવચ્ચ કરી શરીર નરમ પડવા છતા **અંદરનો બળવાન આત્મા તેની આત્મશકિતના બળે પોતાની વેદનાની કોઇને પણ ખબર પડવા ન દેતાં શાંતિપુર્વક આત્મરમણમાં રહેતા અને પોતાના માટે કોઇને કાંઇ પણ તકલીફ ન પડે તેમ ચિંતવતા અને તેમ વર્તન કરતા.**

કારતક વદ ૮ ના રોજ ખભાતના વતની **શ્રી. માણેકલાલ ભગવાનદાસ** ઝવેરી પૂજ્યશ્રી તરફ સદ્‌ભાવનાને લઇ માદગીના સમાચાર સાંભળી મુબઇથી ખબર કાઢવા દર્શનાર્થે આવેલા તેમની તબીયત ધીમે ધીમે સ્વસ્થ થતી જાય છે તેમ બહારથી જણાતુ હતું અમદાવાદના સુપ્રસિદ્ધ બ્હેરા વૈદે પણ તે વખતે આવી તબીયત તપાસેલી અને અશક્તિ ધીમે ધીમે ઓછી થશે તેમ જણાવેલુ આ ભાઈ સાથે મહારાજશ્રીએ લગભગ પોણા કલાક સુધી વાતચીત કરેલી અને "હવે શ્રી માણેકલાલભાઈની ઇચ્છા આજે મુબઈ ખાસ

કામ હોવાથી જવાની છે" એમ સ ઘવી વાડીલાલ કાકુભાઇએ મહા-
રાજશ્રીને જણાવતા **મહારાજશ્રીએ હાથ ઉંચો કરી રોકાઇ
જવા રૂપ ઇશારો કર્યો અને તેથી જ તેઓ રોકાઇ ગયા** અને
સદ્દભાગ્યે તેમને તેઓશ્રીના **અ'તિમ સમય**નો લાભ મળ્યો

**કા**રતક વદ ૯ ના દિવસે તેમની તબીયત એકાએક બગડી
ખ ભાતથી પણ કેટલાક ભાઈ–બ્હેનો ખબર મળતા ગયા અમદા-
વાદના શ્રી સ ઘના ભાઇઓએ તથા ખ ભાતથી જનાર ભાઇઓએ
મહારાજશ્રીની રાત–દિવસ પાસે રહી સારવાર કરેલી કાવતક વદ
૧૦ ના રોજ દશમુ વ્રત કરવાની પ્રતિજ્ઞા મહારાજશ્રીની પ્રેરણાથી
જ ખ ભાતના કેટલાક ભાઇઓએ લીધેલી અને તે ભાઇઓએ ત્યાં
સવારમા દશમા વ્રતની પ્રતિજ્ઞાનો અમલ કર્યો

**સ**વારે નવકારશીનો સમય પુરો થવાથી મહારાજશ્રીએ પાણી
વાપર્યું અને દશ વાગ્યાના સુમારે કુદરતી હાજતે જવાની જરૂરીયાત
થતા સારવારમા રહેલા શ્રાવકોના સહકારથી બહાર જઈ આવી
હાજત કરી પાછા આવવા તૈયાર થયાં પણ ચાલી શકાયુ નહિ
એટલે મહારાજશ્રીને શ્રાવકોએ ઉંચકી લાવી પાટ પર સુવાડયા.
પાણી તથા પ્રવાહી ખોરાક તરીકે દુધ વગેરે આપવામાં આવતું
પણ અશક્તિ વધતી જતી હતી

અગીયાર વાગે તેમજ એક વાગે મહારાજશ્રીએ કેટલા વાગ્યા
છે તેમ પુછેલુ બાકી તો તે સમાધિપુર્વક આત્મ ચિંતનમાં સુઇ
રહેલા હતા **એક વાગ્યો** છે તેમ સાભળી પોતાને અ'તરમા
પ્રેરણા થઇ હોય તેમ પોતાના આત્માને સ્થિરતામા લાવી દવા–
પાણી વગેરે લેવાનુ બ ધ કરી દીધુ અને પડખાભેર સુઈ રહ્યા
સારવારમા રહેલા શ્રાવકોએ સમય અનુકુળ જાણી સ થારો કરાવ્યો
અને પચ્ચખાણ કરાવ્યા બાદ શ્રી દશવૈકાલિક સૂત્રનું વાચન શરૂ
કર્યું ત્રણ અધ્યયન વ'ચાઇ રહ્યા બાદ ચોથા અધ્યયનની શરૂઆત

થતાં મહારાજશ્રીએ પડખુ ફેરવ્યુ અને જે તરફથી વાંચનારનો અવાજ આવતો હતો તે તરફ કાન રાખી સમાધિપુર્વક તે સાભળવા લાગ્યા

પૂજ્યશ્રીના મરણની વેદના પારાવાર હતી તે વેદના ઘણી ભયકર હોવા છતાં તેમની સહનશક્તિ કોઇ અજબ પ્રકારની હતી આટલી વેદના હોવા છતાં મોં પર તેની કાંઇ અસર દેખાતી ન હતી વળી મુખેથી અરેરાટી વિગેરે કાંઈ પણ શબ્દ નીકળતો નહીં પણ શાંત ચિત્તે પોતાના આત્માની રમણતામાં સ્થીર થઇ વેદના સહન કરી રહેલાં તે વખતે **અચાનક ત્રણ હેડકી આવતાની સાથે પુજ્યશ્રીનો આત્મા શાંતચિ-તે મરણની વેદના ભોગવી આ નશ્વર દેહને મૃત સ્વરૂપમાં મુકી આ ફાની દુનિયા છોડીને ચાલ્યો ગયો. તે વખતે બપોરના અઢી વાગ્યા હતા. તેઓશ્રી કાળ ધર્મ પામ્યા તે વખતે ઘણા સ્ત્રી–પુરૂષો હાજર હતા. તેમણે ત્યાં જ ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરેલો અને પુજ્ય-શ્રીના દેહને વસ્ત્રથી તુરત આચ્છાદિત કરી દીધો**

પૂજ્યશ્રીના દેહોત્સર્ગના સમાચાર **અ**મદાવાદ શહેરમા વાયુ વેગે ફેલાઇ જતાં તેઓશ્રીના મૃત–દેહને નીરખવા માટે લોકોના ટોળે ટોળા આવવા લાગ્યા.

પૂજ્યશ્રીના દેહોત્સર્ગ થયાના અને તેમની શ્મશાન યાત્રાના સમાચાર તારથી ખભાત, સુરત, મુબઇ ખેડા, સાણદ વટામણ, ધધુકા, લખતર, નાર, વસો વિગેરે સ્થળે મોકલી આપેલાં અને તે ઉપરાત ત્યાના સ્થાનીક સમાચારમાં પણ મોકલી આપેલા

**પુજ્યશ્રીની શ્મશાન યાત્રાને નીકળવાનો સમય અનુ-કુળ હોવાથી સઘળે સ્થળેથી માણસો ઘણીજ સારી સંખ્યામાં વખતસર આવી પહોંચેલા.**

બહારગામથી માણસો આવ્યા પછી ઉછામણીની શરૂઆત કરેલી ઉછામણીમાં ખભાત, નાર, સાણદ, ધધુકા, વસો વિગેરે

ગામોના લોકોએ ખુબ જ ઉત્સાહપૂર્વક માગણી કરેલી અને તેથી ઉછામણીમા ધાર્યા કરતા ઘણી જ સારી આવક થયેલી આ બધુંય પૂજ્યશ્રીનો ત્યાગ, તપશ્ચર્યા અને માનવી પ્રત્યેનો અથાગ પ્રેમ દેખાડી આપે છે તે વખતે શુભ ખાતાની ટીપ પણ સાગ પ્રમાણમાં થયેલી. પૂજ્યશ્રીનો દેહ જયા આગળ રાખવામા આવેલો ત્યાં આગળ દરીવાપુરી સપ્રદાયના સાધ્વીઓ પણ સરી સંખ્યામા હાજર રહેલાં અને તે પાલખીની વિદાયગીરી થતા સુધી રોકાએલા

પૂજ્યશ્રીની પાલખી જ્યારે ઉપાશ્રય બહાર લાવવામા આવેલી ત્યારે સોના-રૂપાના ફુલોથી વધાવેલી અને તે વખતે ખાધે લેતી વખતે મોટા અવાજે 'જય જય નદા—જય જય ભદ્દા' બોલી ઉપાડેલી તે વખતે સઘમા દરેક જણ પોતાના આંતરીક ઉમળકા સાથે સોના—ચાદીના ફૂલો પૈસા, બદામ, અનાજ વિ ઉછાળતાં મુખેથી રસ્તામા 'જય જય નદા—જય જય ભદ્દા' બોલતા અને આત્મિક શોક દર્શાવતા, દોલતખાનાના ઉપાશ્રય આગળથી નીકળી રાયપુર, માણેકચોક, પાનકોર નાકા, ઘીકાંટા રોડ દીલ્હી ચકલા, શાહપુર દરવાજા બહાર થઈ સાબરમતી નદીના પવિત્ર મેદાનમાં આવ્યા અને એક મોટા બુલદ અવાજે 'જય જય નંદા-જય જય ભદ્દા' બોલી પાલખી ખાધેથી નીચે ઉતારેલી પાલખીને તથા પૂજ્યશ્રીના દેહને નીરખવા અને વંદન કરવા દરેક રસ્તે પુષ્કળ માનવ મેદની ઉભેલી જોવામા આવતી હતી.

પૂજ્યશ્રીના ત્યાગ જીવનમા વપરાતી ચીજોની ઉછામણી મેદાનમાં કરવામાં આવેલી તે ઉછામણી ત્યાગની હતી જેથી તે ઉછામણી થતાં મુદપતીને સાણંદના એક ભાઇ જીંદગીપર્યંત બ્રહ્મચર્ય પાળવા માટે નક્કી કરી લઈ ગએલા તેમજ પુંજુ તથા પાના પણ બ્રહ્મચર્યનો થોડોક ટાઇમનો નિયમ લેવાનો નક્કી કરી એક ભાઇને આપેલા આ રીતે પૂજ્યશ્રીની વપરાતી ચીજો લેવમા પણ ઘણા ભાઇઓએ વ્રત નિયમ લીધેલા તે પછી અગ્નિ સસ્કારની ઉછામણીનો સમય આવ્યો

અને તે ઉછામણી રૂપીયાના આંકડાથી શરૂ થયેલી અને છેલ્લી માંગણી ખંભાતવાળાની આવેલી તે માંગણી કરનાર પા. માણેકલાલ ભગવાનદાસ જેઓ મુંબઇથી પૂજ્યશ્રીના દર્શન માટે આવેલાં અને કારતક વદિ ૯ ના દીવસે મુંબઇ જવાના હતા પણ પૂજ્યશ્રીના કહેવાથી એક દિવસ રોકાએલાં તેમને પોતાના મનને એવું લાગી આવેલુ કે "પૂજ્યશ્રીએ મને રોકાઇ જવા કહ્યું તો તે અગ્નિ સંસ્કાર મારે કોઇ પણ હિસાબે કરવો જોઇએ તેવુ ધારી પૂજ્યશ્રીના અગ્નિ સંસ્કારની માંગણી કરેલી " અને તે રૂા ૧૨૦૧] માટે પોતે કબુલ કરી લીધેલી. આગળ વધનાર કોઈ નીકળ્યું નહી સદર માણેકલાલે જ્યારે પુજ્યશ્રી રત્નચંદ્રજી મહારાજ ખભાત દેહોત્સર્ગ થએલા ત્યારે પણ રૂા. ૩૫૦૧] માટે માંગણી કરી અગ્નિ સંસ્કાર કરેલો.

ઉપર પ્રમાણે ઉછામણી થઇ રહ્યા બાદ પૂજ્યશ્રીના દેહને શ્રી માણેકલાલ ભગવાનદાસ ઝવેરીએ ત્રણ પ્રદક્ષિણા ફરી અગ્નિ-સંસ્કાર કરેલો. તે વિધિ પૂર્ણ થઇ રહ્યા બાદ તે મેદાનમાંથી ઘણા સ્ત્રી-પુરૂષો રડતા હૈયે અને વીલે મોઢે એક ખભાત સપ્રદાયના અમૂલ્ય રત્નને ગૂમાવી પાછા ફરેલાં **તે વખતનું કરૂણ દૃશ્ય જોતાં ભલભલાંની આંખમાં પાણી ભરાઇ જાય અને આઘાત લાગ્યા વગર રહે નહી તેવું હતું.**

પૂજ્યશ્રીના દેહની અતીમ ક્રિયા થઇ રહ્યા બાદ ત્યાથી ઘણી મોટી સખ્યામા માણસો જેઓ બહારગામથી આવેલાં હતા તે પોતાને મળતી ગાડીમાં વિદાય થઇ ગએલાં; જેથી રાતના ટાઇમે ઉપાશ્રયમા ફક્ત ખભાતના જ ભાઇઓ રહેલાં બીજા દરેક સ્વસ્થાને પહોંચી ગયેલા ખભાતવાળા ભાઇઓને તે રાત્રી ઉપાશ્રયમા કાઢતા ઘણી જ લાબી લાગેલી અને ઉપાશ્રય સૂનો-સૂનો લાગતો હતો; જેને લઇ આસપાસ નિઃશબ્દતાની ઘણી જ ભય કરતા ભાસતી હતી અને વાતાવરણમા નિર્જીવ શાંતિ જણાતી જેમ તેમ કરીને રાત્રિ પસાર કરી. સવારની વહેલી ગાડીમાં ખભાતના ભાઇઓ ત્યાથી રવાના થયા.

# પ્રકરણ ૯ મું.

પૂજ્યશ્રીના જીવન વિષેની વિગતો આગલા પ્રકરણોમાં આવી ગઇ છે આ પ્રકરણમાં તે જીવનની આછી રૂપરેખા ટુંકમા આપવાનો ઇરાદો છે

પૂજ્યશ્રીએ પોતાની ભરજુવાનીમા આ સસારમાં માનસીક ઉપાધીથી કંટાળી દુઃખગર્ભિત બની જતાં સત્સગ મળતાં વૈરાગ્ય તરફ મન વાળી દીક્ષા લીધેલી તેમને બાળ અવસ્થામાં ગુરૂનો વિયોગ પડેલો જેથી ગુરૂ વગરના થઇ ગએલા. પોતે દીક્ષા પર્યાયમાં દરેક સાધુઓની સાથે હળીમળી રહેલા અને જ્ઞાન સપાદન કરેલુ તેઓશ્રી જ્ઞાન મેળવતા અને તેની સાથે તપ પણ કરતાં હતાં અને મોટી તિથિઓએ ઉપવાસ વિગેરે બાહ્ય અને અભ્યતર તપમાં અહોનિશ રહેતાં હતા પૂજ્યશ્રીએ ઘણે દુર વિહાર કરી સારો અનુભવ મેળવેલો હતો તેમને પોતાના સપ્રદાયના ક્ષેત્ર ઉપર બહુ મોહ ન હતો જેથી તેઓશ્રીએ પોતાની અનુકુળતાએ સુખે સમાધિએ વિચરી પરક્ષેત્રમાં ઘણા ચાતુર્માસ પણ કરેલા તેમણે ખભાત સંપ્રદાયના કોઇપણ સાધુ કરતા વધારે ચાતુર્માસ પરક્ષેત્રમાં કરેલા છે તેઓએ સૌરાષ્ટ્રમાં ચાર પાંચ ચાતુર્માસ તથા પાલણપુર, પાટણ, ઘોડનદી, મુબઇ વિ૦ સ્થળે પણ ચાતુર્માસ કરેલા તેમને દીક્ષા પર્યાયમાં ઘણો લાબો અનુભવ મેળવેલો હતો તેઓશ્રી હમેશ કાર્યરત રહેતા. ફુરસદના સમયે શાસ્ત્રનું વાંચન કરતાં હતા તેમને આળસ બીલકુલ ન હતી વળી તે ઉપરાત કામ સિવાય, બેઠેલા આસન ઉપરથી કદાપિ ઉઠતા નહિ એકજ આસને ઘણો સમય બેસતા અને વાચન કરતા દર્શને આવેલા માણસોની સાથે પણ ધાર્મિક સિવાય બીજી કોઇપણ વાતચીત વિશેષ કરતા નહિ અને આવેલા માણસને જેમ બને તેમ ધર્મક્રિયામાં તે વધુ જોડાય તેવો ઉપદેશ આપતા હતા પૂ૦શ્રીએ પોતાના ત્રીસ વર્ષ દીક્ષા પર્યાયમા સાધારણ તપશ્ચર્યા કરેલી, પણ તે પછી સવત ૧૯૮૯ ની સાલનુ

ચાતુર્માસ કીસનગઢ કર્યા પછી એકાંતર ઉપવાસની તપશ્ચર્યા કરેલી તે તપશ્ચર્યા ચાલુ રાખી, તેમાં છઠ, અઠમ, ચાર વિ૦ની તપશ્ચર્યા પણ કરતાં. તે તપશ્ચર્યા તેમના જીવનની છેલ્લી ઘડી સુધી ચાલુ રહેલી એટલે તેમને વીસ વરસના ગાળામાં ફક્ત સવત ૨૦૦૫ ની સાલમાં ખભાત ચાતુર્માસમાં ગભીર માંદગી થએલી તે વખતે એ માસ પુરતી તપશ્ચર્યા હળવી કરેલી. તે સિવાયને બધે સમય ચાલુ તપશ્ચર્યામાં ગાળેલે. આવી મહાન તપશ્ચર્યા કર્યા છતાં પોતાની જાતે ગોચરી વિ૦ લાવતાં અને ઘણો લાંબો વિહાર કરી લાબે પથ જતા અને ચાતુર્માસ કરતા હતા.

પૂ૦શ્રીએ જ્યાં જ્યાં વિહાર કરેલો અને જે મનુષ્યો તેમના સમાગમમા આવેલા તે દરેકનો પૂ૦શ્રી ઉપર ઘણો ભાવ રહેતો વળી તેમણે સૌરાષ્ટ્રમાં ઘણો સમય વિચરી, ચાતુર્માસ કરી ઘણી ખ્યાતિ મેળવેલી હતી. પૂ૦શ્રી પ્રત્યે ઘણા સાધુ-સાધ્વીઓને માન હતુ તેમનુ જ્ઞાન ઉચ્ચ કોટિનુ વખણાતુ હતુ. તેમણે પોતાના ચારિત્રમા ડાઘ લગાડેલો નહિ હોવાથી તેમનુ ચારિત્ર શુધ્ધ નિર્મળ ગણાતુ હતું. વળી તેમની પાસે ગમે તેવો માણુસ ગએલો હોય અને ધર્મની બાબત પુછે તેમની સાથે પૂ૦શ્રી ધીરજથી વાત કરતા હતા જેથી તેમના પ્રત્યે ઘણાને માન હતું. વળી પૂ૦શ્રી કોઇપણ ક્રિયાનુષ્ટાનના વિધિમાર્ગમાં છુટછાટના વિરોધી હતા વળી તેમને નિર્ગ્રંથ પ્રવચન પર દૃઢ શ્રદ્ધા હતી અને આગમ સિવાયનુ વાચન કદાપિ કરતા નહિ અને વ્યાખ્યાનમાં દૃષ્ટાંત પણ આગમના આપતા તેઓ દર્શનાર્થે આવતા દરેકને સામાયિક, પૌષધ વ્રત, પ્રતિક્રમણ વિ. ક્રિયાઓ કરવા પ્રત્યે ખુબ જ ભાર મૂકતા અને જેમ બને તેમ સવરકરણીમા વધારો થાય તેમા લાભ સમજી ઉપદેશ આપતા હતા તેમનુ દૃષ્ટિબિંદુ જેમ બને તેમ સવરકરણીમા વધારો થાય તે તરફ હતુ

**તેઓ ચારિત્રને ખલેલ પહોંચે અને હાનિ થાય તેવું વાચન કદાપિ વાંચતા નહિ અને બીજાને વાંચવા માટે પણ**

**અવરોધ કરતાં હતાં.** તેઓ અલ્પ પરીગ્રહી હતાં પરને રાજી કરવા પોતાના ચારિત્રને બીલકુલ ડાઘ લગાડતા નહિ અને **પોતાના આત્માને ડાઘ લાગે તેવું આચરતા નહિ. તેઓ લોકૈષણાથી પર હતા** અને લોકોના સામુ નહિ જોનાર હતા દુનિયા પોતાના નાટે ગમે તેમ બોલે અને **દુનિયાને ગમે કે ન ગમે પણ તેઓ** ચારિત્રમાં મક્કમ રહી વીતરાગની આજ્ઞા પ્રમાણે વર્તવાના એક જ નિશ્ચયવાળા હતાં

ધર્મ ધ્યાનના ચારે લક્ષણો જેવા કે આજ્ઞારૂચિ નિસર્ગરૂચિ, ઉપદેશરૂચિ ને સૂત્રરૂચિ તેમનામાં અહોનિશ જોવામાં આવતી તેઓ ઘોર તપશ્ચર્યા કરતા હતા અને છેલ્લા વીશ વર્ષથી તેમની તપશ્ચર્યા ચાલુ હતી અને પારણાના દિવસે પણ લુખો-સુકો આહાર લેતા હતા અને તેમણે એવી ઘોર તપશ્ચર્યા કરી શરીરને છેક સુકે-ભુકે બનાવી દીધું હતુ અને તેઓ વિશેષ ભાગે મહાન તપસ્વીના અધિકાર વ્યાખ્યાનમા વાચતા-તેનુ અનુકરણ કરતા હતા પૂજ્યશ્રીએ પોતાનું શરીર એવુ બનાવી દીધેલુ હતુ કે શાસ્ત્રમાં ધન્ના અણગારનુ વર્ણન આવે છે તેમની યાદ તાજી કરાવે તેવુ હતુ

**પુજ્યશ્રીને ત્યાગ સિવાયની કોઇ વાત ગમતી નહિ. જેથી જેમ બને તેમ ત્યાગમાં વધારો થાય તેવું અહોનિશ ઇચ્છતા.** તેમના દર્શને બહારગામથી આવેલા માણસોને પણ **સંવરકરણી**મા જોડાય **તેવી જ રીતનો ઉપદેશ** આપતાં અને કહેતા કે **"તમો દર્શન કરવા આવ્યા છો કે ગામ જોવા ?"** તેમને ત્યાગ પ્રત્યે એટલી બધી ભાવના જાગેલી કે પૂજ્યશ્રી જ્યાં જ્યાં વિચરેલા ત્યાં ત્યાં **ભગવાન મહાવીરની દીક્ષા તિથિને** યાદ કરી મનુષ્યો ધર્મકરણીમા જોડાય તેની રીતનો પ્રબંધ કરતા અને તેવી રીતે તેમણે સાણંદમાં તે તિથિની બજારમાં પાખી રખાવેલી અને તે હેતુને લક્ષમાં લઈ ખંભાતમાં પણ સંવત ૨૦૦૨ ના ચાતુર્માસમાં

કેટલાક માણસોને જીવન પર્યંત સવરકરણી કરવા માટે પ્રત્યાખ્યાન આપેલા આવો તેમને ત્યાગ પ્રત્યે ભાવ હતો.

**અને અવસર પણ એવો આવ્યો કે જે તિથિ માટે પુજયશ્રીને કાયમ ભાવના રહેતી હતી તેજ તિથિ પોતાની સ્વર્ગવાસ તિથિ જાણે કે માંગી લીધી હોય એમજ બન્યું અને શ્રી મહાવીર સ્વામીની દીક્ષા તિથિ તેજ ખંભાત સંપ્રદાયના પુજયાચાર્ય શ્રી ગુલાબચંદજી સ્વામીની સ્વર્ગવાસ તિથિ. એ રીતે કાયમની યાદગીરી રહેશે અને આખાય જૈન સમાજમાં તેમની તિથિ સાથે બન્ને તિથિ ઉજવી ગણાશે તે આપણા અહોભાગ્ય અને ગૌરવની હકીકત છે.**

**કાળની ગતિ ગહન છે, કોઇ તેનો પાર પામ્યું નથી.** મોટા તીર્થંકરો, ચક્રવર્તિઓ વાસુદેવો વિગેરે મહાન સમ્રાટોને પણ કાળે છોડયા નથી **જેઓને મૃત્યુનો ડર છે તેઓને પરલોકમાં પણ ડર છે પણ જેઓ હસતાં-રમતાં મૃત્યુને ભેટે છે તેનો પરલોક અવશ્ય સુધરી જાય છે.**

મતલબ કે જેને જીવન જીવતા આવડયુ નથી અને માયા-કપટ આદરેલા છે તેમજ જેઓએ મોહમાં આસક્ત બની, કાયમને માટે તેમાં જ મગ્ન રહી યત્કિંચિત સુકૃત્ય કરેલુ નથી તેમનેજ મત્યુનો ભય હમેશા રહેલો છે પણ જેને પોતાના જીવનનો ઘણો ભાગ ત્યાગમા અને કેવળ પરમાર્થ માર્ગમા સાધકદશામાં વીતાવ્યો છે અને પવિત્ર જીવન જીવી પોતાનાથી બને તેટલો પરહિતના કાર્યમાં પોતાના જીવનનો અમૂલ્ય અવશેષ ભાગ સમર્પણ કર્યો છે તેમને મૃત્યુનો ભય રહેતો નથી. એવા પવિત્ર આત્માને આલોક કે પરલોક ઉભય કલ્યાણકારી છે અને તેમનેજ સહુ દૂરથી અવશ્ય વદન કરે છે અને તેજ શાશ્વત તેમજ પરમ માગલ્યકારી છે ! ! !

ખંભાત સપ્રદાયના અમૂલ્ય રત્ન સ્વરૂપ, ધર્મધુરંધર, મહાન તપસ્વી, બાહોશ અનુભવી વિદ્વાન, શાસ્ત્રના નિપુણ, વદનીય ક્રિયા-શીલ ઉપરાંત સચોટ માર્ગદર્શન અને જવાબ દેનાર પૂજ્યાચાર્ય શ્રી **ગુલાબચન્દજી સ્વામી પોતાની સુચારિત્રરૂપી વૃદ્ધિગંત અને દિવ્ય જ્યોત પ્રસરાવી** એકાવન (૫૧) વર્ષની દિક્ષા પર્યાય પાળી આશરે તોંતેર (૭૩) વર્ષની વયોવૃદ્ધ ઉંમરે સવત ૨૦૧૧ના કારતક વદી ૧૦ ને શુક્રવારે આ ફાની દુનિયા છોડી ગયા

✠ ✠
✠

## પ્રકરણ ૧૦ મું

### ઉપસંહાર અને કર્તવ્ય-બોધ

**દરેક મનુષ્ય** પોતે જેવો થવા ધારે છે તેવો સ્વપ્રયત્નથી થઇ શકે છે પોતાના જીવનનુ લક્ષબિંદુ નક્કી કરવાની સર્વ પ્રથમ જરૂરીઆત અમોએ શરૂઆતમાં ભારપૂર્વક જણાવી છે અને **આદર્શ અગર ધ્યેય વગરનું જીવન, જીવન નથી પણ એક માત્ર** ઢસરડો જ **છે.** ગમે તે બાજુ લ્યો **સંસારમાં ઉચ્ચ સ્થાન અગર આત્માનું ઉચ્ચ સુખ—તે બન્ને પૈકી એકને ધ્યેય બનાવી, તેને યોગ્ય સાધનો મેળવી ઉભા કરી, પ્રયત્નશીલ માનવ ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત કરી શકયા છે.**

જે આત્માઓ મુક્ત થયા છે તેમણે પોતાના જીવનમાં તથા સર્વત્ર એ અનુભવેલુ કે. **"આત્મા જે કાંઈ વિચાર, નિર્ણય, ઇચ્છા, ક્રિયા વગેરે કરે છે તેનાં શુભાશુભ ફળ તેને અવશ્ય ભોગવવાં જ પડે છે** અને તેઓએ આ સત્ય સમજી લીધા પછી પોતાનાં મન ઇંદ્રિયાદિની દોડને અસાર વસ્તુ સ્થિતિઓ તરફથી,

સાર વસ્તુ, આત્મ તત્વ તરફ વાળી લીધી હોય છે અને સતત સદુપયોગ વડે અજ્ઞાન વગેરેના બંધનો તોડીને સ્વરાજ્ય-પોતાના આત્માનું રાજ્ય પ્રાપ્ત કરેલું હોય છે મુક્તાત્માએ એક ક્ષણ માત્રને માટે પણ મેળવેલો આત્મમયતાનો-સ્વભાવમાં રમણ કરવાનો-અનુભવ એટલો તો અદ્ભુત, અવર્ણનીય અને અનુપમ હોય છે કે તેનું વર્ણન થઇ શકેજ નહિ; અને આજ કારણે આવા આત્માભિમુખ આત્માઓ એકાંત મૌન, અપરિચય અપ્રસિદ્ધિ વગેરે સ્થીતિઓને સેવવાનુ વધારે સારૂ ગણે છે **આત્માનો આનંદ આત્માથીંજ જાણી શકે અને આત્માથીંજ સમજી શકે.**

પૂજ્યશ્રીના ત્યાગ, વૈરાગ્ય અને તપની ઉંડી છાપ તેઓશ્રીના પરિચયમાં આવનાર દરેકના હૃદયમાં પડતી હતી તે પોતે વર્તનમાં ચૂસ્ત અને બાહોશ હતા

પૂજ્યશ્રીનું શાસ્ત્રાનુસાર વર્તન અને તેઓની તે વર્તનને ચીવટ પૂર્વક અનુસરવાની ધગશ-તેમને પૂછવામાં આવેલા પ્રશ્નોના જવાબો પરથી જોઇ શકાય છે પૂછાયેલા પ્રશ્નોના જવાબ તેઓ **શાસ્ત્રસમત રીતે** સુંદર શૈલીથી આપતા હતા, જેમાંની **વાનગી રૂપે** કેટલાક પ્રશ્નો આજ પુસ્તકમા પ્રસિદ્ધ કરવામા આવ્યા છે તેઓશ્રીના પરિચયમાં આવનાર મુળીવાળા ચીમનલાલ મણીલાલ શાહે તેમના જીવન સંબંધી કેટલીક વિશેષતાઓ જે તેમના અનુભવમા આવેલ છે તે તથા તેવીજ રીતે તેઓશ્રીના સ્વર્ગવાસ નિમિત્તે વિદુષી મહાસતીજી **શ્રી વસુમતીબાઇએ** વ્યાખ્યાનમાં આપેલી અંજલિ આ ચરિત્રના અંતભાગમાં આપવામાં આવેલ છે, જે વાંચવા દરેકને ખાસ ભલામણ છે તેઓશ્રીના પરિચયમા આવનાર મારવાડી પં મુનિશ્રી **તારાચન્દજી** મહારાજ તથા બોટાદ સંપ્રદાયના પૂજ્યશ્રી **માણેકચન્દજી** મહારાજ વગેરે મુનિરાજો તેમના ત્યાગ-તપશ્ચર્યા ક્રિયાપાત્ર જીવનથી મુગ્ધ બનતા

ચારિત્રના પાલનમાં-અરે નાની જેવી બાબતોમાં પણ જરાક જેટલી પણ ન્યુનતા ન આવે તે પોતે જોતા અને પોતાના પરિવારમાં પણ ચારિત્ર પાલનમાં જરા પણ સ્ખલના ન આવે તે હેતુ ખાસ નજર સામે રાખતા થોડીક હકીકત ટુંકાવીને લખાણ ન કરતા એકાદ-બે પ્રસંગો ટાંકવા ઇષ્ટ જણાય છે

ખંભાત સંપ્રદાયના વિદુષી બાળ બ્રહ્મચારી મહાસતીજી શ્રી **શારદાબાઇ સ્વામીને** સાબરમતીમાં ચાતુર્માસ કરવા સંમતિ આપવા માટેની તે સંઘની વિનંતિનો-અમદાવાદના વધતા જતા પરિચયને રોકવા માટે જ પૂજ્યશ્રીએ અસ્વીકાર કરેલો. તેવી જ રીતે મુંબઈની શ્રી સંઘની ત્યાંના ચાતુર્માસ માટેની વિનંતિનો પણ સ્વીકાર કરવામા આવેલ નહી જો કે મહાસતીજીએ નાની ઉંમરમાં દીક્ષા લીધી છે અને સારો અભ્યાસ કરી એક સારા વ્યાખ્યાતા તરીકે ચારે બાજુ પ્રસિદ્ધિ મેળવી છે, પરન્તુ મોટા શહેરોમાં રહેવા કરતા **નાના શહેરો અને ગામડામાં સંયમ અબાધારૂપે પળે છે તેવી પુજ્યશ્રીની દૃઢ માન્યતા હતી** અને તેજ કારણે મોટા શહેરોમા ચાતુર્માસની સંમતિ આપતા પહેલા જરા અચકાતા અને તે કારણે કેટલીક વખતે કેટલીક વ્યક્તિઓને મન દુઃખના કારણરૂપ પૂજ્યશ્રી થતા.

તેઓશ્રી સૌરાષ્ટ્રનો ધર્માનુરાગ અને તે પ્રદેશના શ્રાવકોનો તથા મુનિરાજોનો ચારિત્ર-પાલન તરફનો અનુરાગ જોઈ તે તે પ્રદેશમાં વિચરવાની બહુ ઇચ્છા રાખતા અને અમુક ક્ષેત્રનો મોહ રાખ્યા વગર, પરક્ષેત્રમા વિચરવાથી **ચારિત્ર વધુ ઉજ્જવળ અને નિર્મળ બને છે તેમ તેઓશ્રી માનતા અને કહેતા** તેમજ પોતાના પરિવારને પણ તેઓ સ્પષ્ટ આદેશ આપતા

આપણા ચરિત્ર નાયકે આ રીતે **પોતાની નજર સામેના ધ્યેયને કર્મબંધ મુકિતના લક્ષને પહોંચવા જીવતા સુધી**

અવિરતપણે તનતોડ પ્રયત્ન કર્યો અને આયુષ્ય પૂર્ણ થતાં આપણી સાથેનો શરીર-કર્તવ્ય-ધર્મ છુટયો.

ભવસમુદ્રમાં પ્રવાસ કરનાર માનવ નૌકાઓને યોગ્ય માર્ગ દર્શાવવાનું, મોહ-મત્સર વગેરે પ્રચંડ વમળમાંથી બચાવી લેનાર દીવાદાંડી સરખું અમૂલ્ય કાર્ય તેઓશ્રીએ કર્યું અને ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ પરૂપેલ સૂત્ર-સિદ્ધાંતોમાં જણાવ્યા મુજબનું બની શકે તેટલું આદર્શ જીવન લાંબા સમય સુધી જીવી બતાવ્યું. તેઓશ્રી આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે પરન્તુ તેમના જીવનક્રમનું એકાદ ઓજસ્વી સદ્‌વચનરૂપી કિરણ પણ આપણા જીવનમાં જ્ઞાનાગ્નિ જ્ઞાન-ચારિત્ર તરફ અભિરૂચિ પ્રસારવા કારણભુત થઇ શકે છે.

પૂજ્યશ્રીના સ્વર્ગવાસથી આપણા જેવા માયામદ જીવોને તથા ધર્માંમ્રતના લોભી જીવોને અતગ્દુ:ખ થાય એ સ્વભાવિક છે, પરંતુ મનના સંતોષને માટે તેઓશ્રીના ઉપદેશનો આશ્રય ગ્રહણ કર્યા સિવાય છુટકોજ નથી મહાપુરૂષો તો ગયા પણ તેમના એકાંત ત્યાગ-તપશ્ચર્યા વૈરાગ્યયુક્ત જીવનની સુવાસ વાતાવરણમાં આપણા હૃદયમાં પ્રસરી રહી છે તેઓશ્રીનુ જ્ઞાન-તપશ્ચર્યા જીવન ઉપદેશામૃત આપણા માટે હજી અમરજ છે હજુ તેમની જ્ઞાન રૂપી ગંગા વહ્યા જ કરે છે. ઇચ્છા હોય તેમણે તે વચનામૃતનુ અવશ્ય પાન કરવુ ઇષ્ટ છે અને તેનુ પાન કરનાર અને તેનો અમલ કરનાર ઉર્ધ્વગતિને પણ નિ:શંક પામશે

પુજ્યશ્રીના જવાથી આપણે નિરાશ બનવાની જરૂર નથી તેઓશ્રી કર્તવ્યનિષ્ઠ હતા અને આપણને-દરેકને કર્તવ્યનિષ્ઠ બનવાનો સુંદર બોધ કરતા ગયા છે. ઉચ્ચ ધ્યેયની પ્રાપ્તિ માટે, દૃઢ શ્રદ્ધા સહિત પરમકૃપાળુ પ્રભુ શ્રી મહાવીર સ્વામીના

**ફરમાનોનો** પૂજ્યશ્રીએ જે સદુપદેશ કરેલો તેનેજ અનુસરવું અને તેનો બની શકે તેટલો વધુ આગ્રહપૂર્વક અમલ કરવો તેજ આપણું કર્તવ્ય છે

આ યુગમાં જીવનની જરૂરીયાતો ઘટાડવાની ખાસ જરૂર છે. વર્તમાન સમય-સજોગો આપણને ચેતવણી આપે છે કે ઓછી જરૂરીયાતવાળો ત્યાગી વધુ સહેલાઇથી-ઓછામાં ઓછા 'આરંભ ને સમારંભથી જીવી શકશે અત્યારે આપણને ઘણામાં ઘણી જરૂર ચારિત્રની છે અને તે માર્ગે જ જીવનનો વિકાસ અચૂક કરવાનો છે.

પૂજ્યશ્રીનું જીવન જણાવે છે કે આપણે તેમણે દર્શાવેલા **આત્મિક ખજાનાના વારસ** છીએ તેઓશ્રીનું જીવન આપણને **અધમ વાસનાઓમાંથી અલિપ્ત કરવામાં અને ક્રમે ક્રમે શાશ્વત સુખની સમીપમાં લઇ** જવાના કારણ રૂપ છે-ઇસારા રૂપ છે અને સાથે સાથે બોધ રૂપ છે

ધર્મ વગર અને તેમના જેવા આત્મત્યાગ વિના ઉચ્ચ નીતિ મળી શકશે નહિ તેમનું ચારિત્ર ધર્મના સિદ્ધાંતો પર રચાયેલુ હતુ તેમનું જીવન આપણને બહુજ આગ્રહપૂર્વક જણાવે છે કે આપણી સર્વ પ્રવૃત્તિઓ **ધર્મના સિદ્ધાંતો સાથે સુમેળ**માં રહેવી જોઇએ

વ્હાલા વાંચક ! આમ પૂજ્યશ્રીના જીવનમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે તેઓશ્રીના પરિચયમાં આવનારને તે પોતાના જીવન દરમીયાનના આચરણથી સદ્‌બોધ કરતા ગયા છે. તેઓશ્રીનુ જીવન ચરિત્ર બીજાને પણ માર્ગદર્શક થઇ પડશે તેવી આશા છે.

અંતમા તેઓશ્રીના જીવન દરમીયાન તેમણે આપેલ ઉત્તમ બોધ આપણો માર્ગદર્શક બની રહે તેવી જૈનશાસન દેવ પ્રત્યે પ્રાર્થના છે.

ૐ શાંતિ. ! શાંતિઃ !! શાંતિ· !!!

**જીવન ચરિત્ર સમાપ્ત.**

---

## ખંભાત સંપ્રદાયના આચાર્યોની યાદગાર તિથિઓઃ—

| આચાર્યશ્રીનું નામ | દીક્ષા તિથિ અને ગામ | કાળધર્મ તિથિ અને ગામ |
| --- | --- | --- |
| પૂ. શ્રી માણેકચંદ્રજી મ. | – | સ ૧૯૨૮ના ભાદરવા સુદ ૫, ખેડા |
| પૂ. શ્રી હર્ષચન્દ્રજી મ. | સ ૧૯૨૬ના જેઠ સુદ ૩, અમદાવાદ | સ. ૧૯૪૯ ના ચૈત્ર સુદ ૨, ખંભાત |
| પૂ. શ્રી ભાણજીરખજી ,, | સં. ૧૯૨૯ના શ્રાવણ વદ ૧, સાણંદ | સ ૧૯૬૨ ના આસો સુદ ૪, સુરત |
| પૂ. શ્રી ગીરધરલાલજી ,, | સં ૧૯૪૦ ના જેઠ વદ ૩, ખંભાત | સ. ૧૯૮૨ ના વૈશાખ સુદ ૪, નાર |
| પૂ. શ્રી છગનલાલજી ,, | સં ૧૯૪૪ ના પોષ સુદ ૧૦, સુરત | સં. ૧૯૯૫ ના વૈશાખ વદ ૧૦, અમદાવાદ |
| પૂ. શ્રી રત્નચન્દ્રજી ,, | સં. ૧૯૫૬ ના માહ સુદ ૫, ખભાત | સં. ૨૦૦૪ના ભાદરવા સુદ ૧૧, ખભાત |
| પૂ. શ્રી ગુલાબચન્દ્રજી ,, | સં. ૧૯૬૦ના વૈશાખ સુદ ૫, ઘોડનદી | સં. ૨૦૧૧ ના કારતક વદ ૧૦, અમદાવાદ |

## દરીયાપુરી સંપ્રદાયના મહાસતીજી શ્રી વસુમતિબાઇએ પુજયાચાર્યશ્રીને અર્પેલી ભવ્ય અંજલિ:—

卐

જૈન શાસનના કમભાગ્યે શુક્રવાર તા. ૧૯-૧૧-૫૪ ના રોજ કે જે દિવસે મહાવીર પ્રભુની દીક્ષા તીથી હતી તે દિવસેજ જૈન શાસનનો એક તેજસ્વી તારો ખરી ગયો ખંભાત સંપ્રદાયના આચાર્ય પૂજ્ય શ્રી ગુલાબચંદ્રજી સ્વામી કાળધર્મ પામ્યા તેમની ખોટ તેમના સંપ્રદાયનેજ પડી છે. એટલુ જ નથી પણ સમસ્ત સ્થાનકવાસી જૈન સમાજને પડી છે તેમના જીવનમા ત્યાગ અને તપ એ મુખ્ય હતા અને તપમા તો તે ખુબજ આગળ વધેલા હતા તેમજ ખુબ દૃઢ શ્રદ્ધાવાળા હતા તે તો સાધી ગયા પણ સમાજને તેમની જબર-જસ્ત ખોટ પડી, કારણ દિવસે દિવસે સાધુઓની સંખ્યા ઘટતી જાય છે

સ્વ આચાર્યનુ ચારિત્ર અજોડ હતું. તેમને નિગ્રંથ પ્રવચન પર દૃઢ શ્રદ્ધા હતી અને ત્યાગજ પ્રિય હતો તે બધું આપણે વિચાર-વાનુ છે અને તેમના જીવનમાથી શીખવાનું છે. તેમને ત્યાગ પ્રિય હતો માટે આજે સૌ કોઇ પોતાનાથી બની શકતો ત્યાગ વ્રત-પ્રત્યાખ્યાન કરે અને તેજ તેમને અંજલી આપી ગણાય. તેમના ગુણો યાદ કરી તે ગુણોમાથી આપણે યથાશક્તિ ગ્રહણ કરવાનો આજે નિશ્ચય કરવો જોઇએ

આજે શાસનમાં સાધુઓની ખોટ પડતી જાય છે છતાં પણ તમને તમારા એકાદ દીકરાને શાસનને અર્પણ કરવાનુ કેમ મન થતુ નથી ? પાચ દિકરા હોય અને છઠ્ઠો થાય તો પણ તેને શાસન-ને આપવાનુ મન થતુ નથી તમારે તો બધાયને સંસારના રસીક બનાવવા છે પણ ત્યાગમા રસીક બનાવવા નથી. શાસનની ઉન્નતિ અર્થે પોતાના સંતાનોને ત્યાગ રસીક બનાવતા જાવ.

સ્વ. આચાર્યશ્રીના કાળધર્મ નિમિત્તે આધ્યાત્મિક સ્નાનરૂપ ચાર લોગસ્સનો કાર્યોત્સર્ગ એક ભાઇ કરાવે અને સૌ શાંતિપૂર્વક કરે. બાદ સારા સારા પચ્ચખાણુ કરે ત્યારબાદ ચાર લોગસ્સનો કાયોત્સર્ગ એક ભાઇએ કરાવ્યો હતો અને પચ્ચખાણુ પણુ અપાયા હતા.

ગીરધરનગર, અમદાવાદ, તા ૨૧-૧૧-૫૪

---

## પુજ્યાચાર્ય શ્રી ગુલાબચન્દ્રજી મહારાજની વિશિષ્ટતાઓ

આચાર્યશ્રીમાં અમુક વિશિષ્ટતાઓ હતી તે તેમના પ્રશ્નોના ઉત્તરો પરથી જણાઇ આવશે. તેમાંની અમુક નીચે મુજબ હતી.-

૧ તેઓ કોઇ પણુ ક્રિયાનુષ્ઠાન-વિધિમાર્ગમાં છુટછાટના વિરોધી હતા. તેઓ એમ કહેતા કે એક નાના છિદ્રમાથી મોટુ બાકોરૂ થાય તેમ થોડી છુટછાટમાંથી ઘણી શિથિલતા આવી જાય માટે વિધિમાર્ગ પૂરેપૂરો સચવાવો જોઇએ

૨ તેઓને નિર્ગ્રન્થ પ્રવચન પર દૃઢ શ્રદ્ધા હતી અને આગમ સિવાયનુ વાંચેન તેમને રૂચતુ નહિ દ્રષ્ટાતો પણુ આગમનાજ પ્રાય આપતા.

૩. જૈનપણાના પ્રતિકરૂપ જે સામાયિક, પૌષધ, પ્રતિક્રમણુ વિ૦ ક્રિયાઓ છે તે કરવા ઉપર તેઓ ભાર મૂકતા અને ક્રિયાનુ સ્થાપન કરનાર અથવા ક્રિયા રૂચીવાળા હતા તેમ કહીએ તો ખોટું નથી. કેમ સવરકરણીનો વધારો થાય તેજ ઇચ્છતા અને દરેક પ્રશ્નને-દરેક બાબતને તે દ્રષ્ટિબિંદુથી જોતા કે આ કાર્યમાં સંવરકરણીનો વધારો છે કે ઘટાડો તેઓ વધારાના પક્ષપાતી હતા

૪ જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપની હાની થવાનો સભવ હોય તેવા બધા પરિચયો અને વાંચનથી તેઓ વિરક્ત રહેતા.

૫. ધર્મધ્યાનના ચાર લક્ષણ બતાવ્યા છે, આજ્ઞારૂચી, નિસર્ગરૂચી, ઉપદેશરૂચી, અને સુત્રરૂચી તે ચારેય તેમનામાં અહોનીશ જોવામા આવતી.

૬ તેઓ ઘોર તપસ્વી હતા, છેલ્લા કેટલાય વર્ષોથી એકાંતર, છઠ, અઠ્ઠમ વિ૦ તપસ્યાઓ કરતા અને પારણે લુખો સુક્કો આહાર પસંદ કરતા. શાસ્ત્રમાં ધમા અણગારનું વર્ણન આવે છે તેમની યાદ તાજી કરાવે તેવા હતા.

૭ પરને રાજી કરવા-સંતોષવા પોતાના આત્માને જરાપણ દોષ લાગવા દેતા નહિ.

૮ અલ્પ ઉપધિ અને અલ્પ જરૂરીયાતવાળા હતા

૯ લોકૈષણાથી પર હતા, લોકોના સામુ નહિ જોનાર હતા દુનિયાને ગમે કે ન ગમે પણ વીતરાગની આજ્ઞા પ્રમાણે વર્તવાના નિશ્ચયવાળા હતા.

૧૦ ટુંકામા, શાસ્ત્રમાં તથા રૂપના સ્થવિર ભગવતોની વાતો આવે છે તેવા, ચોથા આરાના જેવા-સાધુતાના નમુના રૂપ હતા. સ્વાશ્રયી-બને ત્યા સુધી લેશમાત્ર અન્યની મદદ નહિ લેવાના નિશ્ચયવાળા હતા

## પુનરૂક્તિની શકયતા

આ સંગ્રહમા પુનરૂક્તિ જેવું કેટલેક ઠેકાણે જણાશે કારણ એક જ બાબત ફરી ચર્ચાનો વિષય બનવા સભવ છે. અગાઉની ચર્ચાની યાદી રહેવી મુશ્કેલ હોઈ જે દિનપ્રત્યે ચર્ચાતુ તેનો યથાશક્તિ સંગ્રહ કરવા પ્રયત્ન કર્યો છે જયા ખ્યાલ રહ્યો હતો ત્યા પુનરૂક્તિ ટાળવા પ્રયત્ન કર્યો છે છતા એક યા બીજા રૂપમા હશે તેમ હું માનુ છું અને હોય તો તે સિદ્ધાંતની પુષ્ટિ રૂપ અગર પરીગ્રાટના રૂપ ગણી લેવા વિનતી છે

## આચાર્યશ્રીનો સ્વર્ગવાસ ચેતવણીરૂપ

પૂજ્ય આચાર્યશ્રીનો સ્વર્ગવાસ આપણને એ ચેતવણી આપે છે કે હજુ આપણા ગુજરાત-સૌરાષ્ટ્ર અગર બીજે જ્યાં જ્યાં આવા ચારિત્રશીલ, અનુભવી, વયોવૃદ્ધ આચાર્યો, મુનિઓ જે બહુજ અલ્પ સંખ્યામાં છે તેમના નીકટવર્તી શ્રાવકો તેમના અનુભવ જ્ઞાનનો સંગ્રહ કરી એક યા બીજા રૂપે જનતા સમક્ષ રજુ કરે તો તે ભવિષ્યની પ્રજા માટે ઘણું ઉપયોગી નીવડે જ્યાં જ્યાં આવી તક હોય તે ઝડપી લેવી જોઇએ કારણુ તે વ્યવહારૂ જ્ઞાન આપે છે નજીકના ભવિષ્યમાં આપણા સમાજમા આવા સ્થવીરો સાંપડવાની આશા ઓછી દેખાય છે

## પુસ્તક પ્રકાશન સંબંધી

આ પુસ્તક પ્રકાશન અર્થે જે આર્થિક જરૂરીયાત હતી તે જે જે ભાઇઓએ ઉપાડી લીધી છે, તેઓ પણ આ પુસ્તકથી જે ઉપકાર થશે તેમાં ભાગીદાર છે તે સમજી શકાય છે.

પૂજ્ય આચાર્યશ્રીના સદ્બોધને વાંચી, વિચારી, માર્ગદર્શન મેળવી, આ પુસ્તક પ્રકાશન અંગે સંકળાએલ દરેક વ્યક્તિના પુરૂષાર્થને વાચક સફળ બનાવે એજ ભાવના.

લી.

**ચમનલાલ મણીલાલ શાહ**, મુળીવાળા

# નરભવની સજઝાય

આ ભવ રત્ન ચિંતામણી સરીખો,
વારવાર ન મળશેજી;
ચેતી શકે તો ચેતજે જીવડા,
આવો સમય નહિ મળશેજી... આ ભવ૦ ૧
ચાર ગતિ ચોરાશી લક્ષ યોનિ,
તેમાં તું ભમી આવ્યો જી;
પુન્ય સયોગે સ્વપ્નની સગતે,
માનવનો ભવ પાયો જી... આ ભવ૦ ૨
વહેલો થા તું વહેલો જીવડા,
જીનવરનુ જપ નામજી;
કુગુરૂ કુદેવ કુધર્મને છડી,
કીજે આતમ કામ જી... આ ભવ૦ ૩
જેમ કઠીયારે ચિંતામણી લાધ્યો,
પુણ્ય તણે સયોગે જી;
કાકરાની પેરે નાખી દીધો,
ફરી નહિ મળવા જોગ જી... આ ભવ૦ ૪
એક કાળે તું આવ્યો જીવડા,
એક કાળે તું જાશે જી;
તેની વચ્ચે તુ બેઠો જીવડા,
કાળ આહેડી નીકાસે જી... આ ભવ૦ ૫
ધન્ય સાધુ જે સયમ પાળે,
સુધો મારગ દાખે જી;
સાચુ નાણુ ગાંઠે બાંધે,
ખોટી દૃષ્ટિ ન રાખે જી... આ ભવ૦ ૬

માત પિતા દારા સુત બાંધવ,
બહુવિધમાં વિરતી જોડે જી,
તે માંહિથી જો કાજ સરે તો,
સાધુ ધર કેમ છોડે જી... આ ભવ૦ ૭

માયા મમતા વિષય સહુ છડી,
સવર ક્ષમા એક કીજે જી;
ગુરૂ ઉપદેશ સદા સુખકારી,
સુણી અમૃત રસ પીજે જી... આ ભવ૦ ૮

જેમ અંજળીમાં નીર ભરાણુ,
ક્ષણુ ક્ષણુ ઓછું થાય જી;
ઘડી ઘડીએ ઘડીયાળા વાગે,
ક્ષણુ લાખેણો જાય જી... આ ભવ૦ ૯

સામાયિક મન શુદ્ધ કીજે,
શીવરમણી ફળ પામીજે જી;
માનવ ભવ મુક્તિનો કામી,
તેમાં ભરૂસો કેમ ન લીજે જી... આ ભવ૦ ૧૦

દેવ ગુરૂ તમે દૃઢ કરી ધારો,
સમકીત શુદ્ધ આરાધો જી;
છક્કાય જીવની રક્ષા કરીને,
મુક્તિનો પથ જ સાધો જી... આ ભવ૦ ૧૧

હૈડા ભીતર મમતા રાખો,
જનમ ફરી નવી મળશે જી;
કાયર તો કાદવમાં ખુચ્યા,
શૂરા પાર ઉતરશે જી... આ ભવ૦ ૧૨

ગુરૂ કંચન ગુરૂ હીરા સરીખા,
ગુરૂ જ્ઞાનના દરીયા જી;
કહે અભયરામ ગુરૂ ઉપદેશે,
જીવ અનંતા તરીયા જી... આ ભવ૦ ૧૩

# ✠ પ્રશ્નોત્તર ✠

પ્રશ્ન–સાધુ-મુનિરાજ ઉપાશ્રયમાં ઉતરી શકે ?

ઉત્તર–હા, ઉપાશ્રયમા ઉતરવામાં કોઇ દોષ નથી, સૂત્રમાં ચોકખો પાઠ છે જેઓ ઉપાશ્રયમાં ઉતરતા નથી તેઓ એવા જ બીજા મકાનમા ઉતરે છે, તે એક સરખું છે ઉપાશ્રય કહો, પૌષધ-શાળા કહો તે બધા ધર્મકરણી કરવાના સ્થળો છે, જો તે ખાસ અમુકને માટે જ બધાવેલ હોય તો અયોગ્ય છે. પાલણપુરમાં કેટલાક સાધુઓ ઉપાશ્રયમા ઉતરતા ન હતા તેથી એક ગૃહસ્થે જે મકાન અર્પણ કર્યું છે તેનો નીચેનો ભાગ લાયબ્રેરી તરીકે રાખેલ છે અને ઉપરનો તેવા સાધુઓને ઉતરવા. મતલબ આમા ફેર કયાય નથી.

પ્ર૦ જિનકલ્પી સાધુઓની કરણી કેવી હોય છે ?

ઉ૦ જિનકલ્પીની કરણી ઘણી જ કડક હોય છે, કેમકે તેમને દેહનું મમત્વ નથી તેઓ પોતાના કલ્પને છૂપાવે છે જો કોઇ જાણી જાય કે આ જિનકલ્પી સાધુ છે તો તે ત્યાથી વિહાર કરી જાય જે મકાનમા રહ્યા હોય ત્યાં આગ લાગી હોય છતા જિનકલ્પી સાધુ બહાર ન નીકળે જો ગૃહસ્થો તેમને આગમાંથી બહાર કાઢવા આવે તો તેમને કહે ઉભા રહો, મને અડકશો નહિ, હુ નીકળુ છું, અને પછી યત્નાથી પોતે બહાર નીકળી જાય. રસ્તે જતા સામો સિંહ. વાઘ, સર્પ, આદિ મળે તો પાછા ન ફરે પણ પોતાના રસ્તેજ ચાલ્યા જાય. પછી જે થવાનું હોય તે થાય આવા કડક જિનકલ્પીપણાના આચાર હોય

પ્ર૦ આ કાળમાં જિનકલ્પીપણું હોઇ શકે ?

ઉ૦ ના, તે માટે વજ્રઋષભનારાચ સંઘયણ જોઇએ તે અત્યારે નથી, પણ તેથી સ્થિવરકલ્પીપણું ઉતરતું નથી. જિનકલ્પીપણામાં કેવળજ્ઞાન કે મુક્તિ નથી. જિનકલ્પી સાધુ વધુમા વધુ આઠમાં દેવલોક સુધી જઈ શકે છે, અને તેથી આગળ સ્થિવરકલ્પી જઇ શકે છે

પ્ર૦ આટલી કડક ક્રિયા પાળવા છતાં જિનકલ્પી કેમ કેવળજ્ઞાન કે મુક્તિ ન પામે ?

ઉ. તેમનામાં કાંઇક હઠાગ્રહ તેમજ સૂક્ષ્મ અંશે ક્રિયાનું અભિમાન રહે છે. જ્યારે સ્થિવરકલ્પી સરલ હોય તો આગળ જઈ શકે.

પ્ર૦ દુનિયાની દ્રષ્ટિએ ઉચામા ઉંચું ચારિત્ર પાળવા છતા આમ કેમ ?

ઉ૦ ઉપર કહ્યું તેમ સરલતા–નમ્રતા વિના મુક્તિ નથી, પછી બહારનો આચાર ગમે તેવો હોય.

પ્ર૦ અન્ય ધર્મીઓના કેટલાકોના મંદિરોમા અન્ન–દાન, પાણીની પરબો તથા એવા કેટલાક સારા કાર્યો થતા હોય છે ત્યા પુન્ય ખરું કે નહિ ?

ઉ૦ પુન્ય પણ ખરું અને પાપ પણ ખરું, ધર્મ નહિ, કારણ ધર્મના રહસ્યને તેઓ જાણતા નથી.

પ્ર૦ મગ વિગેરે પલાળી રાખે અને ઉગી જાય–અંકુર ફુટી જાય પછી તે સચેત કહેવાયને ?

ઉ૦ તે નિગોદનું ખાતુ છે, એટલે અનંતકાય ગણાય અને શ્રાવકોને ખાવા યોગ્ય ગણાય નહિ.

પ્ર૦ લૌકિક ઉપકારના કાર્યો વ્રતધારી કરી શકે ?

ઉ૦ ના, જો કોઈ પણ લૌકિક અથવા પુન્યના કાર્યોની ચિંતવણા પણ વ્રતમાં કરે તો વ્રતમાં એટલું ભંગાણ પડે, વ્રત સાંગોપાંગ રહે નહિ. સંવરની કરણીમાં આશ્રવનું ચિંતવન થાય નહી

પ્ર૦ તો પછી વ્રતધારી રાજ્યકારણની બાબતમાં પડી શકે ?

ઉ૦ ના, તે તો જબરજસ્ત આશ્રવનું જ ખાતું છે અને વ્રતધારી જો રાજ્યકારણમાં ભાગ લે તો તેમાં તેની ભાગીદારી થાય અને પોતાનુ ચૂકાઇ જાય, રાજ્યકારણમાં તો રાગદ્વેષને સ્થાન હોય. સાધુને તેની સાથે શું નિસ્બત ? સાધુને તો પોતાના આત્માનુ સાધવાનું છે પણ તેમાં પડે એટલે પોતાનું ભૂલાઇ જાય પુન્ય તે આશ્રવ છે અને સવર, નિર્જરા તે આત્માના ઉદ્ધાર માટે છે **નંદન મણીયારે** વ્રતમાં એવી ચિંતવણા કરી કે વાવ વિગેરે બધાવું અને બધાવ્યુ પણ ખરૂં. મુસાફરોને આરામ લેવાનું, ખાવા-પીવાનુ, હજામત કરાવવાનું, દવાખાનું વિગેરે બનાવ્યા અને તેથી લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા. તેથી તો ભાઇ ફુલાયા અને પોતાના વ્રતો હતા તે વિસરી ગયા. સાધુનો સમાગમ થયો નહિ અને એજ વિચારમાં કાળ કરી તેજ વાવમાં દેડકારૂપે ઉત્પન્ન થવું પડયુ, નહિતર વ્રતધારી શ્રાવકની ગતિ દેવ અથવા મનુષ્યની જ હોય.

પ્ર૦ પણ બહારની પ્રવૃત્તિમાં ભાગ લે તો જ દુનિયા વાહવાહ કરે છે તેનું શું ?

ઉ૦ ભાઈ દુનિયાની વાહવાહ આત્માને ખપ લાગે નહિ.

પ્ર૦ સાધુજીને જેના મકાનમાં ઉતરવાનુ હોય તેમા ઉતરવાની આજ્ઞા મકાનવાળો પોતે આપે તો જ ચાલે કે બહારનો ગમે તે આપે તો ચાલે ?

ઉ૦ ખરી રીતે તો મકાનનો માલીક આપે તો જ ચાલે પણ અત્યારે બીજા આપે છે તે ચલાવાય છે

પ્ર૦ પણ જેના મકાનમાં ઉતર્યા હોય તેજ આજ્ઞા આપે તો તેને આહાર-પાણી વહોરાવવાનો લાભ ન મળે તેનું શું ?

ઉ૦ અહિં સમજણમાં ફેર છે. સ્થાનક આપવાનો લાભ જેવો તેવો નથી પણ મહાન છે. વિહાર કરીને થાકેલા સાધુ આવ્યા હોય તેને સ્થાનક આપે-ઉતરવાનું આપે એટલે કે શાતા ઉપજાવે. વળી આહાર-પાણી તો ખાધું-પીધું એટલી વાર જ પણ આ તો ચોવીસેય કલાકનો લાભ. આહાર-પાણી આપવા કરતા આ લાભ વધી જાય છે. કદાચ આહાર-પાણી ન મળે તો એક દિવસ કે વધારે ચાલે, પણ સ્થાન તો જોઈએ જ. પહેલી જરૂરીયાત આ છે માટે આજ્ઞા આપનારને ઘણો લાભ છે. પહેલેથી રૂઢ માન્યતા ઘર કરી ગઈ છે કે આજ્ઞા આપીએ તો વહોરાવવાનો લાભ જાય માટે અપાય નહિ. તે લાભ તો મળવાનો હોય તો મળે, પણ તેના માટે આ તાત્કાલીક લાભ ગુમાવવો ન જોઈએ

પ્ર૦ ઉપાશ્રય તો કોઈની માલીકીનો ગણાય નહિ તો તેમા ઉતરવાની આજ્ઞા કોણ આપે ?

ઉ૦ ખરી રીતે તો સંઘપતિ અગર સંઘનો કોઈ સભ્ય આપે તેજ બરાબર છે. ફાલતુ માણસ પાસે આજ્ઞા અપાવવી તે બરાબર નથી. સ્થાન આપવાનો ઘણો લાભ છે **ભગવાન મહાવીર**ની સેજ્યાંતરી **શ્રી જયંતિબાઇ શ્રાવિકા** હતા, તેમનો મહિમા બહુ જ ગવાયો છે એટલે સ્થાનક આપવાનું કાર્ય શ્રેષ્ટ છે.

અમો એક વખત જોડીયા બંદર પાસે **બાલંભા** ગામ છે ત્યાં ગયા હતા. ત્યા જવાના હતા તેવી ગામના શ્રાવકોને ખબર પડી એટલે સામા આવ્યા અને બજાર વચ્ચે થઈ ઉપાશ્રયે આવ્યા. ઉપાશ્રય પાસે આવી બધાય ઉભા રહ્યા. પેલો કહે તમે આજ્ઞા આપો, બીજો કહે તમે આપો-એમ અંદરોઅંદર કહેવા લાગ્યા. તેમા ઉપાશ્રયની બાજુમાં એક ભાઈ રહેતા હતા તેમને કહેતા તે કહે મારે તો નજીક એટલે ખાસ લાભ મળે તે

જતો કરું નહિ આમ કરી કોઇ અન્યમતિ માણસ જતો હતો તેને બોલાવી આજ્ઞા અપાવી.

હવે બન્યું એવું કે ત્યાં અઠવાડીયુ રહ્યા પણ પેલા ઉપાશ્રયની બાજુમા રહેતા હતા તે ભાઇને ત્યાંથી વહોરવાનો પ્રસંગ જ બન્યો નહિ કોઈ વખત જોગ ન હોય, વેળા ન થઇ હોય, તો કોઇ વખત અસુરતા હોય. જ્યારે અઠવાડીયું રહી વિહાર કર્યો ત્યારે તે ભાઇ વળોટાવા આવ્યા અને તેમની આંખમાથી આંસુ નીકળી પડયા. કહ્યું કે "મહારાજ સાહેબ, મેં તો બેય ખોયુ" માટે આજ્ઞા આપવાનો પ્રત્યક્ષ લાભ છે.

**ખંભાત**મા એક ભાઇએ આજ્ઞા આપેલી, તેમના ઘરના બૈરાએ ધમાધમ કરી, તમે શા વાસ્તે આજ્ઞા આપી ? આપણું ઘર બ્ગડાઇ જાય, ત્યારે તે ભાઇ કહે છે "શું સાધુને રસ્તા વચ્ચે રખડાવવા–ઉભા રાખવા ? કોઈ તાત્કાલીક આજ્ઞા આપનાર ન મળે તો આજ્ઞા આપવી જ જોઇએ

પ્ર૦ સાધુજીને વિહારમા આજુબાજુના સ્થાનો ઘણા જોવા મળે ?

ઉ૦ અમારે માટે તો ચાલતી વખતે આજુબાજુ જોવાનું જ ન હોય કે કોઇ બોર્ડ વાંચવાના ન હોય, એટલે કયુ સ્થાન હતું તે ખબર રહે નહિ સન્મુખ જ જોઇ ચાલવાનું હોય તો જ ઇર્યાસમિતિ સચવાય

પ્ર૦ સાધુનો ખ્યાલ ન હોય અને કોઈ ગૃહસ્થ અચાનક ફોટો લઇ લે તો સાધુ શુ કરે ?

ઉ૦ તેમા સાધુની સમ્મતિ ન હોય તો સાધુને કાંઇ નહિ પણ જો સાધુનુ અનુમોદન હોય તો દોષ ખરો

પ્ર૦ સાધુઓમા શિથિલતા કેમ આવી જતી હશે ?

ઉ૦ મોજશોખમા જોડાય એટલે ચારિત્રમાં ખામી આવે બાકી મોજશોખથી દૂર રહે તો વાંધો નહિ

પ્ર૦ શાસ્ત્રમાં કોઈ જગ્યાએ સાધ્વીજી અગર મહાસતીજીઓએ ઉપદેશ આપ્યો એવો ચોકખો નિર્દેશ છે ?

ઉ૦ ભગવાન મહાવીરની સાધ્વીજી ૩૬૦૦૦ છે તેટલા બધા ઉપદેશ વિના શી રીતે થઈ શકે ? વળી ઉપલબ્ધ શાસ્ત્રમાં ન હોય તો વિચ્છેદ ગયુ તેમાં હોય, કારણ વિચ્છેદ પણ ઘણું ગયું છે

પ્ર૦ મહાસતીજીઓ પૂર્વે થઇ ગયા તેમા કેવળજ્ઞાન થયા પછી વિચર્યા એવા દાખલા છે કે બધા અંતગડ કેવળી જ થયા છે ?

ઉ૦ બન્ને જાતના દાખલા છે મૃગાવતીજી, ચંદનબાલાજી આદિ મહાસતીઓ કેવળપર્યાયમાં વિચર્યા છે અને અંતગડ કેવળી પણ ઘણા થયા છે તેનો અંતગડમાં અધિકાર છે.

પ્ર૦ સારૂં જ્ઞાન સંપાદન કરેલ સાધુ પતિત્ કેમ થતા હશે ?

ઉ૦ ચૌદ પૂર્વધારી પણ પતિત્ થાય તેમા આશ્ચર્ય પામવા જેવુ નથી ચારિત્ર ન હોય તો જ્ઞાનથી ઉપર ન ચડે

પ્ર૦ ચૌદ પૂર્વધારી શાથી પતિત્ થતા હશે ?

ઉ૦ શંકાથી, સ્હેજ શંકા આવતા વિરાધક થાય. તેમા જો પોતે **"તત્વ કેવળીગમ્ય"** કરે તો તો આરાધક થાય પણ પોતાની માન્યતાની પકડ પકડાઈ જાય એટલે વિરાધક થાય. મતલબમા પોતાની પકડ ન જોઇએ કે હું કહું છું, હુ માનું છુ તેજ સાચું છે. જેટલું સમજાય તેટલું સમજવુ અને જ્યા ન સમજાય ત્યા કેવળીને ભળાવી દેવુ.

પ્ર૦ ચૌદ પૂર્વના જ્ઞાનમાં પણ કાંઈ બાકી રહેતુ હશે કે શંકા થાય ?

ઉ૦ શંકા થવી સ્વાભાવિક છે. જેમ કે કેવળજ્ઞાન બહારથી આવતું હશે કે અંદરથી પ્રગટ થતું હશે—આવી આવી શંકાઓમા પોતે નિર્ણય કરી પકડ પકડી રાખે એટલે વિરાધક થાય અને ઘણો કાળ સંસારમાં રખડે.

પ્ર૦ ત્યારે જ્ઞાનની સાથે લાયકાતને સંબંધ નહિ ?

ઉ૦ જરાય લેવા-દેવા નહિ. આઠ પ્રવચન માતાનો જાણકાર-પાળનાર પણ આરાધક થઈ કેવળજ્ઞાન પ્રગટ કરી શકે. જ્યારે ચૌદ પૂર્વધર પણ વિરાધક થાય. મતલબ ખોટા આગ્રહથી આમ થાય છે. અત્યારે તેરાપંથી લોકો માને છે કે અમારા સાધુઓ તેજ સંયમી મુનિઓ, તેજ ગુરૂ કહેવા લાયક, બાકી બીજા કુગુરૂઓ અને તેરાપંથી તેટલા જ બધા સમ્યક્ત્વી. બાકી બીજા બધા મિથ્યાત્વી. હવે આ પકડ છૂટે કયારે અને આરાધક થવાય કયારે ?

પ્ર૦ ચૌદ પૂર્વધારી શંકા કરી ખોટી માન્યતાની પકડ કરતા હશે ત્યારે સમ્યક્ત્વ રહે ?

ઉ૦ જરાય નહિ, તે વખતે ખસી જાય અને અશુભ બંધ પડવો હોય તો પડી જાય.

પ્ર૦ એક વખત સમ્યક્ત્વ આવ્યા પછી જાય ?

ઉ૦ ઘણી વખત આવે અને જાય. ફક્ત એક ક્ષાયક સમ્યક્ત્વ આવેલું જાય જ નહિ. બાકી તો આવે અને જાય. **શ્રી મલ્લીનાથ ભગવાનના** જીવે **મહાબલ** સાધુના ભવે જ્યારે માયા-કપટનું સેવન કર્યું ત્યારે સમ્યક્ત્વ ખસી ગયુ અને ત્યારે સ્ત્રી-વેદનો બંધ પડી ગયો, નહિતર સ્ત્રી-વેદનો બંધ સમ્યક્ત્વીને હોય જ નહિ આ બંધ પડયા પછી પાછા લાઇન પર આવી ગયા એટલે નિસ્તાર થયો

પ્ર૦ એક વખત સમ્યક્ત્વ આવ્યા પછી જાય તો પાછું આવે ?

ઉ૦ તેને છાપ વાગી જાય કે વહેલો યા મોડો અર્ધપુદ્ગલમાં તેનો નિસ્તાર, મોક્ષ થાય.

પ્ર૦ ચૌદ પૂર્વધારી અમુક ચારિત્ર અથવા ગુણસ્થાનકવાળા જ થઇ શકે એવુ નહિ ?

ઉ૦ એવો કાંઇ ચોક્કસ ક્રમ નથી કારણ જ્ઞાન વસ્તુ જુદી છે, ચારિત્ર વસ્તુ જુદી છે. ભણી તો જાય પણ ચારિત્ર ન હોય તો-પુરૂષાર્થ સવળો ન કરે તો મુક્તિ ન પામે. અભવિ નવ પૂર્વ સુધી ભણી જાય, તે ઉપદેશ આપે તેનાથી અન્યને અસર થાય, અન્ય બુઝે પણ પોતે કોરો રહી જાય. તેને દીપક સમકિત કહે છે, બીજાને અજવાળું આપે પણ પોતે અંધારામાં જ રહે માટે એકલા જ્ઞાનની જૈન દર્શનમાં બહુ મહત્તા નથી. જ્ઞાન સાથે ચારિત્ર અવશ્ય જોઇએ.

પ્ર૦ મુક્તિ જવામાં શું શુ જરૂરી છે ?

ઉ૦ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ. તેમાં મુક્તિ જનારને ત્યાં મુક્તિમાં એ જ સાથે રહેવાના—જ્ઞાન અને દર્શન ચારિત્ર અને તપ અહિં જ રહેવાના, એટલે છૂટી જવાના પણ છેક મુક્તિમા જાય ત્યાં સુધી જરૂરી, તો આપણા જેવા માટે જરૂરી હોય એમાં શુ નવાઇ.

પ્ર૦ માર્ગ તો જ્ઞાનથી જાણવાનો મળેને ?

ઉ૦ પણ તેથી શુ ? અહિંથી કાળુપુરના સ્ટેશન જવાનો આ માર્ગ છે એમ જાણીને જો તે રસ્તે આસ્તે આસ્તે પણ પગ ઉપાડે તો વહેલો મોડો ત્યાં પહોંચે પણ જો પગ ઉપાડે નહિ તેથી જાણવામાત્રથી શું ? પુરૂષાર્થ કરવો જોઇએ. અવળો પુરૂપાર્થ તો અનાદિ કાળ કર્યો, હવે જો સવળામા જોડાય તો શ્રેય થાય.

પ્ર૦ પુરૂપાર્થ સવળો છે કે અવળો તે ખબર શી રીતે પડે ?

ઉ૦ પુરૂપાર્થ કરતા કરતા પણ ખબર પડે જેમ એક વખત વહેપાર કર્યા બાદ અનુભવથી જણાય કે આમાં ખોટ ગઇ માટે બરાબર નથી તેમ અનુભવથી સમજાય, પણ પુરૂષાર્થ કરવાની તો જરૂર જ છે

પ્ર૦ કેટલાક ઉપાશ્રયો અગર ધર્મ સ્થાનકની આજુબાજુ પરઠવવાની

અગર ઠંડીલ જવાની જગ્યા હોતી નથી ત્યાં વ્રત કરનારને બહુ અડચણ પડે તે સ્વભાવિક છે તો તે ધર્મ સ્થાનકની ઉણપ ખરી કે નહિ ?

ઉ૦ જરૂર ઉણપ ગણાય, પણ તે વિચાર પહેલેથીજ કરવો જોઇએ. જ્યારે સ્થાનક અગર ઉપાશ્રય બનાવે તે વખતે, પહેલા આ જગ્યાનો વિચાર કરવો જોઇએ.

પ્ર૦ સૌરાષ્ટ્રમાં ઘણા ખરા ઉપાશ્રયોની નજીકમાં આવી સગવડ હોય છે તે બરાબર છે ?

ઉ૦ તે ખરૂં.પણ તે કરતાંય દેરાવાસી ભાઇઓમાં આ સગવડ પહેલા કરે પછી જ ઉપાશ્રયની સગવડનો વિચાર કરે છે.

પ્ર૦ પૌષધના પારણે અશક્તિ રહે એટલે તે દિવસ પણ આરામનો ન જોઇએ.

ઉ૦ પૌષધના પારણે દશમું વ્રત કરે તો ઘણું ઉત્તમ છે, ઘણો લાભ છે. સંવરમા અને સંવરમાંજ રહે.

પ્ર૦ દશમાં વ્રતમાં એકજ વખત ખવાય એવું ખરૂ ?

ઉ૦ ના એવું કાંઇ નહિ, બે-ત્રણ વખત ભલે ખાય, પણ સંવરમાં તો ખરા.

પ્ર૦ દશમાં વ્રતમાં ઠંડીલ આદિ જવું પડે તે ઘણાને અગવડભર્યું લાગે છે તો શું કરવું ?

ઉ૦ જો ખોરાક લેવામાં ઉપયોગ રાખે તો જવું ન પડે, પણ તેનો નિર્ણય પોતે કરવો જોઇએ કારણ કોઇને દુધથી બંધકોશ થાય અને કોઇને ઝાડા થાય. રોટલો અને છાશનો ખોરાક પ્રાય બંધારણ કરનાર છે.

પ્ર૦ એક અનાદિ નિગોદ એટલે કેટલાક જીવો એવા છે કે, હજુ અનાદિ કાળથી નિગોદમાંજ છે, બહાર નીકળ્યા જ નથી,

નિગોદમાં અને નિગોદમાંજ છે. ત્યાંજ જન્મ મરણ કરે છે. તેને અવ્યવહાર રાશી કહે છે. બીજી ઈતર નિગોદ. તે જીવો નિગોદમાં હોવા છતાં પણ ત્યાંથી કર્મોનો ઘસારો પડવાથી બહાર નીકળવાની લાયકાતવાળા છે અને એવા જીવો સંસારમાં ઉંચે ચડી શકે છે આને વ્યવહાર રાશી કહે છે

પ્ર૦ આવા નિગોદમાંથી નીકળેલા જીવો મનુષ્ય થઇ શકે ?

ઉ૦ મોક્ષમાં પણ જઇ શકે. નિગોદમાં આપણે પણ જઈ આવ્યા છીએ. ભવિ હોય તે મોક્ષે જઈ શકે. આ પ્રમાણે અનાદિ મિથ્યાત્વરૂપી કૃષ્ણપક્ષી જીવો અને શુક્લપક્ષી જીવોનું પણ સમજવું. એવા કેટલાય જીવો છે કે. જેઓ અનાદિ કાળથી મિથ્યાત્વમાંજ ભમ્યા કરે છે, કોઇ વખત તેમને સમકિતની ફરસના થઈજ નથી

પ્ર૦ અભવિ વધારે કે ભવિ ?

ઉ૦ અભવિ કરતા તો સમકિતિ પડવાઇ અનંતા-એટલે એકવાર સમકિત પામી પડવાઇ થઈ ગયા હોય તેવા તેના કરતા સિદ્ધ અનંતા અને સિદ્ધ કરતા સંસારી અનંતા. એ પ્રમાણે અલ્પા-બહુત્વ બતાવેલો છે

પ્ર૦ સમકિતથી પતિત્ શાથી થતા હશે ?

ઉ૦ વેપાર કરે તેને ખોટ પણ આવવાનો સંભવ ખરોજને ? તે પ્રમાણે પતિત્ થાય. અસંખ્યાતવાર ક્ષયોપશમ સમકિત આવે અને જાય, મિથ્યાત્વમા રગદોળાય, પણ એકવાર સમકિતની ફરસના થઈ તેને છાપ લાગી ગઈ કે તે અર્ધ પુદ્ગલ પરાવર્તનમાં મુક્તિ પામશે.

પ્ર૦ સમકિતથી પતિત્ થાય તેમને પણ સાથ આપનાર કેમ મળતા હશે ? કારણ પડવાઇ થાય તે તો પ્રાયઃ પોતાના ધર્મનીજ સામે થાય, સ્વમતનોજ વિરોધી થાય.

ઉ૦ એ તો કુહાડામાં સ્વજાતિ ભળે ત્યારેજ સ્વજાતિને કાપે એ

ન્યાયે સમજવું, રાગના કારણે સાથ આપે એટલે અન્ય પર દ્વેષ થાય અને અંદરોઅંદર ઝઘડા થાય, માટે બહુ રાગ ન કરો પણ માધ્યસ્થવૃત્તિ કેળવો

પ્ર૦ પોતાને સમકિત થયું છે તેની ખાત્રી શું ?

ઉ૦ તે જાણી શકાય નહિ, તે બોજો આપણા માથે નહિ, તે જ્ઞાની જ કહી શકે

પ્ર૦ પોતાનામાં ફેરફાર થયો હોય તે ન જણાય ?

ઉ૦ એવું બને છે કે સાધુના સમાગમમાં આવતા હોઇએ, હંમેશા દર્શન, વ્યાખ્યાન વિગેરેમાં ભાગ લેતા હોઇએ અને ધર્મકરણી કરતા હોઇએ છતાં પણ અંદર કાંઇ જ ન હોય માટે બાહ્ય આચાર ઉપરથી-નિશ્ચયથી કાંઈ કહી શકાય નહિ.

પ્ર૦ સમકિતના લક્ષણો તો બતાવ્યા છે ને ?

ઉ૦ હા સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા તેમાં આસ્થા તે તો દરેક દર્શનવાળાને પોતાના મતની હોય છે ઈસાઇને તેમના મતની. મુસલમાનોને તેમના મતની, વેદાંતીને તેમના મતની. સ્વામીનારાયણને તેમના મતની પૂર્ણ આસ્તા હોય છે પોતાને જ સમકિતિ માને તો ચાલે ? તેરાપંથી માને કે અમેજ બધા સમકિતિ તેથી શું ? એકલી આસ્થાથી ન ચાલે પણ પહેલા ચાર બરાબર જોઇએ જ્ઞાનીઓ સ્વીકારે તેજ ખરું.

પ્ર૦ આત્માના ગુણોમા વીર્ય કહ્યું છે તે શુ ?

ઉ૦ વીર્ય એટલે આત્માના માટે પુરૂષાર્થ ફોરવવો-ઉદ્યમ કરવો તે જેમકે ઉપયોગપૂર્વક ધર્મક્રિયા કરે તે પુરૂષાર્થ કહેવાય. સામાયિક કરે તો તેમાં જ વૃત્તિ પૌષધ, પ્રતિક્રમણ જે કરે તેમા જ ઉપયોગ રાખે

પ્ર૦ પાચ પ્રકારની સ્વાધ્યાય કહી છે તે કઇ કઈ ?

ઉ૦ વાયણા-વાચના લેવી, જે ન બેસતુ હોય તે અધિક જાણકારને પૂછવું, તેની પર્યટણા કરવી, ધર્મકથા અને અનુપ્રેક્ષા

પ્ર૦ અનુપ્રેક્ષા એટલે શુ ?

ઉ૦ અનુપ્રેક્ષા એટલે જે વાંચેલું, વિચારેલુ, સાંભળેલું હોય તેના પર એકાંત મધ્યસ્થ વૃત્તિએ ચિંતવન કરવું, તત્ત્વનો વિચાર કરવો તે અનુપ્રેક્ષા છે. અનુપ્રેક્ષા બધાથી ચડી જાય છે. તેમાં એકાંત કર્મની નિર્જરા છે, કર્મની નિર્જરાનો ઢગલો છે તેમ કહી શકાય. વળી બીજી કરણી કરતી વખતે પુન્યબંધ સાથે થાય છે, જે ભોગવવું પડે તે અનુપ્રેક્ષામાં નહિ. ત્યા તો એકાંત કર્મની નિર્જરા થાય, પણ આ બહુ ઉંચી વાત છે, તેમા બહુ ઉંડા ઉતરવાની જરૂર છે.

પ્ર૦ ઉપાશ્રયમાં આવતી વખતે "નિસ્સિહી" કહેવું જોઇએ પણ તે આપણામાં બહુ કહેવાતુ નથી તેનુ કારણ શું ?

ઉ૦ આપણે તે વિસરી ગયા છીએ, ફક્ત વ્રતમાં ઉપાશ્રય બહાર જાય ત્યારે "આવસ્સહિ" અને "નિસ્સીહી" કહેવાય છે પણ સામાન્યરીતે ઉપાશ્રયમાં પ્રવેશતા જ કહેવાનું જોઇએ તે ચૂકાઇ ગયું છે. અહિં આવ્યા પછી આશ્રવની વાત કરવી અથવા સંસારી વાત કરવી તે તો લાભની જગ્યાએ ખોટ ખાવા જેવું છે. હજુ દેરાવાસી ભાઇઓમા આ બાબતનું કાંઇક રહ્યુ છે.

પ્ર૦ ઉપાશ્રયમાં જેટલો વખત બેસીએ તેટલો વખત વ્રતમા રહેવુ હોય તો શું કરવુ ?

ઉ૦ ઉપાશ્રયમાં આવતા જ નવકાર ગણી ન પાળુ ત્યાં સુધીનો સંવર બાંધી લેવો. આ પ્રમાણે સહેલાઇથી થઇ શકે

ધ્રાગધ્રામાં એક વખતચંદભાઇ હતા. તેઓ એટલાબધા ઉપયોગવંત હતા કે જ્યારે ઉપાશ્રયમાં આવે ત્યારે સંવર કરી લે. અરે ઉપાશ્રયમાં તો શું પણ જ્યાં જાય ત્યાં વખત મળે તો સવર કરી લે ઘેરથી સચિત્તનો ત્યાગ કરી બહાર નીકળે કોઇ જગ્યાએ જાય ત્યા બેસી રહેવું પડે તો સંવર કરી લે,

પછી જ્યારે વાત કરવાનો વખત આવે ત્યારે સવર પાળી લે. આ પ્રમાણે ચૌવિહાર પણ થાય છે જ્યારે જરૂર પડે ત્યારે નવકાર ગણી ચૌવિહાર પાળી પાણી પીવાય.

પ્ર૦ **લોંકાગચ્છવાળામાં અને આપણામાં ફેર શું ?**

ઉ૦ લોંકાગચ્છવાળા યતિઓ હોય છે, તેઓ સંસારી માફક પૈસા ટકા રાખે, દવાદારૂ કરે, મુસાફરી વાહનમાં કરે, વ્હોરીને પણ ખાય અને રંધાવીને પણ ખાય. મતલબ કે સસારી જેવા જ કહેવાય

પ્ર૦ કહેવાય છે કે ગોરજીઓએ અને યતિઓએ આપણો ધર્મ બાર દુકાળી વખતે સાચવી રાખ્યો હતો તે ખરૂ ?

ઉ૦ ના, ના, એવું કશુંય નહિ તે વખતે એટલે બાર દુકાળી વખતે સાધુઓ શિથિલ થઇ ગયા હતા તે વાત ખરી છે.

પ્ર૦ જેઓ પૈસા ટકા રાખે અને અન્ય બધી છૂટો ભોગવે તેઓની છાપ લોકો પર પડે ?

ઉ૦ ન જ પડે. ચારિત્ર વિના છાપ ન પડે.

પ્ર૦ કેટલાક દોરા–ધાગા વિગેરે કરનારા શિથિલાચારી સાધુઓને ગૃહસ્થો તેમની શિથિલતા બતાવી શકતા નથી તેનું શુ કારણ ?

ઉ૦ અદરખાને ભય હોય કે આપણને મંત્ર તત્ર વિદ્યાથી હેરાન કરશે એ બીકે ન કહે

પ્ર૦ મત્ર તંત્ર વિદ્યાઓ જે કહે છે તે ખરું હશે ?

ઉ૦ એવું કાંઇ જ નહિ એક ગામમાં એક સાધુએ કહેલુ કે "આટલું મારા કહેવા પ્રમાણે કરો, નહિતર ચકલી બનાવી દઇશ." શ્રાવકો કહે બનાવો તો ખરા, અમારે જોવું છે, તમે કેવીક ચકલી બનાવો છો. આ પ્રમાણે ચકલી બનાવવાનું કહેવા છતાં કાંઈ બન્યું નહિ અને તે ગામ ભણી હવે જવાનું યે બધ થઇ ગયુ.

પ્ર૦ વિદ્યાઓ છે તેમાં કાંઇ શક છે ?

ઉ૦ આપણે તો જૈનદ્રષ્ટિએ એટલું જ સમજીએ કે " જસ ધમ્મે સયામણો " જેનું ધર્મમાં મન છે તેને દેવો પણ નમસ્કાર કરે છે, બાકીનું કાંઇ નહિ ધર્મધ્યાન જોઇએ.

પ્ર૦ તપશ્ચર્યાની પૂર્ણાહુતિ અગર પારણા ઉજવાય છે તે બરાબર છે ?

ઉ૦ તત્ત્વદ્રષ્ટિએ વિચારો કે પારણું એટલે ધર્મધ્યાનનો વધારો કે ઘટાડો. જો વધારો હોય તો તે ઉજવણી બરાબર છે એક ઉપવાસનો વરસીતપ કરતા હોય તેથી આગળ વધી બે ઉપવાસનો કરે તો ધર્મધ્યાનમાં-તપમા વધારો તેની ઉજવણી હોય પણ આ તો સારૂ કરતા હતા તે બધ કરવાનુ તેમા શુ રૂડુ છે ? પછી તો છુટ્ટા મોઢે ખાવાનુ જને ?

પ્ર૦ તો પછી આ વરસીતપના પારણા ઉજવાય છે તેમાં લાભ નહિ ?

ઉ૦ ઉજવણીમાં શું થાય તે તો કહો, આશ્રવખાતુ કે સવરખાતુ ?

પ્ર૦ આશ્રવખાતુ તો ખરૂ, પણ સ્વધર્મી વાત્સલ્ય જમણ થાય, વિગેરેમાં તો લાભ ખરોને ?

ઉ૦ જે જમીને જાય તે બધા જમી જમીને સવર કરણી કરવાના હોય તો તો લાભ ખરો વળી આરંભ સમારંભ તો છે જ- ત્યા આગળ શેનો લાભ છે ? એ તો તમારો એક વહેવાર છે એક ગામમાં એક ભાઇના ઘરમાંથી ઉપવાસ કરેલા તે પ્રસગ ઉપર ગચ્છ કરવાનુ ધાર્યું તે વખતે રસોઇમાં વાલ કરવાના હતા એટલે વાલનુ પાણી જે નીકળ્યુ તે બાજુ પર મૂકી રાખ્યુ. તે વખતે એક વાછડું આવી પી ગયું અને ત્યાને ત્યા મરી ગયું. હવે જુઓ આમાં લાભ થયો કે ખોટ ? જો કે તે દિવસથી તે ગામમા સઘ જમણમાં વાલ ન કરવા એમ નક્કી કર્યું.

પ્ર૦ ગચ્છ કરે તે તો વ્યવહાર ખરો પણ સંવર કરણી કરવાવાળાને અત્તરવારણા પારણા આપે છે તેમાં લાભ ખરો કે નહિ ?

ઉ૦ જેઓ સવર કરણી કરે તેમને અત્તરવારણા કરાવવા તે કરીને સંવરકરણી ધર્મધ્યાન કરે તેનો જરૂર લાભ છે પણ પારણે તેમને શાતા ઉપજે એટલોજ લાભ. માંગરોલમાં થોડીક બ્હેનોએ ભેગા મળી એક મંડળ જેવું કર્યું; એટલે બધાએ ભેગા મળી એક વખત એક રસોડે જમવું અને પછી બધાએ આખો દિવસ ધર્મધ્યાન કરવું. આ પ્રમાણે કરવામાં જેને જે રસોઇ આપવી હોય તેની છુટ, ભલે કોઈ ખીચડી ને છાશ જ કેમ ન આપે આવા સમુહ જમણ ધર્મધ્યાનનો વધારો કરનાર છે.

પ્ર૦ શાસ્ત્રમાં સઘ જમણનો ઉલ્લેખ છે ?

ઉ૦ હા, પણ તે સંવર કરણી કરવા જ. ભગવતીજી સૂત્રમાં શખજી-નો અધિકાર છે તેમાં એજ આવે છે. શ્રાવકો એવો વિચાર કરે છે કે આપણે બધા પહેલા ભેગા મળીને જમીએ અને પછી પૌષધ કરીએ સવરકરણી કરવા માટે પહેલા જમણ કરે અને સાથે બેસીને જમે એટલે અન્યોન્ય કાંઇ વિરોધ અગર કષાય-ભાવ હોય તે શાત થઇ જાય અને પછી સાથે સવરકરણી થાય

પ્ર૦ સંઘ જમણ થાય તેની પાછળ કંઈક ભૂખ્યા, અપંગ, ભીખારી વિગેરે પણ તૃપ્ત થાય તે પુન્યનુ કારણ તો ખરૂં ને ?

ઉ૦ એટલે તેમની તરફ દયા લાવી તમો વધુ રાંધતા હશોને ? અગર તો જે માલ બગડેલો ન હોય અને રહી શકે એવો હોય તે અનુકંપા બુદ્ધિએ આપતા હશોને ? કે પછી જે વધેલુ, એઠું જુઠું-નાખી દેવા જેવું છે અગર જે રાખી શકાય એવું નથી તે આપો ? વિચાર કરી નિર્ણય કરી જોજો

પ્ર૦ લાજે, દાઝે અને ખાજે ત્રણ પ્રકારે ધર્મ થાય તે બરાબર છે ?

ઉ૦ હા, લાજે એટલે શરમાશરમી, એક બીજાની શરમથી કરે દાઝે

એટલે આત્માની દાઝથી કરે અને ખાજે એટલે ખાવાપીવા માટે પણ કરે. આત્માના દાઝે કરનારા થોડા ગમે તે રીતે ધર્મધ્યાનનો વધારો થાય તે ઇચ્છનીય છે.

પ્ર૦ ગ્રહણ હોય તે વખતે પ્રતિક્રમણ થાય ?

ઉ૦ થાય, ગ્રહણને અને પ્રતિક્રમણને કાંઇ લાગે વળગે નહિ. કોઇપણ સંજોગોમા પ્રતિક્રમણ થાય, આવશ્યક ક્રિયાઓને કોઇ પ્રકારની અસઝાય નડે નહિ અને જો ગ્રહણ માની તે વખતે ન કરે અને બીજા વખતે કરે તો ચૌદ અતીચાર માંહેનો અતીચાર લાગે. અમુક સૂત્ર કાલીક કહ્યા છે, અમુક ઉત્કાલીક કહ્યા છે. જ્યારે આવશ્યક સૂત્ર તદ્વ્યતિરિક્ત કહેલ છે, એટલે તે બન્નેથી જુદું. વળી મારવાડમાં એવો રીવાજ કે ગ્રહણ હોય ત્યારે લોકો ધર્મ-ધ્યાનમાં જોડાઈ જાય. અન્ય લોકો પોતાના મત પ્રમાણે કરતા હોય ત્યારે શ્રાવકો ઉપાશ્રયમાં ધર્મકરણી કરવામાં લાગી જાય, આખો ઉપાશ્રય ભરાઇ જાય, આ રીવાજ છે. ધારો કે સાંજના વખતે કોઇ સાધુ કાળ કરે તો તેમને તો સવારે જ કાઢે, તો હવે મડદું પડ્યુ હોય તેથી બીજા સાધુઓને પ્રતિક્રમણ કરવુ કે ન કરવું ? ન કરે તો સાધુપણું ઉડી જાય એમ જૈનશાસ્ત્ર તો કહે છે માટે કરેજ. આ પ્રમાણે ધરતીકંપ વખતે પણ ધર્મ-ધ્યાનમાં જોડાઇ જવું જોઇએ.

પ્ર૦ ધરતીકંપ વખતે તો ખુલ્લા મેદાનમાં દોડી જાય છે તેનું કેમ ?

ઉ૦ જેને વ્રત અવ્રતનો વિવેક હોય તે ઉપદ્રવ વખતે વ્રતમાં જોડાઈ જાય કારણ જો કદાચ મૃત્યુ થાય તો વ્રતમા ગતિ સુધરી જાય. દાહોદમાં અમે હતા તે વખતે ઉપાશ્રયની જોડે વેપારીની દુકાન. તેના ઓટલા ઉપર તેલ વિગેરેના ખાલી ડબ્બા તે ખાલી ડબા ખખડવા લાગ્યા. અમારા ખ્યાલમા કે તે ડબ્બા લઈ જતા હશે તેથી ખખડતા હશે પણ તે વેપારી ભાઇ તો દોડીને ઉપાશ્રયમાં

આવતા રહ્યા અને સામાયિકમાં જોડાઇ ગયા. કહે છે મહારાજ, ધરતીકંપ. અમને તે વખતે ખબર પડી કે ધરતીકંપથી ડબ્બા ખખડેલા. થોડીવારે શાંત થઈ ગયું. પછી વ્રત પુરૂં થયુ ત્યારે તે ભાઇ ગયા.

પ્ર૦ પણ ધરતીકંપ વખતે મકાનમાં રહેવામાં તો સો ટકાનું જોખમ, ખુલ્લામા જ જતું રહેવું જોઇએ તો જ બચાયને ?

ઉ૦ અરે ભાઇ, ધીરજની જરૂર છે. ગમે ત્યાં હો પણ કાળ કાંઇ છોડવાનો છે ? તે વખતની જ વાત છે. સાસુ ને વહુ. બે જણ-માથી સાસુ તે વખતે ચોકમાં–ખુલ્લામાં અને છાપરા નીચે. તે ગામમા વાછટીયા પણ પત્થરના એટલે વાછટીયાનો એક પત્થર છૂટો થઇ પડયો સાસુ ઉપર. સાસુ તો જીવીયાઓ–વવરોવીયા થઈ ગયા. આ બાજુ વહુ છે તે બચીને બહાર દોડી ગયા બહાર ગયા તે વખતે પોતાનું ધાવણું બાળક તે પણ યાદ ન રહ્યુ, પછી તો ઇમારત પડી ત્યાં પીઢીયા વિગેરે પણ પત્થરના. પડયુ તેથી બાળક જીવતુ હશે તેવી તેની માને પણ આશા નહિ ધરતીકંપ બંધ થઇ ગયો તે વખતે બધી શોધ-ખોળ ચાલી અને ઉકેલવા માંડયુ ત્યારે બાળકના પારણા ઉપર બે પથ્થરો સામસામા ગોઠવાએલા આ પ્રમાણે એટલે કે વચ્ચે બાળક તદન સહિસલામત રહેલ, હવે કહો કયાં હોય તે બચે ? પણ ધીરજ કયા છે ? મતલબ વ્રતમાં હોય તેનો ઘણો ફેર. કદાચ મૃત્યુ થાય તો વ્રતમાં ને વ્રતમાં, આરાધક ગણાય અને અવ્રતમા મૃત્યુ થાય તે વખતે કેવા અધ્યવસાય હોય તે જ્ઞાની જાણે

પ્ર૦ અમુક વસ્તુ ખોવાય ત્યારે એમ મનાય છે કે એ ભાગ્યમા નહિ હોવાથી ખોવાઇ તે બરાબર છે ?

ઉ૦ એ તો ખાલી મન મનાવવા પુરતુ છે, બાકી એવુ કાંઇ નહિ. દરેક વખતે નસીબને દોષ દેવાય નહિ

પ્ર૦ ભાગ્યમાં નહિ હોય એમ માનવાથી સંતોષ થાય છે તેનું શું ?

ઉ૦ સંતોષ વસ્તુ જુદી છે અને મન મનાવવું તે પણ જૂદું છે સંતોષથી કર્મ આવતા અટકે છે, જ્યારે મન-મનાવવામાં એવું કાંઇ નહિ, ફક્ત આર્ત-રૌદ્ર ધ્યાન ન થાય તે લાભ.

પ્ર૦ પણ સાહેબ, એવું ખરુંને કે જે કાળે જે જવાનુ તે જવાનુ જ છે તેમાં ફેર પડે નહિ. ક્રમબદ્ધ પર્યાયો કહ્યા છે તે બરાબર છે ?

ઉ૦ તે બરાબર નથી. ક્રમબદ્ધ પર્યાય એ શબ્દ **સોનગઢ પંથ**નો છે, આપણા સિદ્ધાંતમાં તેમ છે નહિ. તેમ માનવાથી તો પુરૂપાર્થ ઉડી જાય, કાંઇ કરવાપણુ રહે જ નહિ માટે પુરૂપાર્થને આગળ કરીને કાર્ય કરવુ

પ્ર૦ તો પછી કોઠીમાં જેવા થર નાખ્યા હોય તે પ્રમાણે નીકળે તેમ કર્મ પણ જે પ્રમાણે કર્યા હોય તે પ્રમાણે ક્રમ પ્રમાણે ઉદય આવે તેમ કહેવાય છે તે બરાબર છે ?

ઉ૦ કોઠીમાં જેવા જેવા પ્રકારના ધાન નાખ્યા હોય તેવા તેવા નીકળે તેમ કર્મ પણ જેવા જેવા કર્યા હોય તેવા તેવા ઉદયમા આવે અને ભોગવવા પડે પણ કર્મમાં એવુ છે કે જેની જે સ્થિતિ હોય તે પરીપક્વ થયે ઉદયમા આવે. કોઈ કર્મનો અબાધા કાળ લાંબા કાળનો હોય તો પહેલા કરેલુ હોય છતા ઉદયમા ન આવે ત્યારે કોઈ કર્મ હમણાનુ બાધેલુ હોય અને અબાધા કાળની સ્થિતિ ટુકી હોય તો તુરતમા જ ઉદયમાં આવે, મતલબ જેવી જેની સ્થિતિ હોય તે પ્રમાણે ઉદયમા આવે.

પ્ર૦ આપણા મતે ક્રમબદ્ધ પર્યાયો ઉદયમાં આવતા નથી તો પર્યાયો કેવા છે ?

ઉ૦ પર્યાયો પલટાયા જ કરે છે અને પર્યાયોને પલટાવી શકાય છે

એક સ્થિતિમાં પર્યાયો રહેતા નથી

પ્ર૦ કોઈના ભાવ વિચારો પલટાય તે પર્યાયો પલટાયા કહેવાય ?

ઉ૦ હા, તે પણ પર્યાયો પલટાયા ગણાય

પ્ર૦ જે કર્મ બાંધેલ હોય તેમા ફેરફાર કરી શકાય ?

ઉ૦ જે કર્મ નિકાચિત છે તેમા ફેરફાર કરી ન શકાય પણ જે શિથિલ હોય તેમા ફેર કરી શકાય. લાંબી સ્થિતિના હોય તેને ટુંકી સ્થિતિના કરી શકાય અને તીવ્ર રસવાળા હોય તે મંદ રસવાળા કરી શકાય જે નિકાચિત હોય તે ભોગવવા જ પડે, કારણ તેમા તીવ્રતા બહુ હોય છે

પ્ર૦ નિકાચિત કર્મ કોને કહેવાય ?

ઉ૦ નિકાચિત કર્મ તે બાંધેલા લાડવા સમાન ગણાય. જયા સુધી ગોળ, ઘી, લોટ જુદા જુદા છે ત્યાં સુધી તેમાંથી જે બનાવવું હોય તે બનાવી શકાય અને ઓછું વસ્તુ પ્રમાણ થઈ શકે પણ જ્યારે ત્રણેને ભેગા કરી લાડવો વાળી દીધો પછી કાંઇ થઈ શકે નહિ, તેમા ફેરફાર થાય નહિ.

પ્ર૦ નિકાચિત કર્મ શાથી બંધાય ?

ઉ૦ મન, વચન, કાયા એ ત્રણેય જોગ ભળે અને કપાયની તીવ્રતા હોય તો નિકાચિત કર્મ બંધાઇ જાય. શ્રેણીક રાજા જયારે શિકાર કરવા ગયા ત્યારે હરણી પર બાણ છોડયુ. બાણ હરણી અને તેમા રહેલા ગર્ભને વીધીને ઝાડ પર ચોંટી ગયુ. આ વખતે ખુબ તાનમા આવી ગયા અને તે વખતે કષાયની તીવ્રતાથી નિકાચિત કર્મ બધાઇ ગયુ.

પ્ર૦ કર્મ બંધનો આધાર શેના ઉપર છે ?

ઉ૦ કર્મ બંધનો આધાર મન, વચન, કાયાના જોગ અને કષાય ઉપર છે અમુક કાર્ય કર્યા પછી અથવા કરતી વખતે જેવો કષાયનો રસ રેડાય તે પર કર્મની તીવ્રતાનો આધાર છે માટે

દરેક કાર્ય કરવામાં કષાયની મંદતા રાખવી. જો તીવ્રતા ન હોય તો તે કર્મ ભોગવવામા આકરૂં ન પડે તેમજ સહેલાઇથી તેમાંથી છુટા થઇ શકાય, મતલબ તે કર્મ બંધનકર્તા ન થાય.

પ્ર૦ જોગ અધીક પ્રમાણમાં કામ કરતા હોય અને કષાય મંદ હોય તો કેવું કર્મ બંધાય ?

ઉ૦ જોગનો સંબંધ કર્મની પ્રકૃતિ અને પ્રદેશ સાથે છે જે કર્મ બધાય છે તે ચાર બોલ પ્રમાણે બંધાય છે પ્રકૃતિ, સ્થિતિ, પ્રદેશ અને અનુભાગ તેમા જોગનો સંબંધ પ્રકૃતિ અને પ્રદેશ સાથે છે અને કષાયનો સંબંધ સ્થિતિ અને અનુભાગ સાથે છે. મતલબ જોગ અધિક ભળેલા હોય તો પ્રદેશ વધારે બંધાય અને જોગ પ્રમાણે પ્રકૃતિ બંધાય અને કષાયની મંદતા. હોય તો પ્રદેશ વધારે છતા તીવ્રતા ઓછી હોય

પ્ર૦ પ્રદેશ વધારે ઓછા બંધાય એટલે શું ?

ઉ૦ સ્થુલ દાખલા તરીકે લઇએ તો અશાતા વેદનીય કર્મના ઉદયથી એક ગુમડું થયું જો કે એક નાનકડી ફોડકી જ છે છતાં ઘણી વેદના પમાડે છે કારણ પ્રદેશ ઓછા છે છતાં તીવ્રતા છે એટલે તે કર્મ એવું છે જેમાં પ્રદેશ થોડા બંધાયા છે પણ કષાયથી તીવ્રતા વધારે છે તેજ પ્રમાણે કોઇ વેદના એવી હોય કે ઘણા પ્રદેશે વ્યાપ્ત હોય પણ દુઃખાવો ઓછો હોય. એક ભાઇ હતા તેને આખા શરીરે રસોળી જેવા-બોરના જેવડા અગર સોપારી જેવડા ગુમડા નીકળ્યા પણ વેદના કાંઇ નહિ દબાય તો પણ દુઃખ નહિ. વેદના ઓછી એટલે તીવ્રતા નહિ પણ પ્રદેશ ઘણા. કષાય ચીકાશ લાવે છે માટે દરેક કાર્ય લુખા પરિણામે કરવું.

પ્ર૦ લુખા પરિણામ એટલે શુ ?

ઉ૦ કર્મ તો દરેકને લાગતા જ રહે છે પણ લુખા એટલે તેમાં રસપૂર્વક-અંતરના રસપૂર્વક નહિ વર્તવું પણ સંસારમાં રહ્યો છુ

અને કરવું પડે છે માટે કરું છું, પણ આ બહુ સારું કરું છું એમ માની ઓતપ્રોત ન થઈ જવું

પ્ર૦ લુખા પરિણામે હિંસા કરે તોપણ નિકાચીત કર્મ ન બંધાય ?

ઉ૦ ચક્રવર્તી ૭ ખડ સાધવા જાય ત્યારે કોઈ જગ્યાએ યુદ્ધ કરવું પડે તો તેમાં હિસા થાય પણ પરિણામ લુખા હોય તો કર્મ બધ શીથીલ થાય અને સ્હેલાઇથી છૂટી શકે ચક્રવર્તી તે ભવમા દિક્ષા લે તો તેજ ભવે બધા કર્મ ખપાવી મુક્તિ પામે.

પ્ર૦ ચક્રવર્તીના લુખા પરિણામ શાથી રહેતા હશે ?

ઉ૦ સમકિતદૃષ્ટિ અગર સાચી સમજણ હોય તેથી રહે તેટલા માટે જ કહ્યુ છે **"સમ્મતદંસી ન કરેઇ પાવં"** આનો અર્થ એવો નથી કે સમકિત દૃષ્ટિ આત્મા પાપ કરેજ નહિ સસારના વ્યવહારમા હોય એટલે પાપ તો કરે પણ તેનુ અતર પાપ કરવામા પ્રફુલ્લીત ન હોય, એટલે આટલી હદ સુધી બતાવ્યું છે

સમકિત દષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાળ;
અંતરથી ન્યારો રહે, જેમ ધાવ ખીલાવે બાળ.

પ્ર૦ ચક્રવર્તી બધા સમકિતિ હોય એવું ખરૂ ?

ઉ૦ ના, એવુ કાંઇ નહિ બધા સમકિતિજ હોય એમ નથી.

પ્ર૦ ચક્રવર્તીની ગતિ કઇ ?

ઉ૦ મોક્ષ અથવા નરક. જો દિક્ષા લે તો મોક્ષ અને દિક્ષા ન લે અને ભોગમાં ચોટયા રહે, ભોગમાથી છૂટે નહિ તો નરક સિવાય ગતિ નહિ

પ્ર૦ વધારેમા વધારે ચક્રવર્તિપણું કેટલી વખત પામે ?

ઉ૦ બે વખત

પ્ર૦ વાસુદેવ-પ્રતિ વાસુદેવ—બન્નેની ગતિ કઈ ?

ઉ૦ બન્ને નરકમા જાય, નિદાન કરેલ હોય તેથી ધારે તો પણ ત્યાગ કરી શકે નહિ.

પ્ર૦ તેમની મહત્તા શી ?

ઉ૦ શલાકા પુરૂષો એટલે પદવી તો ખરીને. એ પદવી કાંઈ સહેલાઇથી પ્રાપ્ત ન થાય. વળી વ્હેલા–મોડા પણ તેમનો છેડો નીકળવાનો અને મોક્ષમાં જવાના.

પ્ર૦ ચક્રવર્તી જન્મે ત્યારે કઇ ગતિમાં જશે તેમ કહી શકાય ?

ઉ૦ ના, પુરૂપાર્થ ઉપર આધાર છે.

પ્ર૦ આપણા પર્યાયોમાં ફેર કરી શકાય ?

ઉ૦ આત્માના જ્ઞાન–દર્શન તો ગમે તે સ્થિતિમાં રહે પણ ચાર ગતિમાં જાય ત્યાં ત્યાં જુદા જુદા પર્યાયો–સ્વરૂપો ધારણ કરે

પ્ર૦ બે મહિનાના ઉપવાસ થાય પણ અણસણ ન ગણાય તેનું શુ કારણ ?

ઉ૦ ઉપવાસમાં પારણું કરવાની આશા છે કે બે મહિના પુરા થશે એટલે પારણું કરશું—એ આશાએ આશાએ ખેચાય છે, જ્યારે ઉપવાસ ન હોય અને અનશન હોય તો જેટલો વખત ચાલે તેટલો ખરો પણ હવે કાંઈ ખોરાક લેવાની આશા નથી. જીવનની આશા છોડી દીધી છે.

પ્ર૦ આયુષ્ય લાબું હોય અને સથારો કરે તો ?

ઉ૦ આયુષ્ય હોય તેટલુ ભોગવવુ જ પડે છે હજુ સુધી કોઇએ એ પ્રમાણે સંથારા કર્યા નથી અને થાય નહિ. ભગવાન મહાવીરે તો તો દીક્ષા લઇને સંથારો જ કરી દીધો હોત તો શુ મોક્ષે જાત ? માટે સથારો તો તેના યોગ્ય સમયેજ થાય કર્મો જે કર્યા હોય તે તો ભોગવવા જ પડે.

પ્ર૦ અત્યારે જેને અનાથ કહેવાય છે તે અનાથ ખરા કે નહિ ?

ઉ૦ ના તે તો પુદ્દગલનું અનાથપણું છે–ખરું અનાથપણુ નથી. કોઇ બીમાર પડે અગર વૃદ્ધાવસ્થા આવે ત્યારે કહેશે શુ કરીએ નિરાધાર છીએ કોઇ ચાકરી કરનાર નથી, એવા

કરનાર નથી, સેવા ચાકરી કરનાર તો પચાસી કરી આપશે, દવા-દારૂની વ્યવસ્થા કરી આપશે, બાદ તો સગવડ સાચવશે. પણ તેમા પડયા પડયા જે કર્મ ઉદયમા આવ્યા છે, તે ભોગવવા તો પોતાને જ પડશે તેજ ખરૂં અનાથપણુ છે કે કોઈ બીજો ભોગવવા આવશે? શુ અનાથી મુનિ જ અનાથ હતા? તમારે તેવા કર્મ ભોગવવા નહિ પડે? ન ભોગવવા હોય તો જ્ઞાનીઓ માર્ગ બતાવે છે તે રસ્તે ચાલો તો અનાથપણુ નહિ આવે.

પ્ર૦ અહિ શા માટે આવવાનુ ?

ઉ૦ નથી મેળવ્યું તે મેળવવા માટે અને જે મેળવ્યુ છે તે સાચવી રાખવા માટે

પ્ર૦ શું નથી મેળવ્યુ? ઘણાએ શુ મેળવવાનું બાકી છે ?

ઉ૦ અનાદિ મિથ્યાત્વ ટાળીને સમ્યકત્વ મેળવવાનું બાકી છે, પણ તે તો તમારા ધ્યાનમાં જ નથી સમ્યકત્વ જ્ઞાન વિગેરે પ્રાપ્ત કરવાનુ છે અને જે પ્રાપ્ત કરેલ છે તે ગુણોમાં દિવસે દિવસે વધારો કરવાનો છે.

પ્ર૦ છતા પણ બધા તે મેળવે છે ?

ઉ૦ ના, કારણ કે તમારે મન એમ છે કે આ શું કામનું છે? ઘેર લઇ જઇશું તો છોકરા રોટલા ભેગા તેનાથી ઓછા થવાના છે, એમ સમજી તમે ઘર સુધી અહિંનું લઈ જતા જ નથી

પ્ર૦ જ્ઞાન પ્રાપ્ત કરવામા ઉદ્યમ કેમ નહિ થતો હોય ?

ઉ૦ અવળી માન્યતા ઘર કરી ગઇ છે. સાધુને માટે બતાવ્યુ છે ગુરૂ જ્યારે જ્ઞાન પ્રાપ્ત કરવાનુ અથવા વધારવાનું કહે ત્યારે અવળા ઉતરે ને શિષ્ય કહે કે, તમો જ્ઞાન પ્રાપ્ત કરવાનું કહો છો પણ અમને જેવા જોઇએ તેવા પાત્ર-પાત્રા મેળવ

સંથારો, ભોજન-પાણી મળી રહે છે તેમજ નવે તત્ત્વો અમે જાણીએ છીએ પછી વધારે જ્ઞાન ભણી મગજ વલોવવાની જરૂર શી? ભણેલા હોય તેય મરે છે અને નહિ ભણેલા પણ મરે છે તો શા માટે માથાકુટ કરવી? આમાં તમારે પણ સમજી લેવાનું છે. જે માને છે કે બધું સુખ સરખાઈ છે પછી શું પ્રયોજન? તેઓ ઉદ્યમ કરતા જ નથી અગર બીજી રીતે તે તરફ લક્ષ નથી-કિંમત નથી.

પ્ર૦ સમયનું માપ કેટલું સૂક્ષ્મ છે?

ઉ૦ અસંખ્યાતા સમય મળે ત્યારે એક શ્વાસોશ્વાસનું બંધારણ થાય શ્વાસોશ્વાસ એટલે બે ઘડીમાં ૩૭૭૩ થાય તે. બે ઘડીમાં આટલા શ્વાસોશ્વાસ તંદુરસ્ત યુવાન મનુષ્યને થાય છે, બાકી બીજાને વધુ ઓછા થાય.

પ્ર૦ સૂત્રના એકેએક શબ્દો બહુ મહત્ત્વવાળા શાથી કહેવાય છે?

ઉ૦ કારણ કે એ કેવલ જ્ઞાનીની વાણી છે. જો છદ્મસ્થની હોય તો તેમાં ભૂલ આવવાનો સંભવ ખરો પણ કેવલ જ્ઞાનીની વાણીમાં ભૂલ હોય નહિ. વળી સૂત્રના એકેએક શબ્દો બહુ જ ગહન અર્થવાળા તથા સંપૂર્ણ છે. જ્ઞાની હતા તે જાણતા હતા કે, પાંચમા આરાના જીવો એવા હુશીયાર થશે કે કેવલ જ્ઞાનીની વાણીમાંથી ભૂલ શોધી કાઢવા પ્રયત્ન કરશે એટલે તેમણે એવી સચોટ વાણી પ્રરૂપી છે કે તેમાંથી કોઇ ભૂલ કાઢી શકે નહિ

પ્ર૦ શ્વાસોશ્વાસનો સબંધ આયુષ્ય સાથે છે?

ઉ૦ હા, શ્વાસોશ્વાસનુ સમય-કાળ સાથે માપ બતાવ્યુ તે ઉપરથી જેટલુ આયુષ્ય હોય તેના હિસાબે શ્વાસોશ્વાસ લેવાના હોય તેટલા શ્વાસોશ્વાસ લઇ રહે એટલે આયુષ્ય પૂર્ણ થાય. માટે શ્વાસોશ્વાસ જેમ ઓછા લેવાય તેમ આયુષ્ય પૂર્ણ ભોગવાય. નહિતર ટુંકામાં ઘણા શ્વાસોશ્વાસ લઇ લે તો વહેલું પુરૂં થઇ જાય.

પ્ર૦ શ્વાસોશ્વાસ કઈ ક્રિયામા વધારે ચાલે અને કઈમા ઓછા ?

ઉ૦ કહ્યુ છે કે.—

"બેઠત બારા, ચલત અઢારા, સુતે વીસ વીસ.
મૈથુન કરતા ચોસઠ ચાલે, એમ કહે જગદીશ"

એટલે જેટલો વખત બેઠા રહો એટલો વખત સુઈ રહો તો વધારે શ્વાસોશ્વાસ ચાલે તે પ્રમાણે ચાલવાથી પણ વધારે ચાલે અને એટલાજ માટે એક ઘોડો બગીચામા બેઠો રહેતો હોય, ત્યા રાખેલો હોય અને એક આખો દિવસ ઘોડાગાડીમાં દોડતો હોય તો જે દોડતો હોય તેનું આયુષ્ય વહેલુ પુરૂ થઇ જાય. સુતા શ્વાસોશ્વાસ વધારેજ ચાલે તે પ્રત્યક્ષ દેખાય છે. એક કુતરો ઉંઘતો હોય ત્યારે કેવી ધમણ ચાલે છે તે સૌ કોઇના જોવામાં આવ્યુ હશે તેજ પ્રમાણે દમ થયો હોય તેઓ ઘણા શ્વાસોશ્વાસ લે છે એટલે આયુષ્ય વહેલું પૂરું થઇ જાય છે માટે ક્રમે ક્રમે જોઈતાજ શ્વાસોશ્વાસ લે તો પૂર્ણ આયુષ્ય ભોગવે

પ્ર૦ તો આ હિસાબે ઉંઘ ઓછી લે તો શ્વાસોશ્વાસ ઓછા તુટે—અને તેથી આયુષ્ય સારૂ ભોગવે એમને ?

ઉ૦ હા, ઉંઘ માટે અમારા ઘરનીજ વાત કહું, જ્ઞાનીઓએ સાધુઓને માટે ટાઇમ ટેબલ બતાવ્યુ છે તેમાં દિવસમાં પહેલા પ્રહરે સજ્ઝાય, બીજે ધ્યાન એટલે જે સજ્ઝાય કરી હોય તેની વાચના, ધ્યાન, ચિંતન વિગેરે અને જો ખાધા વિના ન ચાલી શકતુ હોય તો ત્રીજા પ્રહરે ગોચરી અને ફરી ચોથા પ્રહરે સજ્ઝાય તેજ પ્રમાણે રાત્રીમાં પણ પહેલા પ્રહરે સજ્ઝાય, બીજે ધ્યાન અને જો ઉંઘ લીધા વિના ચાલે તેવું ન હોય તો ત્રીજે નિદ્રા અને ફરી ચોથે સજ્ઝાય. એટલે ફક્ત એક પ્રહરનીજ નિદ્રા લેવાનું કહ્યુ છે, એમ નહિ કે પ્રતિક્રમણ

કરીને લખી તાણવાની. સજ્ઝાય ન કરે અને બહાર દ્રષ્ટિ કરે તો પોતાનું વાંચન ભૂલી જવાય.

પ્ર૦ ખાધા વિના ન ચાલે તોજ ખાવું એનો અર્થ શું ?

ઉ૦ જ્ઞાનીઓએ-કહ્યું છે કે જરૂર પુરતું જ શરીરને આપો. ભારોભાર બધી જ પ્રવૃત્તિ શરીર અર્થે ન કરો. ખોરાક વિના ચાલી શકે તેમ નથી માટે જરૂર પુરતું જ આપો તમો ઉઠીને શું કરતા હશો તે તમો જાણો. ઉઠતાવેંત રસોડા ભણી અગર પાણીયારા ભણી જતા હશો અને લાકડા લઇ ઘસતા હશો, સાફ રાખવા માટે. જ્ઞાની કહે છે, ગમે તેટલું સાફ રાખો પણ તે તો તેના સ્વભાવ પ્રમાણે કાર્ય કરશે જ. અંદરથી બહાર આવે છે, જે માલ ભર્યો છે તે બહાર આવે છે અને દુર્ગંધ મારે છે-બીજાને પણ શ્વાસ ગંધાય છે માટે ગમે તેટલું ઘસો અને સાફસુફ રાખો પણ એ તો એનું એ આ બધી પ્રવૃત્તિ આત્મા માટે હશે કે શરીર માટે ? શરીરને ખમા, ભલે આત્માનું ગમે તે થાય પણ શરીરને ખમા, કહેશે તને કાંઇ ન થવુ જોઇએ; પણ જો જો હો, ખરે વખતે તે કામ નહિ લાગે

પ્ર૦ શરીરને ટકાવવા વખતો-વખત ખાવા-પીવાનું તો આપવુ જ જોઇએ ને ?

ઉ૦ એ તો જરૂર પૂરતુ જ પણ એમ નહિ કે ભારોભાર સવારમા ચા-નાસ્તો વળી પાછા બે કલાક પછી. વળી પાછા બપોરે. સાંજે, રાત્રે એમ ચાલુ ને ચાલુ જ નહિ સાધુને તો જ્ઞાનીઓએ એક વખત ત્રીજા પ્રહરમાં ગોચરી બતાવી છે એટલે આખો દિવસ તેનું તે જ નહિ. પ્રમાણસર જ.

પ્ર૦ જમતી વખતે મૌન રાખે તો કાંઈ લાભ થાય ?

ઉ૦ જમવા બેઠા તે વખતે મૌન રાખે તો એક "વચન" તો રોકાઈ ગયુ વળી કાંઈ વખાણવાનુ કે ઓછું વત્તુ કહેવાનુ રહે નહિ એટલે એ એક જાતનો તપ કહ્યો. ભલે બહાર જાવ ત્યાં તમો

મૌન ( તપ ) ન કરી શકો પણ જમતી વખતે તો કરી શકો તો પણ લાભ છે. કેટલાકને તો પાછું ઉપર લેવા જોઇએ-ખામી રહી ગઈ હોય તો પણ આ બધુ કેટલા વખતનું ? જીભ ઉપર હોય એટલી વાર જ ને ? પછી અંદર ગયુ એટલે ? એજ પાછું ઉલટી થઇ બહાર આવે તો જોઇ લ્યો ભવાડો જોવું પણ ન ગમે, તો પછી શા માટે-તેને માટે આટલુ બધું ?

પ્ર૦ આપે તદુરસ્ત માણસના આટલા શ્વાસોશ્વાસ એમ કહ્યું એટલે તંદુરસ્તી સાથે શ્વાસોશ્વાસને સંબંધ ખરો ?

ઉ૦ જરૂર. તંદુરસ્ત માણસના બે ઘડીમાં ૩૭૭૩ શ્વાસોશ્વાસ થાય પણ રોગીના વધારે થાય. વૈદ્ય યા ડોકટર નાડી પર હાથ મૂકે છે તે પણ ધબકારા જુએ છે એટલે તે પણ શ્વાસોશ્વાસની સાથે સબધ ધરાવનાર જ હશે

પ્ર૦ દુર્ગતિમાં ન જવું હોય તો શું કરવું ?

ઉ૦ તેના સામે દિવાલ ઉભી કરી દ્યો. જે કારણો બતાવ્યા છે તે છોડી દ્યો. નરકને માટે મહા આરંભ, મહા પરિગ્રહ, દારૂ-માસનુ ભક્ષણ અને પચેન્દ્રિયનો વધ. તેનાથી અટકો.

પ્ર૦ મનુષ્યનું આયુષ્ય સખ્યાતું કે અસંખ્યાતું ?

ઉ૦ સંખ્યાતુ અસખ્યાતા કાળનું આયુષ્ય દેવમાં હોય છે તેમજ નરકમા હોય છે

પ્ર૦ જ્ઞાન એ આત્માનો ગુણ શી રીતે મનાય ?

ઉ૦ જ્ઞાન એ આત્માની સાથે જયાં જાય ત્યાં આવે છે, જરાય અળગું થતું નથી, તેમા કોઇ ભાગ પડાવતું નથી, ચોરો ચોરી શકતા નથી, તેના ઉપર સરકારનો કાંઇ પણ ટેક્ષ લાગુ પડતો નથી, તે તો નિરંતર એક ખજાના તરીકે રહે છે. વળી અહિં તેને માટે પૈસો આપવો પડતો નથી છતાં તે લેવાતું નથી, કારણ યાદ રહેતું નથી, કારણ જિજ્ઞાસા નથી

પ્ર૦ કેવળ જ્ઞાનીઓને જવાબ આપવામાં વિચાર કરવો પડે ?

ઉ૦ ના, તેમને તો પ્રત્યક્ષ છે. દેશના આપે અગર જવાબ આપે ત્યારે અંદરથી નીકળ્યા જ કરે. જેમ જ્વાળામુખી પર્વત ફાટે અને અંદરથી નીકળ્યે જ જાય તેમ. જેમ તીડો પેદા થાય છે ત્યારે જમીન ઉપરથી નીકળ્યે જ જાય, ત્યાં કાંઇ વાવ્યા ન હોય પણ નીકળતા જ જાય તેમ અંદરથી નીકળ્યે જ જાય.

પ્ર૦ શાસ્ત્રના જાણકાર હોય છતાં કષાય ન ઘટાડે તો ?

ઉ૦ કષાય ન ઘટાડે તો કર્મ ન ઘટે અને સંસાર ન ઘટે. આનું કારણ મુખ્યત્વે સમજણની ખામી અગર તો સાચા જ્ઞાનનો અભાવ છે. પોપટની માફક ભણી જાય પણ તેનો સાર વિચારે નહિ. જ્યારે ભાઇઓ વચ્ચે અંદરોઅંદર વિખવાદ થાય ત્યારે આવું વિચારવું જોઇએ કે ગમે તેમ તોયે તે મારો ભાઇ છે અને વસ્તુ બધી નાશવંત છે, શા માટે કષાય સેવુ ? સામ સામા ચડે ત્યારે પાછા ન હઠે. અગાઉ પણ આવા બનાવ બનેલા છે. કોણીક અને હુલવિહણનો. આજકાલ પણ બને છે. થોડા વર્ષો અગાઉ સૌરાષ્ટ્રમા બે ભાઈ એક છાપરા માટે કોર્ટે ચડયા. કેસ ચાલુ રહ્યો. બન્ને ભાઈ જીવ્યા ત્યા સુધી ચાલ્યો, બન્ને ગુજરી ગયા, કેસ પણ ઉભો રહ્યો અને ખોરડું અગર છાપરૂ પણ ઉભુ રહ્યું.

પ્ર૦ એકદમ કષાય વધે ત્યારે શાથી અટકાવવો ?

ઉ૦ પાણી પી લેવું અગર મ્હોંમા કાંઇક નાખવું એટલે ખાવા માટે તે ક્રિયામાં જોડાયા તેથી ધ્યાન તેમાં ગયુ અને તેથી કષાય ઓછો થવા સંભવ છે. વળી સાથે બેસીને જમવાથી કષાયની ઉપશાંતતા થાય છે. તે માટે જ સ્વામી વાત્સલ્ય અગર સંઘ જમણની પ્રથા છે. વળી આ ગુણ ઓસવાળ તથા મુસલમાનોમાં હોય છે. બધા બે–ચાર જણા સાથે જમવા

બેસી જાય એટલે કદાચ મન દુઃખ થયુ હોય તો શમી જાય.

પ્ર૦ જે વ્યાખ્યાનમાં સાંભળવામાં આવે છે તે અંદર ઉતરતું કેમ નહિ હોય ? ઉતારવા માટે શું કરવુ ?

ઉ૦ જે સાંભળવામાં આવે તેને વાગોળવાની જરૂર છે. જેમ ગાય, ભેસ, ઘોડા આદિ એક સામટુ અંદર ઉતારી દે, પણ પછી જ્યારે ફુરસદ મળે ત્યારે નિરાંતે બેસી બહાર કાઢે અને વાગોળે, ખુબ ચાવી રસ કરી અંદર ઉતારે, તેજ પ્રમાણે સાંભળેલાનો રસ કરી ઉતારવા માટે જ્ઞાનીઓએ અનુપ્રેક્ષા બતાવી છે. અનુપ્રેક્ષા એ એક પ્રકારની સ્વાધ્યાય છે અને તેમાં કર્મની નિર્જરા મોટા પ્રમાણમા રહેલી છે વાચવું, સાંભળવું તેમા નિર્જરા થાય પણ ખરી અને ન પણ થાય કારણ વાંચવા–સાભળવાના ઘણા કારણો હોય છે. પુછવાના પણ ઘણા કારણો હોય છે

દાખલા તરીકે સામાનુ જ્ઞાન જોવા, કોઈ પુછે તો જવાબ આપવા થાય તે માટે. પર્યટના પણ બીજા કારણે થાય, પણ અનુપ્રેક્ષા તો એકાંત આત્માના માટેજ થાય અને તેમાં નિર્જરા જ થાય અનુપ્રેક્ષા એટલે સાભળેલાનું ચિંતન અને તત્ત્વની ગવેષણા ॥

પ્ર૦ મહાવિદેહ ક્ષેત્રમા જન્મેલા ધર્મી જીવો કેવા ?

ઉ૦ આરાધક હોય તે મહાવિદેહમાં જન્મ લે અને વળી લાંબા આયુષ્ય પામે. વળી દશ બોલની જોગવાઇ પામે અને ત્યાં કેવળી, તીર્થંકરનો જોગ પામે તેથી દિક્ષા લઇ એકાંવતારી થઇ મોક્ષે જાય. જેઓ દેવગતિમા પૂર્વે કમાણી કરીને ગયા છે તેમના કરતા મહાવિદેહમાં ઉત્પન્ન થએલા વહેલા મુક્તિ પામવાના

પ્ર૦ ત્યાં મનુષ્યનુ લાબામાં લાંબુ આયુષ્ય કેટલુ ?

ઉ૦ ૮૪ લાખ પૂર્વનુ એટલે ૭૦૫૬ ક્રોડ વર્ષનું આયુષ્ય. આટલું લાબુ આયુષ્ય પૂર્વના પુન્યથી પમાય છે

પ્ર૦ અત્યારે પાંચમાં આરામાં આવેલા જીવો કેવા ?

ઉ૦ વિરાધક, પૂર્વે જ્ઞાન, દર્શન, ચારિત્રની વિરાધના કરી છે તેથી આ કાળમાં ઉત્પન્ન થયા છે. છતાં હજુ જોઇએ છે સારું પણ સારું કરવું નથી. સારું ક્યાંથી મળવાનું ? સારૂં તો મહાવિદેહમાં જાય તો મળે, બાકી સારું નહિ કરે તો આગળ ઉપર પાંચમાં પછી છઠ્ઠો આરો આવવાનો છે, ભૂલી નહિ જતા.

પ્ર૦ પ્રતિક્રમણ બોલનારને તો પ્રાયઃ ઉપયોગ બોલવામાં રહે પણ સાંભળનારનો ઉપયોગ બીજે જતો રહે માટે બોલનારને વધારે લાભ ને ?

ઉ૦ પ્રતિક્રમણ ખરી રીતે જે જાણતા હોય તે દરેકે પોતાની જાતે જુદું કરવુ જોઇએ, બાકી જે જાણતા ન હોય તેમને એક જણ સંભળાવે ખંભાતમાં રીવાજ એ જ પ્રમાણે છે. દરેક જણ પ્રતિક્રમણ પોતે જાતે કરે, પણ તેમાં જરાય ઘોંઘાટ નહિ, અવાજ નહિ. જે ન જાણતા હોય તેને એક જણ સંભળાવે જાતે પ્રતિક્રમણ કરવામાં ઘણો લાભ છે

પ્ર૦ જાતે પ્રતિક્રમણ કરવાનો હેતુ શું ?

ઉ૦ જાતે કરવામાં જે પ્રતિક્રમણનો ધ્યેય આલોચનાનો છે તે બરાબર થાય, આસ્તે આસ્તે થાય, એમ નહિ કે હવે કયારે પૂરું થાય ને અહિંથી છૂટા થઇએ સંભળાવનારે પણ એવી રીતે સંભળાવવું જોઇએ કે સામાને રસ પેદા થાય. જો પ્રતિક્રમણ સમજીને ભાવપૂર્વક થાય તો ઘણા કર્મ ચકચૂર કરી નાખે. બોલવા માત્રથી પ્રતિક્રમણ ગણાય નહીં. પ્રતિક્રમણ દરેકે જાણી લેવું જોઇએ. જેમને તેની કિંમત સમજાય છે તે મોટી ઉંમરે પણ તૈયાર કરે છે. રેલ–ગાડીનો વખત થયો હોય તો જવા દે, પણ પ્રતિક્રમણ કર્યા વગર ન રહે

પ્ર૦ આપણા સ્થાનકવાસીમાં ચૌદશ પર્વ તીથિ મનાય છે ?

ઉ૦ મારવાડમાં માને છે, બીજે નહિ.

પ્ર૦ આપણા હિસાબે વર્ષના દિવસ કેટલા ?

ઉ૦ ૩૫૪. વર્ષમાં ૭ તીથિ ઘટે. બે મહિને એક. અન્યમાં ૧૮ ઘટાડે છે અને ૧૨ વધારે છે એટલે એ જ થયુ. વ્યાપારમાં પણ ૩૫૪ દિવસનું વર્ષ ગણાય છે અને વ્યાજ પણ એ પ્રમાણે ગણાય છે.

પ્ર૦ પચાંગ કેટલા વર્ષ સુધીનું થયેલુ છે ?

ઉ૦ છેક પાંચમા આરાના છેડા સુધીનું બનાવનારે બનાવ્યું છે.

પ્ર૦ જ્યોતિષ તે પાપ-શાસ્ત્ર ખરૂં ?

ઉ૦ તે તો ચન્દ્ર પન્નતિ. સૂર્ય પન્નતિમાં છે. તેનો દોષ નહિ પણ તેમાં આઘું-પાછું કરે તો દોષ છે.

પ્ર૦ ૨૯ પ્રકારના પાપ સૂત્રો કહ્યા છે તેમાં શું શું આવે ?

ઉ૦ સ્વપ્નશાસ્ત્ર, અંગ ફરકે તે, ભૂકંપ, નક્ષત્ર વિગેરેથી લાભહાની, પાપ સૂત્રોમાં આવે છે

પ્ર૦ કંદમૂળ અચેત હોય તે સાધુને વહોરવામાં વાંધો ખરો ?

ઉ૦ અચેત હોય પણ જે અભક્ષ્ય છે તે અભક્ષ્ય જ કહેવાય.

પ્ર૦ જેઓ સ્થાનકમા ન ઉતરે તે ગૃહસ્થીના મકાનમા ઉતરે તો દોષ નહિ ને ?

ઉ૦ ત્યાં વળી કેટલાય દોષો લાગતા હોય છે. જો કે સ્થાનકમાં ઉતરવામા દોષ નથી પણ ગૃહસ્થના મકાનમાં તો આજુબાજુ ગૃહસ્થો રહેતા હોય અગર ઉપર-નીચે રહેતા હોય ત્યાં ઘણાં દોષો લાગી જાય.

પ્ર૦ જેઓ તીથિને દિવસે શાક કરવા માટે સુકવણી કરી રાખે છે તે બરાબર છે ?

ઉ૦ ના, સુકવણી કરાય જ નહિ.

પ્ર૦ કરે તો શુ દોષ લાગે ?

ઉ૦ એક તો સુકવણી કરવા સામટું મણ-અધમણ લાવે તેજ દોષ અને પછી તેમાં કંથવા પેદા થાય છે તે દોષ. મારવાડમાં

કંદમૂળની પણ સુકવણી થાય છે તે યોગ્ય નથી.

પ્ર૦ લોંકાગચ્છના જતીઓ મુહપત્તિ બાંધે છે?

ઉ૦ ના

પ્ર૦ વહેવારમાં-વ્યાપારમા ધર્મ જાળવાનો નથી તેનું કેમ ?

ઉ૦ ધગશ હોય તો જાળવાય. અગાઉ લડાઈમા જતા ત્યાં પણ સાચવતા. જતી વખતે વ્રત-નિયમ હોય તે યાદ કરી લે, સંથારો સાથે લઈ જાય, સંથારો કરવાની જગ્યા જોઇ રાખે, પ્રત્યાખ્યાન જે કરવા હોય તે કરી લે, શ્રાવક વ્રતધારી હોય તે પહેલો ઘા કરે નહિ કારણ નિરપરાધીને હણવાના પચ્ચખાણ છે. પહેલો ઘા સામો કરે પછી જ પોતે ઘા કરે અને ત્યા સંથારો કરવા જેવુ લાગે તો સથારોય કરી લે જ્યારે પહેલો ઘા ન કરે ત્યારે સામો કહેય ખરો કે ધર્મીના ઢીંગલા આવ્યા છે, ધર્મ કરવો હતો તો ઘેર જ રહેવું હતુ ને, લડાઈમા શું કામ આવ્યા ? પણ તેથી શુ કાંઇ વ્રત છોડાય ? વ્યવહારમા અને વ્યાપારમાં પણ ધર્મ સાચવતા આવુ સાભળવું પડે પણ તેથી શું ?

પ્ર૦ દુનિયાદારીનુ જ્ઞાન તે પણ જ્ઞાન તો કહેવાય ને ?

ઉ૦ ના, ના, જો જો રખે ભૂલતા. અહિં તેની કાંઈ કિમત નથી. અમારે માટે જ્ઞાની હતા તેમણે બતાવ્યુ કે જે જ્ઞાન આત્માનો ઉદ્ધાર કરે તેજ જ્ઞાન માટે તેમાજ દ્રષ્ટિ રાખવી. બહારનુ જ્ઞાન કહેવાય છે તે ખરી રીતે અજ્ઞાન છે તે જ્ઞાનીઓએ સાથોસાથ બતાવ્યુ છે. મતિ જ્ઞાન તેમ મતિ અજ્ઞાન, શ્રુત જ્ઞાન તેમ શ્રુત અજ્ઞાન અને અવધિજ્ઞાન તેમ વિભગ જ્ઞાન જે અજ્ઞાન વિગેરે છે તે ઉંધે રસ્તે દોરનાર છે. આત્માનુ શ્રેય કરનાર નથી અહિં તો જે આત્માને બધનમાંથી છોડાવે તે જ્ઞાનની વાત કરી છે તે જ્ઞાન મેળવવાનો પુરૂપાર્થ કરો, આ તો કેટલીયે વખત મેળવ્યુ પણ રખડપટ્ટી ઉભી રહી

પ્ર૦ કેટલાએક કાયોત્સર્ગ અને કાય કલેષ તપને એકજ ગણાવે છે તે બરાબર છે ?

ઉ૦ ના, તે બન્ને જુદા જુદા તપ છે કાયોત્સર્ગ અભ્યતરમાં આવે છે જ્યારે કાયકલેષ તપ બાહ્યમાં આવે છે

પ્ર૦ તે બન્નેમા શુ ફેર ?

ઉ૦ કાયોત્સર્ગમા વચન અને કાયા બન્ને સંપૂર્ણબંધ છે એટલે તેનાથી આવતુ પાપ તો અટકીજ ગયુ જ્યારે કાયકલેષમાં તો બન્ને ખુલ્લા છે કાયોત્સર્ગમા કાયાને તદ્દન વોસીરાવેલી છે એટલે તેનાથી પાપ લાગે નહિ જ્યારે કાય કલેષમાં કાયાને કલેષ થાય એટલુજ, બાકી બધુ મોકળુ છે

પ્ર૦ કાયા કલેષ કોને કહેવાય ?

ઉ૦ ઇચ્છાપૂર્વક, તપ કરવા, કષ્ટ સહન કરે તે કાયકલેષ એમ નહી કે પરાણે તે પ્રમાણે સહન કરવુ પડ્યુ અને કર્યું. તૃષા લાગી હોય છતા તૃષા સહન કરી પ્રત્યાખાન કરી ચૌવિહાર કરે

પ્ર૦ કાય કલેષમા પ્રત્યાખ્યાન થાય ખરા ?

ઉ૦ કરે તો થાય પણ ખરા

પ્ર૦ સૂર્યની આતાપના લે તે કાય કલેષ તપમાં આવે ?

ઉ૦ હા સૂર્યની આતાપના લે, ટાઢ સહન કરે વિગેરે.

પ્ર૦ અન્ય ધર્મવાળા પણ આવા કષ્ટો સહન કરે છે તે કાય કલેષ તપ કહેવાય ?

ઉ૦ ના, તપ ન કહેવાય. કારણ અણસમજમા, મિથ્યાત્વમાં, અવ્રતમાં કષ્ટ સહન કરે છે આરાધક ન કહેવાય

પ્ર૦ અન્ય ધર્મવાળા પણ આવા કષ્ટો સહન કરીને દેવગતિ પામે ?

ઉ૦ હા પામે. તેમા શુ ? તે પ્રમાણે દેવ તો ભીખારી પણ થાય, સર્પ પણ આઠમા દેવલોક સુધી જાય.

પ્ર૦ સર્પમાં તો કષાય ઘણા હોય, તે પણ જાય ?

ઉ૦ કષાયની મંદતા થાય ત્યારેનો

પ્ર૦ અત્યારે વૈમાનીક દેવમા જનારા કેટલા ?

ઉ૦ બહુ જ થોડા, પહેલે દેવલોકે જવુ પણ મુશ્કેલ છે

પ્ર૦ જેમ દેરાવાસી ભાઇઓમા દિવસ પૌષધ અને રાત્રી પૌષધ કરાય છે તેમ આપણામાં થાય છે ?

ઉ૦ ના, તેને શાસ્ત્ર પ્રમાણે પોષધ કહેવાય નહિ જે અહોરાત્રીનો હોય તે જ પૌષધ કહેવાય બાકી કરે તે સવર કહેવાય જેટલો આશ્રવ રોકે તેટલો લાભ

પ્ર૦ પણ એ પ્રમાણે છૂટછાટ આપવાથી વધારે કરણી થાયને ?

ઉ૦ પણ તેને પૌષધ કહેવાય નહિ છૂટછાટ સારી નથી, કારણ થોડામાંથી વધતુ વધતુ મોટુ થઇ જાય છે. અમુક ગામમા અમો ગયા હતા ત્યા દેરાવાસીઓના પરીચયથી એ પ્રમાણે પૌષધ કરતા હતા પણ જ્યારે સમજાવ્યા ત્યારે પાછુ અસલ પ્રમાણે કરવા લાગ્યા

પ્ર૦ તેમનામાં અમુક અમુક ક્રિયા બહુ કડક થાય છે તે વાત ખરી ?

ઉ૦ અમુક અમુક ગચ્છવાળા તેમના હિસાબે કડક આચાર પાળવાવાળા જોયા છે.

પ્ર૦ અગાઉ સાધુઓ ઉદ્યાનમા જ ઉતરતા કે ઉપાશ્રય જેવા સ્થાનમા પણ ઉતરતા ?

ઉ૦ બન્નેમાં ઉતરતા ઉદ્યાનમા યક્ષના સ્થાનોમા ઉતરતા અને જરૂર પડે તો સ્થાનકમા પણ ઉતરતા

પ્ર૦ સાધુ એવી જગ્યાએ ઉતરે તો ભય ન લાગે ?

ઉ૦ સાધુને ભય હોય નહિ, સાધુ નિર્ભય હોય તેમને કોઇ જાતનો ભય હોય નહિ. આવા સ્થાનકોમા ઉતરવામા ઉલટુ જનતા પર તેની સારી છાપ પડે મસાણ ભૂમિકામા પણ સાધુ રહી શકે અમારે પણ એક વખત એવો પ્રસગ બનેલો ધરમપુર તરફ આવતા સાજ પડી ગઈ અને ગામમા પહોચી ઉતરવાનુ સ્થાન

શોધવાનો વખત હતો નહિ. મસાણની છાપરી હતી. ત્યાં રાત-
વાસો રહ્યા સવારે ઉઠી ગામ તરફ ગયા.

પ્ર૦ મસાણ છાપરી તો ચોતરફ ખુલ્લી હોય ?

ઉ૦ તેનો વાધો નહિ. ફક્ત ઉપર ખુલ્લું ન હોવું જોઇએ, અગાસું
ન હોવુ જોઇએ, છાપરૂં હોવું જોઇએ.

પ્ર૦ વિહાર કરતા રસ્તામા સિહ-વાઘ વિગેરે જંગલી પશુ જોવામા
આવે તો ?

ઉ૦ તો સાગારી સંથારો કરી નાખવો જોઇએ. તે ભયમાંથી પસાર
થઈ ન જવાય ત્યા સુધી

પ્ર૦ ઘણા સાધુઓ શિથિલાચારી થાય છે તેનું શું કારણ ?

ઉ૦ ગૃહસ્થોના તેમજ સ્ત્રીઓના વધારે પડતા પરિચયથી.

પ્ર૦ સાધુઓ કરતા સાધ્વીજીઓ વધારે પવિત્ર રહેવાનો સંભવ ખરો ?
તેમને શિથિલાચારી અગર પતિત થવાનો પ્રસંગ ઓછો બને ?

ઉ૦ એવુ કાંઇ નહિ, પરિચયથી બગડે. જે નવવાડ બતાવી છે તે ન
પાળે તો પતિત્ થતા વાર ન લાગે કહેશે અમારૂં મન મજબૂત
છે પણ જે ઘડીએ પરિચય વધવાથી મન ઢીલુ પડશે તે ઘડીએ
પતિત્ થતા વાર નહિ લાગે.

પ્ર૦ સાધ્વીજીઓને માસીક અટકાવ વખતે વ્યાખ્યાન વંચાય ?

ઉ૦ ના, સૂત્ર-સિદ્ધાંત ન વંચાય બીજા જોડેવાળા વાચે, બાકી
પ્રતિક્રમણ કરાય.

પ્ર૦ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરી હોય અને સ્વપ્ન દોષ અગર સ્ખલન
થાય તો પ્રતિજ્ઞા તૂટે ?

ઉ૦ ના, તૂટે નહિ તેના નિવારણ અર્થે કાયોત્સર્ગ કરવો ઉચિત્ છે.

પ્ર૦ અગાઉના વખતમા સ્ત્રી-પુરુષો જુદા શયનખંડમાં સુતા હતા તે
વાત ખરી ?

ઉ૦ હા, પાઠ છે જ્યારે સ્વપ્ના આવતા ત્યારે પોતાના સ્વામીને

જણાવવા ધીમા પગલે ત્યાં જતા તે ઉપરથી જણાય છે બ્રહ્મચર્ય સાચવવા માટે પૃથક શૈયા, કપડા, બારીકનો ત્યાગ, ખાનપાનમા ભારે ખોરાકનો ત્યાગ વિગેરે નિયમો બતાવેલા છે પૃથક શૈયા તે આર્ય વ્યવહાર છે. અગાઉ ગુરૂ-કુળોમાં વિદ્યાર્થીઓ ભણુતા ત્યા પણ બ્રહ્મચર્ય સચવાનું કારણ ખોરાક વિગેરે પણ સાત્વિક, તામસીક નહિ, બ્રહ્મચર્ય પાળવાને અનુકુળ

પ્ર૦ ગુરૂકુળમાં ભણાવનાર ગૃહસ્થાશ્રમી કે ત્યાગીઓ હતા ?

ઉ૦ ગૃહસ્થાશ્રમી પણ હતા

પ્ર૦ અગાઉ સ્ત્રી શિક્ષણ ઓછું હતુ એ ખરૂં ?

ઉ૦ એમ તો કાંઇજ નહિ, ૬૪ કળાઓ શીખવાતી હતી

પ્ર૦ અગાઉ સહ શિક્ષણ હતુ કે અલગ ?

ઉ૦ અલગ, અલગ

પ્ર૦ સિદ્ધશીલા ઉપર સિદ્ધો કઇ જગ્યાએ હોય છે ?

ઉ૦ દરેક જગ્યાએ, અઢી દ્વિપમાથી જે જગ્યાએથી મોક્ષે ત્યાથી સીધો તેજ જગ્યાએ સિદ્ધ શીલા ઉપર જઈ અટકે કિનારા ઉપરથી સિદ્ધ થાય તો ત્યા કિનારા ઉપર.

પ્ર૦ લોક અને અલોકને અતર કેટલુ ?

ઉ૦ તડકાને અને છાયડાને હોય એટલુ જ, જ્યાં ધર્માસ્તિકાય નથી ત્યાં અલોક છે એટલે ત્યાં સિદ્ધાત્માઓ અટકી ગયા

પ્ર૦ કયું જ્ઞાન પરભવમાં સાથે આવે ?

ઉ૦ લૌકિક જ્ઞાન સાથે આવે નહિ, તે અહિંનું અહિં જ રહે શ્રુત જ્ઞાન જે સૂત્રનુ છે તે સાથે આવે. તેમા પાછા છદો, સ્તોત્રો છે તે નહિ પણ ગણધર મહારાજાએ આપેલુ અહિંથી દેવમા જાય ત્યા પણ સાથે જાય અને ફરી મનુષ્યપણામાં આવે ત્યા પણ સાથે આવે

પ્ર૦ સમકિત એટલે ટુકામા શુ ?

ઉ૦ એમા કાંઈ બહુ ગહનતા ન માનવી કે સમજાય નહિ, જેમ

મોતી લેવા માટે દરીયામાં ડુબકી મારવી પડે છે તેમ નથી. ફક્ત ટુંકાણમાં એટલું કે જે પોતાને ન ગમે તે બીજા પ્રત્યે ન આચરવુ અને સાચા દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધા રાખવી

પ્ર૦ પાચમાં આરાના છેડે મોટા મકાનો હશે તેનું શું થશે ?

ઉ૦ બધાય સાફ. એકેય નહિ રહેવા પામે, પછી ગમે તેટલા પાયા ઉંડા નાખ્યા હશે કે લોખડના ગર્ડર નાખ્યા હશે પણ બધુય પાચમા આરાના છેડે સાફ થવાનુ છે, કાંઈ રહેવાનુ નથી.

પ્ર૦ મિથ્યાત્વ જીવને કયારથી વળગ્યું ?

ઉ૦ અનાદિથી, તેનો છેડો નથી, કેવળજ્ઞાની પણ છૂટી પડયા, તે પણ તેનો છેડો કાઢી શકયા નહિ

પ્ર૦ સમકિત પ્રગટ કયારે થાય ?

ઉ૦ મિથ્યાત્વ હઠે ત્યારે તે જ્યાં સુધી છે ત્યા સુધી આવે નહિ, એમ નહિ કે શીખડમાં જેમ ખટાશ અને ગળપણ બન્ને સાથે રહે છે તેમ સાથે રહે મિથ્યાત્વ હઠે ત્યારે સમકિત આવે ;

પ્ર૦ અનાથપણું કયારે જાય ?

ઉ૦ તે પણ મિથ્યાત્વ હઠે ત્યારે જાય.

પ્ર૦ મિથ્યાત્વને ટાળવા અથવા સમકિત સાચવવા શું કરવું ?

ઉ૦ મિથ્યાત્વીનો પરિચય છોડવો અને સદ્દગુરૂનો સગ કરવો.

પ્ર૦ અસઝાય અષાઢ સુદ ૧૫ ની શાની છે ?

ઉ૦ દેવો આ સમયે નંદિશ્વર દ્વિપે જાય છે એટલે અસઝાયના વખતમા ધર્મધ્યાનમા જોડાએલા રહેવુ જોઇએ જેથી એવો જ આશીવાદ મળે કે ધમધ્યાનમા જ રહીએ અને જો કદાપી આડું અવળુ પાપમા હોઇએ અને દેવો નારાજ થાય તો તેવામાં જ પ્રવૃત્તિ રહેવાનો આશીર્વાદ મળે, માટે ધર્મધ્યાનમા જોડાવું.

પ્ર૦ પણ પેટનુ પુરૂ ન થતુ હોય ત્યા ?

ઉ૦ તો પણ ધર્મધ્યાનમા જોડાવુ જોઇએ પણ આ તમને નહિ ગમે

કારણુ આ વાયદાનો વ્હેપાર છે, રોકડીયો નહિ

પ્ર૦ આધિ, વ્યાધિ, ઉપાધિ શાથી આવે છે ?

ઉ૦ ત્યાગ કર્યો હોતો નથી તેથી ત્યાગ વિના એ જાય નહિ જ્ઞાની હતા તેમણે પણ છોડ્યું. જેટલી પુદ્ગલીક વસ્તુઓ કહેવાય તે બધી છોડી અને આપણને પણ તેજ કહ્યું. વહેલો યા મોડો ત્યાગ કર્યા વિના છૂટકો નથી. નહિતર આ ક્રમ તો ચાલુજ છે. એક સામટુ ન છૂટે તો ક્રમે ક્રમે છોડો. નાણા હોય તો એક-સામટા આપી દો, ન હોય તો કાંધા કરીને ચૂકવી દો, પણ આપ્યા વિના ચાલે તેમ નથી

પ્ર૦ અન્ય ધર્મી ગુરૂઓ આશીર્વાદ આપે છે તેવા આપણા કેમ આપતા નથી ?

ઉ૦ અન્ય ધર્મી ગુરૂઓ તો એવા આશીર્વાદ આપે છે કે આડી, વાડી અને ગાડી તમારી વધો, કાયમ રહો, અખડ સમૃદ્ધિ ભોગવો. આનો અર્થ શું ? એમાં ને એમા આરભ અને પરીગ્રહમાંજ રહો એટલે તેમા ને તેમાં, બહાર નીકળવાનો વખત પણ આવે નહિ.

પ્ર૦ ખમાવવાના કોને ?

ઉ૦ વિરોધીને, જેની સાથે વૈર-વિરોધ થયો હોય તેને. આ તો સ્નેહીને ખમાવે, કકોત્રી લખે, પણ વિરોધીને નહિ. તે તો ભલે રહ્યું કારણુ તે ચારે ગતિમાં ફરવામા મદદ કરનાર છે માટે પ્રેમીને ન ખમાવે તો ચાલે અગર વિરોધીને ખમાવાને ફરી તેનું તેજ ચાલુ કરે તો પણ એજ લોઢુ ને લુહારની જેમ પરિભ્રમણુ ચાલ્યા કરે

પ્ર૦ વખાણુ કોના કરવા ?

ઉ૦ સગા-વહાલા સંબધીના નહિ પણ ગુણી, ધર્મીના ઇંદ્ર મહારાજ ત્યાં બેઠા દેવોની સભામા ધર્મીના વખાણુ કરે છે.

પ્ર૦ દેવો વધારે કે મનુષ્યો ?

ઉ૦ દેવો મનુષ્યો તો સંખ્યાતા–૨૭ આંકમાં આવી જાય તેટલા, જ્યારે દેવો અસંખ્યાતા મનુષ્યોમાયે ધર્મકરણી કરી મુક્તિ પામનાર થોડા કારણ મનુષ્ય ક્ષેત્રમા કર્મ ભુમિમાં આર્યદેશ થોડા અને અનાર્ય દેશ વધારે આર્ય દેશમા પણ આર્ય મનુષ્યો થોડા અને અનાર્ય મનુષ્યો વધારે આર્ય મનુષ્યોમાં પણ આર્ય વૃત્તિવાળા થોડા–આચરણવાળા થોડા, અનાર્ય આચરણ-વાળા વધારે આર્યવૃત્તિવાળામા૰ સમકિત દૃષ્ટિ થોડા, મિથ્યા દૃષ્ટિ વધારે. સમકિત દૃષ્ટિમાં વ્રતિ થોડા, અવ્રતિ વધારે વ્રતિમાં સર્વ વિરતિ થોડા દેશવિરતિ વધારે સર્વ વિરતિમાં પ્રમાદિ થોડા અને અપ્રમાદિ વધારે હવે જેમા દાખલ થવુ હોય તેમા થાવ.

પ્ર૦ જમાના પ્રમાણે પાચમા આરામા ધર્મકરણીમા છૂટ ન લેવાય ?

ઉ૦ ના, જરાક છૂટ લીધી તો તેમાંથી વધારે થવાનુ–એક નાના છિદ્રમાથી મોટુ બાકોરૂ પડવાનુ, પછી તમે ને તમે બૂમો પાડવાના, કે આ આમ વર્તે છે અને આ આમ વર્તે છે પણ પહેલેથી જ જરાય છૂટ ન લેવાય તો વ્રતમા બરાબર રહેવાય. છૂટ લેવાય પછી વ્રત ક્યાથી રહે ? લોચ કરવાનો આકરો લાગે તો કહેશે વાળ કતરાવી નાખો, પગમા રાખો પગરખા, પછી કતાનના કેમ ન હોય શું કંતાન નીચે જીવ આવે તે બચી જતો હશે ? પછી વ્રતમા દોષ લાગે કે નહિ ? થોડામાથી છૂટ વધે માટે છૂટની જરૂર નથી

પ્ર૦ અકસ્માતમા મરે તો તે પ્રમાણે મરવાનુ હોય તો જ અકસ્માત થાય ને ?

ઉ૦ જ્યા મરવાનો ભય હોય છતા દોડીને જાય અને પછી કહીએ કે મરવાનુ હતું–એ નિમિત્તે મરવાનુ હતુ તે તો મન–મનાવવા જેવુ છે

સુરતમા એવો પ્રસગ બનેલો બળેવનો તહેવાર. તાપી નદીમાં હોડીમા સહેલ કરવા માટે પડાપડી. હોડીવાળો ના પાડે, વધારે

માણસો આવે તેને ધક્કા મારીને કાઢે છતાં કેટલાક હોડીવાળાને ધક્કા મારીને અંદર જાય પછી હોડીવાળો શું કરે ? સાંજનો વખત. હોડી ચીક્કાર ભરેલી અધરસ્ત્ય ગયા પછી એક બાજુ નમ્યું ત્યારે માણસો ત્યાંથી ખસી ગયા સામેની બાજુ ભગાયા એટલે તે બાજુ તદ્દન નમ્યું અને થોડીવારમાં આખી હોડી ડૂબી ગઇ. અમો તે વખતે ત્યાં હતા. પ્રતિક્રમણનો વખત હતો તે વખતે ખબર આવ્યા. સો સવાસો જે સંખ્યા હતી તે માહેથી એક પણ બચ્યો નહિ પછી મન મનાવે કે આ નિમિત્તે મરવાનું લખ્યું હશે એટલે મર્યા તેજ પ્રમાણે મોટરમાં, વિમાનમાં ભય ખરો. વિમાનમાં સળગે પછી શું બચવાનો ઉપાય ? એકે અકસ્માતનો ભય નહિ અમને–પગે ચાલનારને.

પ્ર૦ દેવ-દર્શન ખાલી ન જાય એમ કહે છે તે શું ?

ઉ૦ દેવો જ્યારે પ્રગટ થાય અને તેનું દર્શન થાય ત્યારે કાંઇક પ્રાપ્ત થાયજ.

પ્ર૦ બે પ્રતિક્રમણ કયારે કયારે કરવાના હોય ?

ઉ૦ અષાઢ સુદ ૧૫, કાર્તિક સુદ ૧૫, ફાગણ સુદ ૧૫ આ ત્રણ ચૌમાસી પાખીને દિવસે તથા સંવત્સરીને દિવસે દેવસી તથા ચૌમાસી અગર સંવત્સરી પ્રતિક્રમણ કરાય છે

પ્ર૦ બહારગામ જતી વખતે ઘણા મંગલિક સાંભળે છે એનો શું હેતુ હશે ?

ઉ૦ બહારગામ જતી વખતે ધર્મને ઘેર મુકીને જવું ન જોઇએ, પણ સાથે ને સાથે રાખવો જોઇએ પરદેશના કમાવા માટે જાય ત્યાં પણ ધર્મ મુકવો ન જોઇએ એ શરણું કાયમ રાખવું અને કદાચ એવો પ્રસંગ ઉપસ્થિત થાય કે કાં તો ધર્મને મુકી દેવો પડે અગર ધન ગુમાવવું પડે તો ધન જવા દે પણ ધર્મ ન જવા દે તેજ ખરા ધર્મી છે.

પ્ર૦ તે વખતે બીજાનો, કુટુમ્બીઓનો, બૈરા–છોકરાનો પણ વિચાર કરવો જોઇએ ને ?

ઉ૦ જ્યારે ધર્મનો પ્રશ્ન આવે ત્યારે તે બધા સામું જોવાય નહિ, પોતાના આત્મા સામુ જ જોવાય એમ વિચારાય કે આ બધું જ પર છે. આમાં મારૂં કાંઈ નથી. શરીર પણ મારૂં નથી. શરીર જશે તો પણ મારૂ કાંઈ જવાનુ નથી આત્માનો એક પણ પ્રદેશ ખડીત થવાનો નથી સગા–વહાલા તે તો બધા જુગ્મા છે તે તો વળગવાના જ તે તો તમને રાગમાં રગદોળશે જ

પ્ર૦ જૈન ધર્મીઓ દેવો વિગેરેની માન્યતા કેમ કરતા હશે ?

ઉ૦ સમ્યકત્વ નથી તેથી અનાદિ મીથ્યાત્વથી બહાર નીકળવું ન હોય એટલે શું ? દેવો તો શુ મશીદોની માન્યતા પણ કરનારા જૈનો છે અમે કીશનગઢમા બહાર જતા હતા ત્યારે મસીદ પાસે બે જણ વદણા કરવા લાગ્યા તીખુત્તોનો પાઠ બોલ્યા એટલે જાણવામા આવ્યુ કે આપણા હશે ક્યાંના છો પૂછતાં કહે જામનગરના, અહિં બાધા મુકવા આવ્યા છીએ આમાં નીચે કોને જોવુ પડે ? ત્યાં બેઠેલા મુલ્લાએ અમને કહ્યું: " મહારાજ, તમારી કિમત ઘટી ગઇ. હજુ સુધી અમો જાણતા હતા કે જૈનોના ગુરૂઓ ભારે પ્રભાવક અને તેમના અનુયાયી અહિં આવે નહિ પણ હવે જાણવામા આવે છે કે તમારામા કાંઇ નહિ હોય ત્યારે અહિ આવતા હશે ને ?" ખુલ્લુ પડી ગયુ અમારે શુ કહેવાપણુ રહે ?

પ્ર૦ એક ગચ્છ અથવા સપ્રદાયના આપણા સાધુ બીજા સંપ્રદાયના સાધુ સાથે આહાર–પાણી કરી શકે ?

ઉ૦ હા, જરૂર પ્રેમ હોય તો કરી શકે અને કરે પણ છે, એમાં કાંઇ વાંધો નહિ

પ્ર૦ જુદી જુદી જાતના અનાજ–ધાન્યની વિચારો પર કાંઈ અસર જુદી જુદી થતી હશે ?

ઉ૦ નીતિ અને અનીતિના આવેલા પૈસાનો ખોરાક અને વિચારમા જુદી જુદી અસર નીપજાવે પણ ધાન્ય ફેરથી કાંઇ અસર થાય તેવુ અમારા અનુભવવામાં આવ્યું નથી. જેમ લુખો ખોરાક તેમ સારો.

પ્ર૦ સંયમી તપસ્વીને કયો ખોરાક પથ્ય ગણાય ?

ઉ૦ સ્વાનુભવથી અમને તો બાજરીનો રોટલો અને છાશ વિગેરે મળે તે ઉત્તમ જણાય છે આ ખોરાકથી દરેક રીતે સ્વાસ્થ્ય જળવાઈ રહે છે જવનો ખોરાક પણ હલકો છે પણ કેળવીને ખાતા આવડે તો દરેક દેશમાં જુદી જુદી જાતના ખોરાકો ખવાય છે મારવાડમા, સૌરાષ્ટ્રમા, ગુજરાતમા, ખાનદેશમાં, પંજાબમાં જુદો જુદો ખોરાક દેશ પ્રમાણે ખવાય

પ્ર૦ જમતા જમતા એઠા હાથે સાધુને વ્હોરાવાય ?

ઉ૦ ઉપયોગ રાખવો જોઇએ વ્હોરાવવાની વસ્તુ એઠી ન થાય તેનો વિવેક રાખવો જોઇએ મારવાડ બાજુ તો એઠા હાથે વ્હોરાવે જ નહિ, બીજા હાથે જ વ્હોરાવે કારણ જુઠું થઇ જાય તેમ ગણે છે તે બાજૂ આ વિવેક વધારે રખાય છે

પ્ર૦ સામાયિક ખરી કેટલા વખતની ગણાય—૪૮ મીનીટ કે એક કલાકની ?

ઉ૦ સૂત્રમાં કયાંય એક સામાયિક બે સામાયિક પાઠ નથી તે તો પાછળથી થયુ, ત્યાં તો જઘન્ય સામાયિકનો બે ઘડીની અને ઉત્કૃષ્ટ જાવ જીવની એવો પાઠ છે આ સામાયિક એક કલાકનુ અત્યારે કરાય છે તે બરાબર છે

પ્ર૦ સામાયિકનો વખત કયારથી શરૂ થયો ગણાય ?

ઉ૦ સામાયિક બાંધ્યા પછીથી–પહેલેથી નહિ.

પ્ર૦ સામાયિક વિના પ્રતિક્રમણ થાય ?

ઉ૦ ના, ન થાય

પ્ર૦ પ્રતિક્રમણના કાળ સીવાય પ્રતિક્રમણ થાય કે નહિ ? કોઇને મોડો વખત મળે તો થાય કે નહિ ?

ઉ૦ સંજોગોવશાત પા–અર્ધો કલાક મોડુ થાય તે ચાલે પણ કલાક બે કલાક મોડુ ન થાય અને તે પણ રીવાજ ન પાડવો જોઇએ પછી એટલે મોડે ચોવીયારનો પણ કાંઈ અર્થ રહે નહિ

પ્ર૦ પ્રતિક્રમણના પાઠોની સંકલના કોણે કરી હશે ? ગણધરોએ કે પાછળના આચાર્યોએ ?

ઉ૦ આવશ્યક સૂત્ર છે એટલે તે આગમ જિનેશ્વરપ્રણીત ગણાય

પ્ર૦ તો પછી પ્રતિક્રમણમાં ફેરફાર કેમ ?

ઉ૦ પાછળથી ખામણા વિગેરેમા થયા, બાકીમાં નહિ.

પ્ર૦ પ્રતિક્રમણ કરી ચોવિહાર શીવાય બીજા તેવીયાર આદિ પચ્ચખાણ થાય ?

ઉ૦ ના, ન થાય ચૌવિહારનાજ થવા જોઇએ વિધિ પ્રમાણે જ થવુ જોઇએ

પ્ર૦ નાના જીવો માકડ, ચાચડ મચ્છર વિગેરે ઘણા મોટા પ્રમાણમાં મરી જાય છે તેમની દયા કઈ રીતે પાળવી ?

ઉ૦ જો જો આવા જીવોની દયા પાળવી હોય તો પ્રથમ તે જીવોની ઉત્પત્તિજ થવા દેવી ન જોઇએ જો બેદરકારી રાખીએ તો ઉત્પત્તિ થાય પછી આપણે શુ કરવાના હતા ? માટે પ્રથમથી જ સાવચેતી રાખવી જોઇએ આ તો સવારમા ઉઠ્યા, પથારી વાળીને મુકી તે છેક સાંજે પાછો સુવાનો વખત થાય ત્યારે સભાળે એમા પછી થાય શુ ? અને પછી કહેશે કે હવે શુ કરીએ ? મારી નાખતા તો બધાને આવડે અને બચાવતા તો કોઇને જીવદયા પાળનારા જતનાથી તેને દૂર કરે પણ તોયે

શું ? તેને ખોરાકનો વિયોગ પડશે તે ક્યાંથી આપશો ? "ભતપાણુ વોચ્છેએ" એ અનિચાર લાગુ પડશે. અનાજ વિ. મા જે જીવાત પડે તેને તો જીવાતખાને પથરાવી દેવાય એટલે તેને ખોરાકનો વિયોગ નહિ પડે, પણ આવી જીવાતને ખોરાક ક્યાંથી આપશો ?

પ્ર૦ અહિંથી સિદ્ધ ગતિમાં જતા કેટલો વખત લાગે ?

ઉ૦ એક સમયમાં સાત રાજ ઉંચે પહોંચી જાય. અહિંથી જે આત્મા સિદ્ધ ગતિમાં જવાનો હોય તે શરીર છોડી આયુષ્ય પૂર્ણ થયે એક સમયમાં સિદ્ધ ક્ષેત્રમાં પહોંચી જાય છે જો કે સિદ્ધશીલામાં એકેન્દ્રિયપણે ઘણી વખત જીવ ઉત્પન્ન થઇ આવ્યો પણ તેથી કાંઇ અર્થ સર્યો નહિ

પ્ર૦ ધર્મધ્યાન કરવા માટે અનુકુળ સંજોગોની જરૂર ખરી ?

ઉ૦ અત્યારે જે સોનેરી વખત મળ્યો છે તે વધાવી લ્યો એમ જ્ઞાનીઓ કહે છે ભવિષ્યમાં આવી અનુકુળતા પ્રાપ્ત થવી મુશ્કેલ છે. જેમને શરીર તદુરસ્ત હોય, રોટલાનું સાધન હોય, સગા વહાલા હોય એટલે કુટુંબ હોય તેણે શાંતિ ભોગવવા જેવુ છે એટલે ધર્મધ્યાનમા જોડાઈ જવા જેવું છે વધારે શું જોઇએ ? પણ તૃષ્ણા એવી છે કે આમથી-તેમથી ભેગું કરૂં જ્ઞાનીઓ કહે છે કરો ત્યારે. કયારે મૃત્યુનો વખત આવશે તે કહી શકાય તેમ નથી પછી કહેશે ભોગવવાનો વખત આવ્યો ત્યારે ઉપડી ગયા માટે દોડાદોડ છોડી શાંતિ ભોગવવા જેવું છે. ધર્મ-ધ્યાનમાં જોડાય તેને અકસ્માતનો ભય પણ ઓછો. મોટર-ગાડી કે એરોપ્લેનના અકસ્માત ત્યાગ માર્ગમાં જોડાય તેને નડતા નથી જો મળેલો વખત નહિ વધાવી લ્યો તો પસ્તાવો થશે, ત્યારે તિજોરી તરફ નજર જશે, તિજોરી નહિ હોય તો કોઠી તરફ પણ નજર જશે પણ કાંઇ નહિ વળે

અહિં ભેગું કરેલું અહિ જ રહેવાનું છે. કોઈ લઇ ગયા નથી, લઈ જવાના પણ નથી.

પ્ર૦ નગરનો અર્થ શું ?

ઉ૦ જે શહેરમાં કર ન હોય તે નગર કહેવાય. જેટલું જે કમાય તેટલું તેનું, કમાય તે ખાય. તેમાં રાજ્યને કાંઇ લેવા-દેવા નહિ જ્યાં કર ન હોય ત્યાં પ્રજા શાંતિ ભોગવે તે સ્વભાવિક છે. આ તો કહેશે કરથી દબાઈ ગયા પણ તો શા માટે નવી નવી સગવડો માગો છો ? પછી તમારું ગમે તે થાય પણ કર ભરવો જ પડે અને જ્યારે કર ભરવાનો હોય ત્યારે અનુકુળતા હોય અને ન પણ હોય. મતલબ અગાઉના નગરોમાં કોઇપણ જાતનો કર ન હતો એટલે પ્રજા તદન સુખી હતી.

પ્ર૦ કેટલાક કહે છે ધર્મધ્યાન કરવા જઇએ તો પેટમાં નાખવાનું કયાથી લાવીએ તેનું શું ? તે બરાબર છે ?

ઉ૦ આ બરાબર નથી જાણે ભૂખ્યું કોઈ રહેતું જ નથી ભૂખ્યા રહે છે તેમ કહે છે તેને જૈન દર્શન એમ કહે છે જીવ અણાહારી રહેતો જ નથી, ફક્ત શરીરને છોડીને જાય અને બીજે ઉત્પન્ન થાય એટલો વખત વધારેમાં વધારે ત્રણ સમય અણાહારી રહે છે આ તો થઇ તત્ત્વદ્રષ્ટિની વાત. સ્થુલ દ્રષ્ટિએ જો ધર્મ ધ્યાનમાં જોડાય તો તેને રોટલાનો વાંધો આવે નહિ. જો ધર્મને ધક્કો મારશો તો તેને પણ ધક્કો વાગશે, શ્રદ્ધા જરૂર જોઇએ જરૂરીયાત પૂરતું જ મળે તેથી સંતોષ રાખનાર ધર્મ ધ્યાન કરી શકે છે

પ્ર૦ જરૂરીયાત પૂરતું એટલે ?

ઉ૦ જેટલા ખોરાકથી શરીર નભે એટલો જ આપવો જોઇએ તમે જાણો કે શીયાળાના બહુ વસાણા-ઘી ખાઇએ એટલે તંદુરસ્ત રહીએ પણ માદક પદાર્થ એક તો વિકાર વધારે અને બીજું અજીર્ણ થાય તો રોગ ઉત્પન્ન કરે ખવાય થોડો અને તેનાથી

આળસ-પ્રમાદ થાય જ્યારે માપસર ઘી વિગેરે ખાવાથી રોગોની ઉત્પત્તિ ન થાય દરેક ચીજ માપસર ખાવ. દોડાદોડી પણ બહુ ન કરો, ખર્ચ પણ ઓછો થાય.

પ્ર૦ ખરુ ધન કોને કહેવાય ? રોકડને કે વસ્તુને ?

ઉ૦ ખરુ ધન તે ધાન અથવા અનાજ છે. અનાજની કોઠીઓ ભરી હશે તેને વાંધો નહિ આવે જ્યારે સોનું-રૂપુ તે અર્ધું ધન છે, તેના ભાવ વધે-ઘટે. પશુ-ધન ફોશફુશ, ગમે ત્યારે વિણસી જાય-કાગળ ધન થોકડી. ચોપડામાં જે ઉઘરાણી હોય તે ખરે વખતે કામમા આવે નહિ. દેવાદાર તે દે નહિ તો વ્યવહાર ચાલે નહિ માટે તે નકામું ગણાય

પ્ર૦ અત્યારે ચોતરફ ઝઝાવાત કેમ દેખાય છે ?

ઉ૦ ખરા સતો વિનાનો સસાર ભડકે બળતો જ છે. જ્ઞાનીઓ કહે છે કે સંસારમા ચોતરફ ભડકા જ છે, ગમે તે બાજુ જાવ. તીર્થંકર દેવ, ગણધર દેવ, આચાર્ય મહારાજ, પંચ મહાવ્રત-ધારી મુનિ આદિ દુબળા-પાતળાની દયા પાળનારા ન હોય ત્યાં ભડકા જ બળે તેમ સમજવુ

પ્ર૦ અગાઉના શ્રાવકો પાસે આટલા બધા ગોકુળો વિગેરે રિદ્ધિ સિદ્ધિ હતી છતાં અલ્પારંભી અને અલ્પ પરિગ્રહી કેમ કહ્યા ?

ઉ૦ તમારે કેટલુ જોઇએ છે તેનો તમારી પાસે આકડો છે ? કે આટલુ મળે તો સંતોષ એ તો છે નહિ જ્યારે પહેલાના શ્રાવકોને બધી હતી, છે તેનાથી વધારવુ નહિ. એટલામા સતોષ અને તે પણ ચાલ્યુ જાય તો પણ હાય હાય નહિ વખત આવ્યે તે છોડવાની ભાવના જાણે કે આ બધન છે, માટે અલ્પારભી-અલ્પ પરિગ્રહી કહ્યા છે

પ્ર૦ રાત્રિનુ પ્રતિક્રમણ કરવાનો વખત કયો ?

ઉ૦ ૪ા થી શરૂ કરાય અગર છેવટ પાચ વાગે, પાચથી ૭.

પ્ર૦ જેનાથી પોષધ ન થાય તે શું કરે ?

ઉ૦ આખો દિવસ અને રાત્રિ ઉપાશ્રયમા રહે, ઘેર જાય જ નહિ અને જે ખાવુ હોય તે ઘેરથી મંગાવી અહિ જ ખાય. દ્રવ્યમાં સંકોચ કરે આમાં પણ ઘણો લાભ છે.

પ્ર૦ ઘણા એક જ ચુલાનુ ખાવુ એવી બંધી કરે છે તેનાથી શું લાભ ?

ઉ૦ ઘણી ક્રિયા રોકાઇ જાય, ઘણો લાભ થાય, બહુ જ ટુંકું થઈ જાય, બહારનુ કાંઇ ખવાય નહિ

પ્ર૦ તો પછી સગા-વ્હાલાને ત્યા પણ ન જમાય ?

ઉ૦ ના, તે પ્રમાણે એક જ ચુલાની બંધી કરી હોય તો બીજા બધાની ક્રિયા અટકી જાય. અગર એક-બે જેટલાની છૂટી રાખવી હોય તેટલાની છૂટી રાખી બીજાની બંધી કરે, સાધુને પણ કરવી હોય તો આવી ધારણા થાય કે ઘરનુ જ-અમુક ઘરમા જ ગોચરી કરવી, તેટલામા જે મળે તેમાં સંતોષ.

પ્ર૦ એટલે સાધુજી આ પ્રમાણે દિનદિન પ્રત્યે કરે કે અમુક વખત માટે ? અમુક ઘર એટલે ગણત્રીમાં આટલા કે આ અમુકજ ?

ઉ૦ જે પ્રમાણે કરવી હોય તે પ્રમાણે મતલબ તેટલામાંથી જે મળે તેમા સંતોષ

પ્ર૦ પણ અમુક જ ઘરની બંધી કરવાથી રાગ-બંધન અથવા આધાકર્મી વિગેરે દોષ ન લાગે ?

ઉ૦ તે તો ખરૂ, તે દોષો ન લાગે તે જોવું જોઇએ પણ આ તો અભિગ્રહ રુપે કોઈ ન જાણે તેમ બંધી થાય

પ્ર૦ અભિગ્રહ ધારણ કરે છે તે દર વખતે પુરો થાય ખરો ?

ઉ૦ એવુ કાંઈ નહિ ન થાય તો જે પ્રમાણે ધાર્યું હોય તે પ્રમાણે ઉપવાસ વિગેરે તપ થાય

બડાના માસ-ખમણને પારણે સાધુજી પોતે બીજા સા'

સાથે વહોરવા નીકળ્યા તેમાં ગુપ્તપણે એવો અભિગ્રહ ધારણ કરેલો કે શેકેલા ચણાના ફોતરા મળે તો પારણુ કરવુ નહિતર ઉપવાસ. બજારના રસ્તે થઇ નીકળ્યા તે વખતે એક જણ બંધ દુકાનના ઓટલા ઉપર ચણા લઇને અન્દરથી ફોલવા કાઢે ખાવા માટે જુદું કરતો હતો. ગામડાનો હોય કે પછી ગામનો હોય આ પ્રમાણે એક બાજુ ચણાની ઢગલી, એક બાજુ ફોતરાની ઢગલીઓ થએલી. સાધુજી તે વખતે ત્યાં થઇ પસાર થતા જરાક ઉભા રહ્યા નજર કરી ત્યારે પેલો કહે છે શું જૂઓ છો ? ચાલવા માંડોને નજર લાગશે અને જોઇતા હોય તો લો. ત્યાં સાધુજીએ પાત્ર ધર્યું એટલે પેલાએ લઇને ફોતરા ચપટી નાખ્યા આ રીતે અભિગ્રહ પૂરો થયો અને પારણું થયુ

પ્ર૦ અભિગ્રહ પૂરો થયા પછી ગમે તે વસ્તુ વાપરી શકાય ?

ઉ૦ હા, પછી વાપરવાનો વાંધો નહિ.

પ્ર૦ તે ફોતરા પણ વાપરી નાખવાના ?

ઉ૦ હા, વાપરવા જ પડે, નાખી દેવાય નહિ.

પ્ર૦ દશમું વ્રત યથાવિધિ કેમ થાય ?

ઉ૦ દશમાં વ્રતમાં સાધુની માફક ઉઘાડે માથે, અડવા પગે, મુહપતિ સહિત વ્હોરીને વાપરવાનું, એક દિવસ-રાત્રિ ઉપાશ્રયમા રહેવાનુ અને મર્યાદા કરી હોય તે હદ બહાર જવાનું નહિ, તે ઉપરાંત વાપરવાનુ નહિ. ખંભાતમાં આ પ્રમાણે ૫૦-૫૦ જણા કરે છે.

પ્ર૦ વ્હોરવાનુ શેમાં ?

ઉ૦ તપેલી અગર વાસણમાં.

પ્ર૦ દશમા વ્રતમા અન્ય ધર્મીને ત્યાથી વહોરાય ?

ઉ૦ હા, તેમનો ભાવ, પ્રેમ હોય તો વહોરાય. ઘણી વખત તેમને કૌતક જેવુ લાગે છે એટલે આગ્રહ કરી ભાવપૂર્વક વ્હોરાવે છે

પ્ર૦ ઉપાશ્રયમાં જ મીઠાઈ વિગેરે મંગાવી બધા સાથે કરે છે તે કેવું ?

ઉ૦ તે દયા કહેવાય, દશમુ વ્રત કહેવાય નહિ. તેમાં એક તો કંદોઈના ઘરનુ હોય તે માફક આવે અને ન પણ આવે અને આ તો સાદું તેમાં એક જ વસ્તુ, તબીયત બગડવાનો સંભવ. જ્યારે વહોરવામાં પથ્યકારી–જેવું જોઇએ તેવું વહોરી લાવે. દશમાં વ્રતમા વિધિ વહોરીને લાવવાની છે. એક દિવસના સાધુ જીવનનો આ અનુભવ છે

પ્ર૦ બૌદ્ધ મતમાં દરેકને થોડો વખત દિક્ષા લેવી પડે એવું છે તે વાત સાચી ?

ઉ૦ તેમના મતમા જે દાખલ થયા અને બૌધ્ધ ધર્મ જેણે અંગીકાર કર્યો તે બધાને થોડો યા વધારે વખત બૌધ્ધ ધર્મની દિક્ષા પાળવી પડે છે, પછી તે રાજા હોય યા રંક. આપણામાં તો શ્રાવકની અગીયાર પડીમાઓ બતાવી છે તેમા ક્રમે ક્રમે ત્યાગ માર્ગમા અવાય છે

પ્ર૦ શ્રાવકની પડીમાઓ અત્યારે અગીકાર કરી શકાય ?

ઉ૦ હા, જરૂર કરી શકાય અગીકાર કરતા પહેલા રાજાની પરવાનગી લેવી જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે કારણ પડીમાધારી શ્રાવક રસ્તા વચ્ચે નીકળે તો કોઇને સલામ કરે નહિ, વ્રતી હોઇ અવ્રતીને નમે નહિ વળી કોઇ પૂછે કે, તમે સાધુ છો ? તો કહે ના, હુ પડીમાધારી શ્રાવક છું કોઇને ભ્રમમા નાખે નહિ. આ પ્રમાણે અગીયારે પડીમાઓ પૂર્ણ કર્યા બાદ સાધુપણુ લેવું હોય તો લઇ લે અને ગૃહસ્થાશ્રમમાં પાછા આવવું હોય તો પણ આવે તે છતાં ભાગ્યે જ કોઇ પાછુ આવે એવુ અત્યાર સુધી બનતુ આવ્યુ છે, કારણ કે આટલુ પાળ્યા પછી સાધુપણ પાળવુ મુશ્કેલ રહેતુ નથી.

પ્ર૦ પડીમાધારી શ્રાવક ક્યા રહે ?

ઉ૦ પોતાની પૌષધશાળામાં અગર ઉપાશ્રયમાં.

પ્ર૦ તપશ્ચર્યા કરનારને ક્રોધાદિ કષાયની ઉત્પત્તિ વિશેષ થાય તેવું ખરૂ ?

ઉ૦ ના, એવું જરાય નહિ તપશ્ચર્યા તો કષાય ઘટાડવા માટે છે પછી જેની કષાય કરવાની પ્રકૃતિ હશે તે તપશ્ચર્યા નહિ કરે તોપણ કષાય કરવાના જ. આ તો જેઓને તપશ્ચર્યા ન કરવી હોય તે આવા દોષ કાઢે, બાકી તપશ્ચર્યાથી આત્મા સમભાવમા રહે આપઘાત કરનારામા કેટલા ઉપવાસ વિગેરે કરનારાએ આપઘાત કર્યા તે વિચારો–કોઇ નહિ બાકી નહિ કરનારા જ મોટે ભાગે હશે એટલે એવુ કાંઈ નથી

પ્ર૦ તપશ્ચર્યા કરવાનો હેતુ શુ ?

ઉ૦ કર્મક્ષય કરવાનો. તેનાથી ઇંદ્રિયો કાબુમા આવે, ઉન્માદ શમી જાય, કષાય પણ ઘટે અને સતોષ પણ આવે

પ્ર૦ ઉપવાસથી શરીરમાં કમજોરી આવે અને કમજોર આદમી ગુસ્સા બહોત તે વાત ખરી ?

ઉ૦ ગુસ્સો આવે તો ખરો પણ સમજણવાળા હોય તે તેને દબાવે અને અણસમજણવાળા ન દબાવે સમજવાળો હોય તે ગુસ્સાને દબાવે. એક બાઈ અઠમ–અઠમના પારણા કરતી હતી, બહુ જ ટુકી જીવાઇ મળતી તેમા અંધ સાસુ છતાં પણ બહુ જ શાતિ-પૂર્વક કરતી હતી એટલે તપશ્ચર્યાથી થોડામાં નભાવી શકાય.

પ્ર૦ ખરૂં દાન કયુ ?

ઉ૦ દાન દઇને પોતાનો કોઇ પણ જાતનો હક્ક ન રાખે તે ખરું દાન છે, બાકી હક્ક રાખે તે ખરૂં દાન નહિ

પ્ર૦ દાનાંતરાય તૂટે ત્યારે જ દાન દઈ શકાય ને ?

ઉ૦ હા, આપનારની દાનાંતરાય તૂટે અને લેનારની લાભાતરાય તૂટે એટલે દાન આપવાનુ બને. જો લેનારની લાભાંતરાય તૂટી હોય

પણ આપનારની દાનાંતરાય ન તૂટી હોય તો ત્યાંથી દાન ન મળે પણ બીજેથી મળે

પ્ર૦ પોતાના સગા-વહાલાને મદદ કરે તે દાન કહેવાય ?

ઉ૦ તે તો વ્યવહારીક ફરજ ગણાય, તે પણ કરવું જોઇએ.

પ્ર૦ જૈનમા પણ કેટલાક સાધુઓ વાણીયા સિવાયની અન્ય કોમો-માંથી ગોચરી કેમ લેતા નહિ હોય ?

ઉ૦ બાર કુળની ગોચરી કહી છે એટલે લેવાય ખરી, પણ જેઓને એમ હોય કે નહિ ફાવે તો પાછા ગૃહસ્થાશ્રમમાં જવુ છે તેઓ એ બીકે ન લેતા હોય કે ગમે તેમ. જો સાધુ અન્ય કોમમાં ગોચરી ન જાય તો અન્ય કોમ, પાટીદાર વિગરે જે જૈન ધર્મ પાળતા હોય તેનું બારમું વ્રત સચવાય શી રીતે અને તે ધર્મમા ટકે શી રીતે ? એક સાધુ વ્હોરવા જતા નહતા અને તેથી એક પાટીદાર ભાઇએ ધર્મ છોડી દેવાનુ કહ્યુ ત્યારે સાધુ એકદમ ગયા જો કે આપણા સ્થાનકવાસી સાધુ તો બધે ગોચરી કરવા જાય છે

પ્ર૦ જ્યા જૈનોની વસ્તી ન હોય ત્યા આવા નહિ વહોરનારાને મુશ્કેલી પડે ?

ઉ૦ પછી બીજી કાઇક વ્યવસ્થા કરતા હશે એક ગામમાં તો એવો પ્રબધ કે સાધુ આવે એટલે બાધેલા મોદીને ત્યાથી સીધુ લાવી એક બાઇ રસોઈ તૈયાર કરે

પ્ર૦ જ્યા જૈનના સાધુ જાય ત્યા આદર થાય ?

ઉ૦ હા, અન્ય ધર્મીઓમા તો પ્રાયઃ આદર થાય, કારણ તેમના સાધુને ઘણુ જોઇએ, ખર્ચ કરાવે, જ્યારે ત્યાગમાં જૈન સાધુ સોથી વધુ અને ખર્ચ કાઇ નહિ એટલે છાપ પડે

એક ગામમા અમે ગયા હતા એક આપણામાંના માણસે જેણે સાધુ આવ્યાની વાત જાણી હતી તેણે બીજા અન્યધર્મીને

કહ્યું કે, મહારાજ આવ્યા છે, જરૂર આવજો ત્યારે સામા ભાઈએ કહ્યું કે, મહારાજ દેવખતના આવ્યા. 'કેમ કવખતના' એમ પૂછતાં કહે: 'મહારાજ આવ્યા છે, તે ખરડો-બરડો કરવાનો હશે અને અમુક અમુક જે પ્રતિષ્ઠિત હશે તેના નામ ગણાવ્યા તે છે નહિ પછી ક્યાથી થશે?' ત્યારે આપણા ભાઇએ કહ્યું કે, આ મહારાજને ખરડોય નહિ અને સીધું યે નહિ, કાંઇ ન ખપે ફક્ત તૈયાર રોટલા જ. ત્યારે પેલા ભાઈ ખુશ થઈ કહે ત્યારે વાંધો નહિ. રોટલા તો ઘણાય છે, રોટલાનો તો કાંઇ તોટો જ નથી, ભલે આવ્યા.

પ્ર૦ લક્ષ્મી આવતા-જતા વાર નથી લાગતી તેનું શુ કારણ ?

ઉ૦ તે બધું કર્માધીન છે. આવે છે ત્યારે કોઇએ ન કલ્પ્યું હોય તેવી રીતે આવે છે, પણ કોઇ પણ રીતે પુન્ય હોય તો લક્ષ્મી પ્રાપ્ત થાય છે, પછી બહારના સંજોગો કદાચ અનુકુળ ન દેખાતા હોય. જેમ નાળીએરમાં પાણી ભરાય છે તેમ લક્ષ્મી આવે છે. નાળીએર છેક ઉપર હોય ત્યા વગર પાઇપે મૂળમાથી પાણી ચડે છે તે પણ કેટલી બધી કઠણ છાલ, ઉપરની કાચલી તેને ભેદીને પાણી અંદર કઈ રીતે પહોચે તે કલ્પના કરો એટલે લક્ષ્મી મળવાની હોય તો તેવી રીતે મળે. જવાનુ હોય ત્યારે જતું રહેતા વાર ન લાગે. કઇ રીતે જતુ રહે છે તે ખ્યાલ ન પડે સામટુ જતું રહે જેમ કહેવાય છે કે 'હાથી આખા ને આખા કોઠા ખાય અને પુઠેથી નીકળે તે પણ આખા ને આખા.' પણ તે બહાર નીકળે ત્યારે તેમા અંદરના ભાગમાં કાંઇ ન હોય- બધું શોષાઇ ગયુ હોય અને રાખ જ નીકળે માટે જ્ઞાનીઓ કહે છે, બહુ ભેગુ ન કરો, જરૂરીયાત પુરતુ જ મેળવો. આ વસ્તુને માટે ખુબ પરસેવો પાડી ઘણી ભેગી કરી હશે તો જ્યારે છોડવી પડશે ત્યારે બહુ આકરૂં પડશે, માટે જરૂરીયાત પુરતુ જ મેળવો.

પ્ર૦ લક્ષ્મી આવે-જાય ત્યારે હર્ષ-શોક તો થાયને ?

ઉ૦ જ્ઞાનીઓ કહે છે હર્ષ-શોક ન કરો. આવે તોય ઠીક છે, અને ન મળ્યુ તોય ઠીક છે. મધ્યસ્થ પરિણામથી રહો. તેની પાછળ લેવાઇ ન જાવ કારણ જ્યારે ત્યારે તે છોડવાની તો છે જ.

પ્ર૦ મધ્યસ્થભાવે રહે તો શુ થાય ?

ઉ૦ કર્મબંધ ઓછા થાય અને ધર્મધ્યાનમાં જોડાવું હોય તો જોડાઇ શકે, સાગ પ્રમાણુમાં જોડાઇ શકે. જેમ પવન, તે અગ્નિને જીવાડનાર પણ ખરો અને મારનાર પણ ખરો. વધારે પડતો પવન આવે તો અગ્નિને બુઝાવી નાખે, જ્યારે માપસરનો હોય તો અગ્નિને પ્રદિપ્ત રાખે માટે દરેક વસ્તુમાં મધ્યસ્થ પરિણામે માપસર રહો. જેટલું જરૂરી હોય તેટલુ જ મેળવો, તેટલું જ ખાવ.

પ્ર૦ ખાવામા જરૂરી તો લૂખું-સૂકું પણ કહેવાય તો તે જ ખાવુ ?

ઉ૦ મતલબમા જેટલુ શરીરને પોષણ માટે જરૂરી હોય તેટલું જ ખાવું જોઇએ. ભલે ઘી ખાવ તો માપસર. રોટલી ચોપડીને, રસ નીતરતી જેમ કાઠીયાવાડમાં પહેલાં મરણ પ્રસગે લૌકીક આવનારને ખવરાવતા હતા તેમ નહિ. તેવું ભોજન વધારે પડતો વિકાર પેદા કરે, ખવાય ઓછું, ભાર વધારે અને હોજરીને પણ વધારે ઘસારો. જો માપસરનું સાદું ખવાય તો લોહી પણ થાય. રોગ પેદા થાય નહિ અને ખર્ચ પણ ઓછો. શીયાળામાં વસાણા ખવાય છે પણ તેથી ઉન્માદ, વિકાર વધે અને હોજરીને વધારે કષ્ટ પડે. પરિણામે રોગો પેદા થાય

પ્ર૦ બહુ સાત્ત્વિક ન ખાય તો રોગો પેદા ન થાય ?

ઉ૦ સાદુ ભોજન કરનારને વધારે રોગો થાય નહિ. વળી ક્ષય આદિ ઘણા રોગો ચિંતામાંથી ઉત્પન્ન થાય છે. અહિં તો સાદાઇમાં આવો તો ખર્ચ પણ ઓછો, ચિંતા પણ ઓછી. ધર્મધ્યાનમાં

જોડાવ તો શરીરને પણ આરામ અમને કાંઈ આવા રોગો લાગુ પડતાં નથી કારણ ચિંતા નહિ. તમારે ભેગું કરવાની ચિંતા ઘણી. સંયમ એ આરામ છે અને ચિંતામુક્ત કરે છે. ક્ષય થયા પછી નાસીક કે મહાબળેશ્વર હવા ખાવા જાવ તેના કરતાં ધર્મ ધ્યાનમાં જોડાવ તો પુરતો આરામ અને ક્ષય થાય નહિ

પ્ર૦ જ્ઞાની પુરૂષોનો ઉપદેશ શાથી અસર કરે ?

ઉ૦ દુનિયાદારીના લોકો પારકી વાત કરવા ખડે પગે તૈયાર પણ પોતાની આવે ત્યાં જવા દે. જ્યારે જ્ઞાની પહેલા પોતાની વાત કરે. પોતાનુ ઘર સંભાળે અને પછી પારકી વાત કરે એટલે તેમના કહેવાની-ઉપદેશની અસર થાય

પ્ર૦ જાત્રા કોને કહેવાય ?

ઉ૦ તમે માનતા હશો મુસાફરી કરીને જાય-એને જાત્રા કહેવાય. ટુંકામાં જાતને તારે તે જાત્રા, પછી તમારે જે માનવુ હોય તે માનો

પ્ર૦ ગ્રહો નડે છે એમ કહેવાય છે તે ખરૂં છે ?

ઉ૦ કર્મો નડે છે, અને તે ગ્રહોને પણ નડે છે. ગ્રહોને કોણ નડયું તેનો વિચાર કરો. 'શની' એક પગે લંગડો છે, 'શુક્ર' એક આંખે કાણો છે, 'બૃહસ્પતિ' એટલે ગુરૂની સ્ત્રીને કોઈ ઉપાડી ગયુ, આમ શાથી બન્યુ ? તેમને કયા ગ્રહો નડયા ?

પ્ર૦ સંયમ દયા અને અહિંસા દયામા ફેર શુ ?

ઉ૦ અહિંસા દયા એટલે બચાવ કરવો અને સંયમ દયા એટલે રક્ષણ કરવું. પ્રત્યાખ્યાન કર્યા એટલે અહિંસા દયા અને તે પ્રમાણે બરોબર પાલન કર્યું એ સંયમ દયા.

પ્ર૦ દુધને ગરમ ન કરે તો સમૂર્ચ્છિમ જીવની ઉત્પત્તિ થાય છે તે વાત ખરી ?

ઉ૦ ના, એવું એકેય શાસ્ત્રમાં નથી. એમ જણાય છે કે, જેઓને ઠંડા દુધથી વાયુ થતુ હશે એમણે આ માન્યતા ગરમ દુધ લેવા ફેલાવી હોય.

પ્ર૦ ધારણા, પ્રત્યાખ્યાન અને વ્રત પ્રત્યાખ્યાનમાં શું ફેર ?

ઉ૦ ધારણા પ્રત્યાખ્યાન એટલે ત્યાગ કરવાની, વ્રત કરવાની ચોક્કસ ધારણા કરી તેમા ફેર થાય નહિ પછી જ્યારે પ્રત્યાખ્યાન કરે ત્યારે વ્રત પ્રત્યાખ્યાન ધારો કે આજે એવી ધારણા કરી કે, આવતી અષ્ટમીને દિવસે દશમુ વ્રત કરવું છે, કોઈપણ સંજોગોમાં કરવું છે, ફરાય નહિ, એમ નહિ કે મહેમાન આવ્યા છે એટલે નહિ થાય યા તો મહેમાનને અહિં સાથે લાવવા જોઇએ અગર તો ઘેર રાખી પોતે આવવુ જોઇએ તે ધારણા પ્રત્યાખ્યાન છે અને તે દિવસે જે વ્રત કરતી વખતે પ્રત્યાખ્યાન કરે તે વ્રત પ્રત્યાખ્યાન છે

પ્ર૦ ઇટ જેવા શ્રોતા એટલે શુ ?

ઉ૦ ઇટ પાણીમા હોય ત્યા સુધી ભીની લાગે પણ પાણી બહાર કાઢો એટલે કોરી ધાકોર તેજ પ્રમાણે અહિં હોય ત્યારે વૈરાગ્યમા તરબોળ રહે પણ બહાર નીકળ્યા એટલે કોરા.

પ્ર૦ છાશની સાથે કઠોળ ન ખવાય એવો શાસ્ત્રમાં પાઠ છે ?

ઉ૦ ના, એ તો "વિદ્દલ ભતીયાએ" એટલે વાદળને માટે કરેલ ભોજન ન ખપે તેનો અર્થ ઉંધો ઠોકી બેસાડ્યો છે. કઠોળની સાથે છાશ મળે તેમા ક્યાં જીવોની ઉત્પત્તિ હતી ? તેનો નિષેધ કરનારા પણ તે ઉપર તુરત જ છાશ પીએ છે તેનો વાંધો નહિ ?

પ્ર૦ આયંબેલમા અત્યારે જે મીઠુ [પાકુ], સુઠ, મરી વિગેરે વપરાય છે તે બરાબર છે ?

ઉ૦ ના, મોળુ જોઇએ અત્યારે જે આબેલમા બધુ વપરાય છે તે રીતે કરેલ આબેલ ખરી રીતે આબેલ કહેવાય નહિ

પ્ર૦ પણ એટલી છૂટથી આંબિલો વધારે થતા હોય તો ત્યાગ તો ખરો ને ?

ઉ૦ પણ તેને આંબેલ કહેવાય નહિ એકાસણુ કહો તો સારું. પચ્ચખાણુ સામુ જોવુ જોઇએ જે પચ્ચખાણુ લીધા તે પ્રમાણે વ્રત ન કરે તો દુપચ્ચખાણુ છે તે સમજવું જોઇએ. પીજમાં એવી પ્રથા પડી ગઇ હતી કે ચા પીને પણ ઉપવાસ થાય અને તે પ્રમાણે કરતા ચા પીને કરવુ હોય તો તે એકાસણુ કહેવાય અને એકાસણાના પચ્ચખાણુ કરવા જોઇએ નહિ કે ઉપવાસના.

પ્ર૦ ચોસઠ પહોરના પોષા કરે છે તે બરાબર છે ?

ઉ૦ તે પોષા કહેવાય નહિ કારણ પોષામાં જેટલો ત્યાગ બતાવ્યો છે તેટલો કરે તો જ પોષો કહેવાય, છુટ ચાલે નહિ.

પ્ર૦ ત્રણ વખત ઉભરો આવે તે જ પાણી અચેત કહેવાય ?

ઉ૦ ના, એવું કાંઇ નહિ એવું પાણી સ્હેજે મળવું મુશ્કેલ તો તો પછી આધાકર્મી જ આવે. પાણીની કાયા કોમળ છે જે ભાજનમા પાણી ગરમ કરવા મુકયું હોય તેનુ તળીયુ, વચ્ચેનો ભાગ અને ઉપરનો ભાગ ગરમ થાય અને બિંદુ નાખે તે ઉડી જાય એટલે ભાજનનું પાણી અચેત થએલુ માનવુ.

પ્ર૦ જે રવીવારના ૮૧ આંબેલ કરે છે તે તો ફક્ત એક દાણો ગળીને જ કરે છે તે તો યથાવિધિ ગણાયને ?

ઉ૦ પણ તેમાં હેતુ જુદો હોય છે ઐહિક રિદ્ધિ વિગેરે મેળવવાનો હેતુ હોય છે, નિર્જરાનો હેતુ હોતો નથી રવીવારનુ જ થાય તેનો હેતુ બીજો હોય છે, નહિતર રવીવારનુ જ કેમ. બીજા વારનું નહિ ?

પ્ર૦ રાત્રિનુ પ્રતિક્રમણ રાત્રે ત્રણ-ચાર વાગે થાય ?

ઉ૦ ના, એટલુ બધુ વહેલુ થાય નહિ.

પ્ર૦ જે ગામમા આપણા ઉપાશ્રય અગર સ્થાનક ન હોય ત્યા સાધુઓ કયા ઉતરતા હશે ?

ઉ૦ દેરાવાસીના ઉપાશ્રયમાં, અગર ધર્મશાળામાં, અગર કોઇ ગ્રહસ્થના મકાનમાં, પરસાળમાં, દુકાનના મેડા ઉપર, જ્યાં સગવડ હોય ત્યાં ઉતરે છે

પ્ર૦ તપશ્ચર્યાથી જે કર્મો ખપે તે અશુભ જ ખપે કે શુભ પણ ?

ઉ૦ અશુભ કર્મો ખપે. શુભને ઉડાડવા હોય તો ઉડાડી શકાય પણ અશુભ જે ઉદયમાં આવે તે તો ભોગવવા જ પડે. શુભ સન્માર્ગ પ્રતિ દોરે, સારા વિચારો-ભાવનામાં રાખે તે રીતે ખપે.

પ્ર૦ પુન્ય પણ આશ્રવ છે એ વાત બરાબર છે ?

ઉ૦ હા, પુન્ય અને પાપ બન્ને આશ્રવ છે.

પ્ર૦ શ્રાવક-ગ્રહસ્થોથી સૂત્ર-સિદ્ધાંતો વચાય ?

ઉ૦ ખુશીથી વચાય વાચ્યા વિના શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત થાય નહિ અને તે વિના ધર્મના રહસ્યોને જાણે નહિ. શ્રદ્ધા મજબૂત રાખવા માટે તથા પોતાના ધર્મમાં સ્થિર રહેવા માટે તથા વખત આવ્યે અન્યને સમજાવવા માટે સૂત્ર-સિદ્ધાંતોનું જ્ઞાન જરૂરી છે. શાસ્ત્રમાં પાઠ છે. વળી શ્રાવકોએ સૂત્રના અર્થોનો પૂછી પૂછી નિર્ણય કર્યો છે વળી ધર્મનો રંગ હાડહાડની મિંજાએ લાગેલો હોય તેવા શ્રાવકો શાસ્ત્રના જાણપણા વિનાના હોય નહિ માટે સૂત્ર-સિદ્ધાંતનુ જાણપણું બહુ જરૂરી છે.

પ્ર૦ તો પછી જેઓ નિષેધ કરે છે તેમનો શું હેતુ હશે ?

ઉ૦ તેમનુ જે હોય તે ઉઘાડુ પડી જાય માટે નિષેધ કરે.

પ્ર૦ સૂત્ર-સિદ્ધાતો ક્યારે લખાયા ?

ઉ૦ ભગવાન મહાવીર પછી ઘણા વર્ષો સુધી શ્રુત જ્ઞાન મોઢે જ રહ્યું પછી જ્યારે લાગ્યુ કે હવે વિસ્મૃતિ થવા માંડી છે ત્યારે દેવર્ધિગણી ક્ષમાશ્રમણ નામના આચાર્યે બીજા આચાર્યોને ભેગા કરી સિદ્ધાતો લખ્યા છે

પ્ર૦ તે બધા પૂર્ણ છે ?

ઉ० ના, કેટલુય વિચ્છેદ ગયુ છે.

પ્ર० આગળના સૂત્રના ભંડારો ક્યાં ક્યાં છે ?

ઉ० **ખંભાત**, **પાટણ**, જેસલમીર વિગેરે જગ્યાએ છે.

પ્ર० અગાઉના લખાણો પરથી અસલ જૈન ધર્મની પ્રણાલિકાઓ જાણવા મળે તે બરાબર માનવી જોઇએ ને ?

ઉ० એ તો એમ બને કે, હગાણા અગર થોડા વર્ષો અગાઉ જ લખાએલ હોય અને ઘણી જુની તેમાં સાલ નાખી હોય. પોતાના મતનું પ્રતિપાદન કરવા આમ કરે તે બનવાજોગ છે. અત્યારે પણ એવા બનાવટી દસ્તાવેજો બનાવનારા છે કે, જે બહુ જ જુના લાગે. સો-બસો વર્ષ જુના હોય તેવા બનાવી આપે. અત્યારે ઘણી વખત જમીનમાંથી મૂર્તિઓ નવા જેવી નીકળે છે અને કહે ઘણા વખતની જુની ઘણા વખતની જુની જમીનમાં એમ રહે જ નહિ પુદ્ગલના પર્યાયો સમયે સમયે પલટાય છે એટલે ફેર પડે. પણ આ તો અત્યારે જ દાટે અને પછી મહત્તા વધારવા પ્રાચીનતા બતાવે એવું બને

પ્ર० જે સાધુ પડવાઈ અગર પતિત્ થયા હોય તેને વદન થાય ? કરે તો દોષ લાગે ?

ઉ० દોષ તો લાગેસ્તો સમકિતમાં દોષ લાગે. કોઈ આશાએ તેમ કરે તો પણ મિથ્યાત્વનો દોષ લાગે. ન જાણતા હોય તેની વાત જુદી છે પણ જાણવા છતાં જે વંદન કરે તે દોષ તો ખરેજ

પ્ર० અંતરના ભાવથી વંદના ન કરે પણ વ્યવહાર તરીકે કરે તો ?

ઉ० એમાં વ્યવહાર શાનો ? એ પ્રમાણે વદન કરે, માને પૂજે તો પછી સુધરવાનો અવકાશ જ ન રહે અને એ રીતે તે તો પોતાનું ચલાવ્યા કરે. તેથી શ્રદ્ધા ઘણાની ફરી જાય. શાસ્ત્રમાં એવાનો પરિચય પણ ન કરવો તેમ કહ્યું છે,

પ્ર० વ્યંતર દેવો મનુષ્યોને હેરાન કરે તે વાત ખરી ?

ઉ૦ તેમનો કુતુહલી સ્વભાવ છે એટલે કરે પણ તે કાંઈ જયાં ત્યાં હોતા નથી. વ્યંતરોનો સ્વભાવ ટીખળી માણસો જેવો છે. એટલે કર્યા કરે પણ ધર્મધ્યાનમાં જોડાય તો નમી પડે. બાકી દેવોની શક્તિ ઘણી છે, તે ધૂપ, દીપ, ધુમાડાથી પસંદ ન થાય.

પ્ર૦ વ્યંતરોને ખુશ કરે તો કાંઈ મદદ કરી શકે ?

ઉ૦ પોતાના પુન્યના ઉદય હોય તેમ થાય દેવો વધામણીયા છે. જેનુ શુભ થવાનુ હોય તેને વધામણી આપે. બાકી તે કાંઈ આપવા સમર્થ નથી. તેઓ પોતેજ લોભી છે. બીજાનુય લઇ લે, તેમનામાથી આપવા સમર્થ નથી.

પ્ર૦ નરકમાથી જીવ આવ્યો હોય તો શુ થાય ?

ઉ૦ ભય ઘણો હોય બીક બહુ લાગે અને તિર્યંચમાંથી આવ્યો હોય તો ખાઉધરો હોય

પ્ર૦ દીવાના અજવાળે સામાયિક-પ્રતિક્રમણ કરવાનો વાંધો ?

ઉ૦ ના, કોઈ વાધો હોઇ શકે નહિ

પ્ર૦ એક જ વસ્તુ સાધુ ન કરે અને શ્રાવકને કરવાનો ઉપદેશ આપે તે કેટલુ વિચિત્ર ?

ઉ૦ એટલા માટે જ કહ્યુ છે કે જે કહે તેવુ કરે નહિ તેની ઝાઝી કિંમત નહિ જે કહેતા હોય તે પ્રમાણે કરતા હોય તેની જ કિંમત પાપ તે પાપ જ કહેવાય, પછી તે શ્રાવક કરે કે સાધુ કરે શ્રાવક કરે તો પાપ ન લાગે અને સાધુ કરે તો પાપ લાગે એ ન બને.

પ્ર૦ ફાસુક અને એષણીકમા ફેર શુ ?

ઉ૦ ફાસુક એટલે અચેત અને એષણીક એટલે દોષરહિત અચેત હોય પણ દોષવાળી હોય, સુસે હોય તો ન ખપે. તેજ પ્રમાણે અચેત હોય પણ બીજેથી લાવીને આપે તો પણ ન ખપે. એક વસ્તુ એષણીક હોય પણ ફાસુક ન હોય તેમ પણ બને

પ્ર૦ બીજેથી લાવીને આપે તેમાં શું વાંધો ?

ઉ૦ એષણીકની ખબર ન પડે. કયાંથી લાવ્યા, કઇ રીતે હતી તે જાણવામાં ન આવે માટે ન ખપે.

પ્ર૦ કેવળીને ચારિત્ર હોય ?

ઉ૦ કેમ નહિ, આયુષ્ય છે ત્યાં સુધી ચારિત્ર તો છે જ. પહેલે સમયે કર્મ બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે.

પ્ર૦ મૌન સારું કે નહિ ?

ઉ૦ કેવળી વધારે બોલે તેમ સારું અને છદ્મસ્થ ઓછું બોલે તેમ સારૂં.

પ્ર૦ એકી સાથે સંથારા કરનારા એકી સાથે સિદ્ધ થાય ?

ઉ૦ સૌ સૌના આયુષ્ય પ્રમાણે ભોગવીને સિદ્ધ થાય એક સમયે વધુમાં વધુ ૧૦૮ સિદ્ધ થાય, પણ તેવું જવલ્લે જ બને

પ્ર૦ સંથારા કેટલા પ્રકારના ?

ઉ૦ ત્રણ પ્રકારના. (૧) ભક્ત પ્રત્યાખ્યાન–ભોજન પાણીનો ત્યાગ, પછી ગામમાં ફરવુ હોય તો ફરી શકે. (૨) ઇંગિત–મર્યાદા કરી હોય તેટલી જ જગ્યામાં રહેવાનું, (૩) પાદોપગમન–તેમાં તો કાંઇ હલનચલન છે જ નહિ. ફક્ત જે સ્થિતિમાં હોય તે જ સ્થિતિમાં પડયા રહેવાનું.

પ્ર૦ ઘણી વખત એવું બને છે કે, ધાર્મિક ક્રિયાનુષ્ઠાન કરવાનુ ધાર્યું હોય તે વખતે વ્યવહારીક કામો આવી પડે છે અને ધાર્યું થઇ શકતું નથી તો શું કરવું ?

ઉ૦ પચ્ચખાણ કરી લીધા હોય તેને માટે વાંધો આવે નહિ જેમ કે પ્રતિક્રમણ કરતા હોય તેમણે હંમેશ કરવાના પ્રત્યાખ્યાન કરવા જેથી તે વખતે વ્યવહારીક કાર્યો કરવાના હોય છે પણ "પ્રત્યાખ્યાન" કહીએ એટલે વધારે આગ્રહ કરે નહિ અને કરવા માટે છૂટ આપે

પ્ર૦ કેટલાકો એમ કહી નાખે છે કે, જો તમારે કર્યા વિના ચાલે એવું નથી તો પાટે જઇને જ બેસોને તેનું શું ?

ઉ૦ તે કસોટી છે, તેટલુ સહન કરવું જોઇએ.

પ્ર૦ ઉંમરલાયક થયા હોય છતાં વ્યવહારીક કાર્યોથી છૂટી શકાતું નથી તેનું શું કરવુ ?

ઉ૦ શાસ્રમાં એવુ કહ્યું છે કે, અગાઉના ગૃહસ્થો જ્યારે આ પ્રમાણે વ્યવહારના અને વ્યાપારના કામોમાંથી છૂટા થવું હોય ત્યારે પ્રથમ કુટુંબ, સગા-સ્નેહી અને સંબંધી જનોને ભેગા કરતા અને બધાને માટે ભોજન તૈયાર કરી જમાડતા. જમાડી બધાની વચ્ચે બેસીને કહેતા "હવે આજથી હુ બધા વ્યવહારના, વ્યાપારના કાર્યોનો બોજો મારા મોટા પુત્રને સોંપું છું તો જે કાઇ લેણ-દેણ અગર કામકાજ હોય, અગર સલાહ લેવાની હોય તેને માટે એને પૂછજો પુત્રને ભલામણ કરે: આપણી આબરૂ છે તેવી સાચવી રાખજે, બધાની સાથે હું જેવી રીતે વર્તતો હતો તેવી રીતે વર્તજે. મને હવે કોઇ આ બાબતમાં કાઇ પૃછશો નહિ બધો બોજો હવે હું મોટા પુત્રને સોંપું છું. તે બધી ફરજો બરાબર બજાવશે હું જો કે સાધુપણું લેવા અશક્ત હોઈ લઈ શકતો નથી પણ વાનપ્રસ્થ અવસ્થા ગાળવા માગુ છુ તેથી બધા કાર્યોમાથી ફારેગ થાઉંછું" આ પ્રમાણે ભલામણ કરી છૂટા થાય અને નિશ્ચિતપણે ધર્મધ્યાન કરી શકે.

પ્ર૦ એકેન્દ્રિયને મતિ-શ્રુત જ્ઞાન હોય ? બેઇન્દ્રિયને હોય ?

ઉ૦ એકેન્દ્રિયને ન હોય, બેઇન્દ્રિયને હોય

પ્ર૦ એકેન્દ્રિયને ત્રણ કે ચાર લેશ્યા હોય તે વાત ખરી ?

ઉ૦ હા, અપર્યાપ્તાવસ્થામા ચાર હોઈ શકે તે અપેક્ષાએ.

પ્ર૦ કોઇ ગૃહસ્થ ધર્મ બુદ્ધિએ એટલે કર્મમાથી મુક્ત થવા માટે નહિ પણ વ્યવહાર નગીતે-પોતાના કુળદેવ અગર દેવીને-જેમ

સાંસારીક કાર્યો માટે અનેક જાતના આરંભ–સમારંભ કરવા પડે છે તેમ સાંસારિક હેતુ માની ધુપ, દીપ કરે અને પૂજે તો સમ્યક્ત્વમાં દોષ લાગે ?

ઉ૦ આવી રીતે દેવ–દેવીને માનનારમાં સમ્યક્ત્વ હોય જ નહિ.

પ્ર૦ ધર્મમાં નિશ્ચય અને વ્યવહાર બેય કહ્યા છે ને ?

ઉ૦ હા, એટલે વ્યવહાર ધર્મ અને નિશ્ચય ધર્મ.

પ્ર૦ છ છીંડીનો આગાર કહે છે તે શું ?

ઉ૦ તે તો વ્રત ધારણ કરતી વખતે આગાર રાખે છે. જેની શક્તિ ન હોય તે આગાર રાખે અને જેની દૃઢતા વધારે હોય તે ન પણ રાખે. જેમ કે કાર્તિક શેઠે આગાર રાખ્યો હતો જ્યારે અર્ણક શ્રાવકે આગાર નહોતો રાખ્યો, ગમે તેમ થાય, એટલે તે દૃઢતા પર આધાર રાખે છે.

પ્ર૦ દવા લેવાથી રોગ જાય તે વાત ખરી ?

ઉ૦ દવા આશ્વાસનરૂપ છે, એટલે જે લે તેને દવાથી રોગ મટયો તેમ કહેવાય પણ દવા ન લે તોયે રોગ તો તેની સ્થીતિ પૂરી થયે મટી જાય, દૃઢતા હોય તે દવા ન લે

પ્ર૦ ખાવાથી ક્ષુધાવેદનીય શાંત થાય અગર મટે ?

ઉ૦ ખાધું તે થીગડારૂપ છે, પાછું ચાર કલાક પછી એનું એ

પ્ર૦ તો પછી પુરૂપાર્થનું ફળ શુ ?

ઉ૦ પુરૂપાર્થ બે પ્રકારના. સાંસારિક વિષયો માટે કરેલો પુરૂપાર્થ પૂરો થાય જ નહિ, અધુરો અને અધુરો. ગમે તેટલો કરો પણ તે સંપૂર્ણ થાય નહિ જ્યારે ત્યાગ માર્ગમાં જેટલો પુરૂપાર્થ કરો તે તેના પુરતું ફળ આપે, સફળ ગણાય.

પ્ર૦ સશક્ત અવસ્થામાં સંથારો થાય ?

ઉ૦ હા, દૃટતા હોય તો થઇ શકે, ના થાય તેમ કહેવાય નહિ. અમદાવાદમાં બે સંથારા થોડા વર્ષો અગાઉ જ થયા છે એક

**શ્રી છગનલાલજી મહારાજે** 'પાના ઝવેર'ના ઉપાશ્રયે કરેલો તે લગભગ ૪૨ દિવસ ચાલ્યો હતો અને બીજો સરસપુરમાં એક **શ્રાવકે** કરેલો. બન્નેને બરાબર થયા હતા, માટે શરીર સારૂં હોય ત્યારે સંથારો ન થાય અગર ન કરી શકાય તેમ ન કહી શકાય.

પ્ર૦ એક જાણકાર દયા ધર્મ જાણનાર હિંસા કરે અને એક જંગલ-વાસી ધર્મ નહિ જાણનાર કરે તેમાં ફેર ખરો ?

ઉ૦ તેમાં બે વાત છે. જાણકાર હોય તે ગુન્હો, દોષ, અગર તો પાપ કર્યા પછી તેનો ઉપાય કરી શકે, વાળી શકે, નિવારણ કરી શકે. ધાનેરામાં એક ગોરજી હતા પોતે રસોઇ કરવા એક બાઈ રાખેલી વાતવાતમા તે બાઇએ કાંઇક આકરા શબ્દો કહ્યા તેથી ભાઇને ગુસ્સો ચઢયેં કે, આવું અપમાન સહન કરવું અને સાભળવુ તેના કરતાં મરી જવું સારું આવો વિચાર કરી સોમલ જે દવા માટે રાખેલું હશે તે પીધુ. પણ પીધા પછી વિચાર આવ્યો કે, બાઈ તો મારી પગારદાર, ન ફાવે તો હુ રજા આપુ, બીજી રાખું. તેમા મારે જીદગી શા માટે ગુમાવવી ? આવો વિચાર આવ્યો અને ફરી સોમલની અસર દૂર કરવાની દવા લઇ લીધી એટલે બચી ગયા જો જાણકાર હતા તો બચી ગયા પણ જાણકાર ન હોત તો ન બચત કહેવાની મતલબ એમ છે કે, જો જાણકાર હોય તો ધારે તો તેનુ નિવારણ કરી શકે બાકી જાણી જોઇને જ પાપ કરે છે તેનુ ફળ વધારે છે. કોર્ટમાં પણ એની ડબલ સજા થાય છે. જાણકાર જે ગુન્હો કરે તેમાં ધીઠ્ઠાઇના પરિણામ રહે છે. અજાણ્યા જ ગુન્હો થઈ જાય તેમાં જો એવો ભાવ હોય કે, ભૂલથી થઇ ગયુ તો તેનો દોષ ઓછો પણ અજ્ઞાન એ દોષ છે અજ્ઞાન પોતે જ દોષ છે એટલે અજાણપણે કરે છતાં પાપ

ન લાગે એવું કહી ન શકાય. તારતમ્યતા ભાવ પર આધાર રાખે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, એક જ દોષ આચાર્ય કરે અને નવદિક્ષિત કરે તો ગુન્હો એક જ જાતનો હોવા છતાં પણ પ્રાયશ્ચિતમાં ફેર. આચાર્યને વધારે, નવદિક્ષીતને ઓછું

પ્ર૦ ભગવાન મહાવીર જાણતા હતા કે, રોગ હવે મટવાનો છે છતાં પણ રેવતીને ત્યાં સાધુને મોકલી બીજોરાપાક કેમ મંગાવ્યો? ઉપાય કેમ કર્યો ?

ઉ૦ બીજા સાધુઓના મનની શાંતિ કરવા માટે તીર્થંકર ભગવાન પરમ કરૂણાના સાગર છે શિષ્ય સમુદાય જે ભગવાનને માટે બહુ દુઃખી થતો હતો તેમને શાંત કરવા, સમાધાન કરવા ઉપાય કર્યો, કેવળી તીર્થંકર પણ શુદ્ધ વ્યવહાર પાળે, લોપ ન કરે.

પ્ર૦ કેટલાક સાધુઓ બીજા સંપ્રદાયના સાધુઓ સાથે કેમ ઉતરતા નથી ?

ઉ૦ તેઓ એમ માને છે કે એમ કરવાથી અમારું ચારિત્ર જાય પણ વાસ્તવિક રીતે તેવુ બનતુ નથી. આ માન્યતા મારવાડમા છે.

પ્ર૦ જેઓ પહેલા વ્યસની અને રંગરાગવાળા હોય તે દિક્ષા લે તો પાળે ખરા ?

ઉ૦ પાળે પણ ખરા, ખંભાતના એક નાટકમા કામ કરનારે મારવાડી સાધુ પાસે દિક્ષા લીધી હતી અને પાળી. હજુ પણ હશે

પ્ર૦ પુત્ર વિગેરે ભાગી જાય તેવું દુઃખ શાથી પડતુ હશે ?

ઉ૦ પૂર્વે કોઇને વિયોગ પડાવ્યા હોય તો પડે

પ્ર૦ જ્યોતિષ-મુહુરત વિગેરે જોવડાવે છે તે ખરું પડે ?

ઉ૦ પુન્ય હોય-નશીબ હોય તો ખરું પડે, નહિતર નહિ.

પ્ર૦ ભૂત-પ્રેતના વ્હેમ શાથી ઠસી જતા હશે ?

ઉ૦ એવી વાતો સાંભળવાથી તથા વાંચવાથી તે મગજ પર ઠસી જાય છે

પ્ર૦ જાતિવાન હોય તે દિક્ષા સારી પાળે એવું ખરું ?

ઉ૦ એવુ નિશ્ચયથી કહ્યુય નહિ

પ્ર૦ વા મો શાહે આપણા સમાજમાં સારૂ કાર્ય કર્યું હતું ?

ઉ૦ તેમની કલમ સ્વતત્ર હતી તેમને કોઇના પર આધાર રાખવો પડતો નહતો તેમજ તે કોઇની શેહમાં તણાય તેવા નહતા.

પ્ર૦ જેઓ પ્રખ્યાતિમા આવે છે તેમને પતિત્ થવાનો સંભવ વધારે રહે છે તે ખરું ?

ઉ૦ હા, મોટા ભાગે બન્યુ છે એવુ

પ્ર૦ એમ શાથી બનતું હશે ?

ઉ૦ પ્રખ્યાતિમા આવે એટલે પરીચય વધે અને પરીચય વધવાથી પતિત્ થતા વાર ન લાગે

પ્ર૦ ચરોતરમા વાણીયાની વસ્તી ખરી ?

ઉ૦ બહુ જ થોડી, જૈનધર્મી ઘણા ખરા પાટીદારો. વ્હેપારી પણ એ.

પ્ર૦ રસ્તા વચ્ચે ઉતાર મુકી જાય છે તે વળગે ખરો ?

ઉ૦ તમે જ વિચારો. તે મુકેલી વસ્તુ કોણ લઇ જાય ? ઢેઢ ભંગી અથવા બકરા વિગેરે ખાઇ જાય છે પછી તેમને વળગે છે ?

પ્ર૦ જ્ઞાન જાણતો હોય પણ વર્તન ન હોય, ચારિત્રના ઠેકાણા ન હોય તો તે દેશથી આરાધક ગણાય ?

ઉ૦ જ્ઞાન પુરતો આરાધક ગણાય. જાણતો હોય તે કોઈ દિવસ કામમા આવે જ્ઞાન–દર્શન–ચારિત્રમાં જ્ઞાનનો જ આરાધક ગણાય–બાકીનો નહિ.

પ્ર૦ સૂત્રના દેવતા કોને કહેવાય ?

ઉ૦ સમ્યકદૃષ્ટિ દેવો જે સૂત્રના પ્રેમી હોય તેને સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવો વિગેરે.

પ્ર૦ અત્યારે ઓપરેશન–શસ્ત્રક્રિયા છે તેવી પહેલા હતી ?
હા, શાસ્ત્રમા આવે છે.

પ્ર૦ કુંભારનો ધંધો આર્ય કહેવાય ?

ઉ૦ હા, તેને ત્યાં સાધુ વહોરવા પણ જાય. શકડાલ કુભાર પ્રભુનો ભક્ત હતો. કુંભારની જગ્યામાં સાધુઓ ઉતરતા પણ ખરા.

પ્ર૦ સાધુ ગમે ત્યાંથી આહાર લઇ શકે ?

ઉ૦ ના ગમે ત્યાંથી નહિ, બાર કૂળ કહ્યા છે ત્યાંથી. જ્યાં તિરસ્કાર ન થતો હોય ત્યાંથી.

પ્ર૦ એમાં ઉચ્ચ નીચ બધા આવી જાય ?

ઉ૦ હા, રબારી, ભરવાડ, કુંભાર, ગરાસીયા, રજપુત કાઠી વિગેરેને ત્યાંથી લેવાય. ઠાકરડા કોળી, ગોલાને ત્યાંથી ન લેવાય.

પ્ર૦ એવા માંસાહારીમાં કોઇ ઉત્તમ હોય અને આપણો ધર્મ પાળતો હોય તો ?

ઉ૦ તોપણ ન લેવાય. લોકમાં નિંદનીક ગણાય. વાણીયા–બ્રાહ્મણમાં માંસાહારી હોય છે પણ તેને ત્યાં જાય તો કોઇ આંગળી ચીંધે નહિ. અત્યારે તો વાણીયામાં પણ એવા પ્રાયશ્ચિત લેવા આવે છે. ઠક્કર–લુહાણાને ત્યાંથી વહોરાય પણ ઠક્કર–ખોજાને ત્યાંથી નહિ. કેટલાક નામો પણ સરખા આવે છે

પ્ર૦ નામનો નામ–કર્મ સાથે સંબંધ ખરો ?

ઉ૦ હા

પ્ર૦ દેવલોકમાં નામ હોય ? કેવા હોય ?

ઉ૦ અહિંના હોય તે જ નામ દેવલોકમાં હોય છે. વિમાનના નામ જુદા.

પ્ર૦ દેવતાઓ ઘણા લાંબા ગાળે આહાર કરે છે તો તેમને ઇચ્છા જ નહિ થતી હોય કે સુખમાં ભૂલી જતા હશે ?

ઉ૦ ઇચ્છા જ નહિ. દેવલોકની વસ્તુ તેમના ભોગવટામાં બધી આવે

નહિ, છતા મમત્વ છૂટે નહિ, છોડી શકે નહિ.

પ્ર૦ સાધુ-મુનિરાજને પહેલેથી વ્હોરી લાવી એક જગ્યાએ આહાર કરવાનો રીવાજ છે કે પહેલા ગૃહસ્થને ત્યાં આહાર લેતા ?

ઉ૦ ના, તીર્થંકર સિવાય એ પ્રમાણે ત્યાજ આહાર કરે નહિ. આજના રીવાજ પ્રમાણે પહેલેથી રીવાજ છે જીનકલ્પીને પણ નહિ

પ્ર૦ જીનકલ્પી સાધુ વસ્ત્ર-પાત્ર રાખે ?

ઉ૦ એક વસ્ત્ર ને એક પાત્ર રાખે, તેનાથી બધું કાર્ય કરવાનું

પ્ર૦ અત્યારે જીનકલ્પી હોય ?

ઉ૦ ના, ત્રીજા-ચોથા આરામા હોય

પ્ર૦ તીર્થંકર દેવ ક્યારે દેશના આપે ?

ઉ૦ જ્યારે જ્યારે પર્ષદા ભેગી થાય ત્યારે ત્યારે, નિયમ નહિ.

પ્ર૦ સમવસરણની રચના દેવો કરે તે વાત ખરી ?

ઉ૦ તો પછી તેમનો અતિશય ક્યાં રહ્યો ? તે તો સહાયની જરૂર પડી ગણાય તેમા બે મત છે સમોસરણની વાત શાસ્ત્રમાં નથી, ગ્રન્થમા છે

પ્ર૦ ભગવાન દેશના આપે તે સૌ સૌની ભાષામાં સાભળે ?

ઉ૦ હા, ભગવાન અર્ધમાગધીમાં ઉપદેશ આપે તે સૌ સૌની ભાષામા સમજી જાય.

પ્ર૦ અર્ધમાગધી એટલે શુ ?

ઉ૦ અર્ધી મગધ દેશની અને અર્ધી બધા દેશોની

પ્ર૦ દુર બેઠેલા પણ સાભળે ?

ઉ૦ હા, તેટલો જ અવાજ સાંભળે લાઉડ સ્પીકરની માફક નહિ નજીક બેઠેલા જાડો અવાજ સાભળે અને દુર બેઠેલા ઝીણો સાભળે તેમ નહિ નજીક અને દુરવાળા એક સરખો અવાજ સાંભળે

પ્ર૦ ચારે બાજુ પ્રભુનું મુખ દેખાય, ભામંડળ વિગેરે ખરૂં ?

ઉ૦ હા, આ અતીશયને લઈને છે.

પ્ર૦ ભગવાન આહાર કરે પણ નિહાર કરે નહિ તે ખરૂં ?

ઉ૦ ના, આહાર અને નિહાર બન્ને હોય પણ દેખાય નહિ

પ્ર૦ જગતગુરૂના બીરૂદ અન્ય મતવાળા પણ ધરાવે છે તેનું શું ?

ઉ૦ જે ત્રસ અને સ્થાવર જીવોનો રક્ષક હોય તે જગતગુરૂ.

પ્ર૦ જે ગામમાં અગર સ્થાનમા સાધુ મુનિરાજ આવવાની શક્યતા ન હોય ત્યાં વસનાર શ્રાવક સાધુ મુનિરાજને વ્હોરાવવાની ભાવના ભાવે તે યોગ્ય ગણાય ?

ઉ૦ હા, ભાવના ભાવે તેનું ફળ મળે છે. અંતરની ભાવના જોઈએ. તે સારી લેશ્યા ગણાય છે.

પ્ર૦ ચૌવિહારમાં છીંકણી સુંઘાય ?

ઉ૦ ના, આંખમાં ટીપા પણ ન નખાય. તે પણ ગળા વાટે અંદર ઉતરે છે, પછી જેટલી છુટ તેટલી શીથીલતા ઈન્જેક્ષન પણ ન લેવાય.

પ્ર૦ ખસખસ અભક્ષ્ય ગણાય ? તેની બાધા શા માટે કરાય છે ?

ઉ૦ ના, ખસખસ અભક્ષ્ય ન ગણાય તેની બાધા ત્યાગ તરીકે કરાય છે. તે કાંઈક માદક પદાર્થ ગણાય.

પ્ર૦ અથાણું અભક્ષ્ય ગણાય ? તેમાં જીવોની ઉત્પત્તિ થાય ?

ઉ૦ ના, જો સારી રીતે તેલ નાખેલ હોય તો સારું રહે અને જીવોની ઉત્પત્તિ થાય નહિ

પ્ર૦ બોળ-અથાણામાં જીવોની ઉત્પત્તિ થાય ?

ઉ૦ હા, વળી જેમા ફુગ વળે તે અભક્ષ્ય થયુ સમજવું.

પ્ર૦ અથાણા મીઠામાં કરે છે તે મીઠું સૂકાઇ જાય તે સચેત કે અચેત ?

ઉ૦ અચેત ગણાય, અમને ખપે. મારવાડમાં આખા લીંબુને મીઠામાં

ખોળી બનાવે છે પછી મીઠું ઉપર મૂકાઈ જાય છે તે અમારે લેવુ હોય તો ખપે

પ્ર૦ ઉપવાસથી રોગો ઓછા થાય ?

ઉ૦ હા, શ્રદ્ધા અને ધીરજ જોઇએ. ઉપવાસથી ઘણા રોગો ઓછા થઇ જાય છે. ઉપર પડે નહિ એટલે અંદરનો બગાડ સાફ થઇ જાય. અઠ્ઠાઇ કરવાથી કેટલાકને ડાયાબીટીસ–પાઠા જેવા ગુમડા મટી ગયાના દાખલા સાંભળવામાં આવ્યા છે.

પ્ર૦ સાધુ–મુનિરાજને રેચ લેવા માટે ગરમ ચા ભાગ્યેજ મળે તો કઈ રીતે લે ?

ઉ૦ સોનામુખી ( મીંઢીયાવળ ) માપસર લઇ શકાય, દીવેલ પણ ઉકાળેલા પાણીમાં અગર છાશમાંય લેવાય. બીજી ઘણી રેચક વસ્તુઓ છે તેમાં ચાની જરૂર રહેતી નથી. જેવી કે હીમેજ, હરડે, એળીયો વિગેરે.

પ્ર૦ આપણામા યોગના પ્રયોગો છે ?

ઉ૦ મન, વચન, કાયાના યોગોનું આત્મા સાથે જોડાણ તે યોગ, યોગ એટલે જોડાણ

પ્ર૦ અન્ય મતવાળા યોગના પ્રયોગો કરે છે તે કયા ?

ઉ૦ તે હઠયોગ કહેવાય છે, આપણામાં સહજ સમાધિયોગ છે. ટુંકાણમાં બધી બહારની પ્રવૃત્તિને રોકવી જોઇએ એટલે નિવૃત્તિ લઇ ચિત્તની એકાગ્રતા કરવી જોઇએ એકાગ્રતાથી મન, વચન કાયાના જોગો અશુભ કર્મબંધથી રોકાય છે.

પ્ર૦ એકાગ્રતા કરવામાં કાંઈ બાહ્ય આલંબનની જરૂર ખરી ?

ઉ૦ ના કાંઇ નહિ, એકાગ્રના કરવાથી ઘણી અસર થાય છે. કહે છે એકાંત સ્થળમાં કોઇપણ વ્યક્તિને માટે તમે એકાગ્રતા કરો તે થોડા વખતમા તમને મળે અગર તેના સમાચાર મળે.

પ્ર૦ તો આપણા મહાત્મા પુરૂષોમાં શક્તિ પેદા થતી હતી તે શાથી ?

ઉ૦ આત્માર્થીઓને ધ્યાન-તપના પ્રભાવે થાય અમારા ગુરૂના ગુરૂ જે હતા તે **શ્રી હુકમચંદજી મહારાજ** મુળ પંજાબના. મુબઇ કમાવા માટે ગએલા ત્યાં માછલીઓ વિગેરેની હિંસા થતી જોઇ વૈરાગ્ય ઉત્પન્ન થયો ત્યા કોઇ સાધુ નહિ એટલે સુરત આવ્યા, ત્યાં પણ જોગ નહિ એટલે અમદાવાદ આવ્યા. અહિં સાધુ હતા તેમને તેમની ઇચ્છા જણાવી. પહેલા તો શ્રાવકો વ્હેમમાં પડયા ઉઠાઉગીર હશે પણ પાછળથી વૈરાગ્ય જોયો એટલે દીક્ષા આપી. એક વર્ષ જ ગુરૂ રહ્યા પછી કાળ કરી ગયા પણ નમ્રતા એટલી કે જ્યા મળે ત્યાંથી સંપાદન કર્યું. સાધ્વીજી પાસેથી પણ શીખે એ પ્રમાણે પાછળથી ગુપ્ત તપશ્ચર્યા પર ચઢયા એક, બે, ત્રણ અને આઠ ઉપવાસ સુધી કરે છતાં વ્યાખ્યાન ચાલુ તે તો જાણે પ્રગટ પણ રાત્રે એકાદ ઉંઘ લીધા પછી ઉઠે, આસન લગાવી બેસે ને સો સો લોગસ્સનો કાયોત્સર્ગ કરે. કોઇને ખબર જ નહિ કોઇ વખત સાધુ રાત્રે કુદરતી હાજત માટે ઉઠ્યા હોય ત્યારે ચંદ્રનો પ્રકાશ આવતો હોય તો દેખાય, નહિતર ખબર પડે નહિ આવુ કેટલોય વખત ચાલ્યુ કોઇ સાધુ કહે કલાક-બે કલાકના ચૌવિહાર કરાવો-તબીયત બરાબર નથી તો કહેશે ઉપવાસ કરી નાખો, મટી જશે અને મટી પણ જાય એક વખત એક ભાઇને ખરજવું થયું હતુ, ઘણી દવા કરવા છતા મટે નહિ. રાત્રે ઉપાશ્રયના ઓટલે બેઠેલ. ગુરૂજી માત્રુ પરઠવા બહાર નીકળ્યા પૂછ્યુ કેમ અહિં અત્યારે ? રોગની વાત કરી, તુરત માત્રુ હતું તે તેના પર છાંટયુ, બધુ મટી ગયુ

પ્ર૦ ગુપ્ત બ્રહ્મચારી કહે છે તેનો અર્થ શુ ? સાધુ બ્રહ્મચારી તો હોય જ ને ?

ઉ૦ એટલે મન, વચન અને કાયાની ગુપ્તિપૂર્વક બ્રહ્મચર્ય પાળે, આંખેથી સ્ત્રીઓ તરફ નજર ન કરે, આંખનો પણ અબ્રહ્મ છે.

વાત ન સાંભળે કારણ કાનનો અબ્રહ્મ છે એ પ્રમાણે મન, વચન અને કાયાથી પાળે. શુંન બ્રહ્મચારી હોય તેના વિચારમાં પણ અબ્રહ્મ ન આવે તેની બેઠક જ એવી હોય કે, દરવાજા તરફ પીઠ હોય એટલે આગંતુકને જુએ નહિ ઘણો કાણુ અને મર્યાદા હોય, તો જ સ્વાધ્યાય સારી રીતે કરી શકે, આગળ વધે. નહિતર એક લીટી વાંચે ને ધ્યાન બીજે જાય, કોણ આવ્યુ તે જોવા રહે તો જ્ઞાનમાય આગળ ન વધે.

પ્ર૦ સાધુઓને વિકાર વધે તો શી રીતે દબાવે ?

ઉ૦ બતાવ્યુ છે કે વિકાર વધે તો આતાપના લેવી. સૂર્યની આતાપના લે એટલે વિકાર શમી જાય આ પ્રમાણે ઉનાળામાં સૂર્યની આતાપના લે અને શીયાળામાં કડકડતી ઠંડીમાં કપડાં કાઢી બારણા વચ્ચે બેસે એટલે ઠંડીમા ખુબ થરથરવાથી વિકાર શમી જાય અને ચોમાસામાં તપશ્ચર્યા–ઉપવાસ વધારે કરે તેથી વિકાર શમે

પ્ર૦ ૭ કોટી–આઠ કોટીના ભેદ શાના છે ?

ઉ૦ તે શ્રાવકોના છે, સાધુઓના નહિ શાસ્ત્રમાં શ્રાવકને પચ્ચખાણ કરવાના ૪૯ ભાંગા બતાવ્યા છે તેમાં આઠકોટી નથી. આઠકોટી થોડો સમુદાય અહિં અને થોડો કચ્છમાં છે, બાકી ક્યાય નહિ

પ્ર૦ સાધુ મુનિરાજને મોચીને ત્યાં વહોરવા જવાય ?

ઉ૦ ના, આપણો ધર્મ પાળતા હોય તોપણ મોચીને ત્યાં ન જવાય. વાણંદને ત્યાં જવાય, અહિં ગુજરાતમાં દરજી લોકોને ત્યાં જતા નથી જ્યારે સૌરાષ્ટ્રમાં દરજીને ત્યાં વહોરવા જાય છે, કારણ ગુજરાતમાં દરજી લોકોના વ્યવહારમાં લગ્નાદિ પ્રસંગે એવો વ્યવહાર જોવામાં આવ્યો હોઈ નિષેધ કરાયો છે.

પ્ર૦ મોચીનો ધંધો આર્ય કહેવાય કે અનાર્ય ?

ઉ૦ અનાર્ય, જો કે કેટલીક જગ્યાએ મોચી લોકો આપણો ધર્મ પાળે છે. અઠ્ઠમ-પોપો એક જણે કરેલો પણ તેને ત્યા વહોરવા ન જવાય.

પ્ર૦ ફાર્મસીનો ધધો કેવો કહેવાય ?

ઉ૦ એ આર્ય ધધો તો ન જ કહેવાય વનસ્પતિની દવાઓ સુધી તો ઠીક પણ જે આસવો બનાવે છે તે એક જાતના દારૂ જ છે, ફકત નામ ફેર અગ્રેજી દવામા ટીંચર કહેવાય છે તે તથા આસવો દારૂ સમાન છે

પ્ર૦ જે તૈયાર ફાકીઓ આવે છે ને ઘેર રાખી મુકવામા વાંધો ?

ઉ૦ અમુક અમુક ફાકીઓમાં તો થોડા વખતમા જીવાત પડી જાય છે માટે વિવેક કેળવવાની જરૂર છે

પ્ર૦ સાધુ-મુનિરાજ ચણાનો લોટ શા કામમાં વાપરતા હશે ?

ઉ૦ પાત્રાની અંદર જે ચીકાશ હોય તે ચણાના લોટથી સાફ થઇ જાય તે માટે. પછી તે લોટ સાધુને પાણીવાળો પી જવાનો હોય છે તેનાથી એ ફાયદો થાય કે ગળામા પણ જે ચીકાશ હોય તે જતી રહે અને ઉધરસ થવાનો ભય રહે નહિ લુખાશથી ઉધરસ થાય નહિ તેમજ આગળ વધે નહિ, જ્યારે ચીકાશથી વધે એટલા જ માટે ઉધરસ માટે ચણા વાપરવામા આવે છે.

પ્ર૦ સાધુ-મુનિરાજને દવા લાવીને આપીએ તે ખપે ?

ઉ૦ ના, વેચાતી લાવી આપો તે ન ખપે.

પ્ર૦ પાઢીયારૂ ન રખાય ?

ઉ૦ એ પ્રમાણે દવાઓ રાખવાથી ચીલો પડી જાય, સાંજે પાછી આપી દેવી જોઇએ

પ્ર૦ બીજી પાઢીયારી વસ્તુ તો વધારે વખત રખાય છે. જેમકે પાટ, પાટલા, તો દવા કેમ ન રખાય ?

ઉ૦ પાટ-પાટલાની દિન દિન પ્રત્યે આજ્ઞા લેવાની હોય છે દવાની

તેમ લેવાતી નથી. જ્યાં સુધી એક જ પાટથી કામ ચાલે ત્યા સુધી બે પાટ રાખવી ન જોઇએ. વીસ અસમાધિના સ્થાન કહ્યા છે તેમાં એમ કહ્યુ છે કે જરૂર કરતા વધારે પાટ-પાટલા રાખે તો અસમાધિ થાય, માટે પ્રતિક્રમણ કરો તેની સાથે અર્થ પણ શીખતા જાવ, વિચારતા જાવ, તો ઘણા કર્મની નિર્જરા થાય.

પ્ર૦ તપ બધાથી થઇ શકતો નથી તો દરેકે પોતાથી થાય તેટલોજ કરવો જોઇએ કે નહિ ?

ઉ૦ ના, થાય તેટલો કરવો તે બરાબર નથી, કરો તેટલો તપ થાય. જે કરે તેને થાય, ન કરે તેને ન થાય. છતી શકિતએ પાછા પડવુ ન જોઇએ.

પ્ર૦ સાધુઓની સાથે ઉપાશ્રયે શ્રાવકો રાત્રે વ્રત ન કર્યું હોય છતાં સૂઇ શકે ?

ઉ૦ હા, અહિં તો આશ્રવ રોકવાનુ સ્થાન છે અને ધર્મકરણી કરવાનું છે. જોડીયા બંદરમાં એક શ્રાવક હતા, જયારે સાધુ આવે ત્યારે તેમની પથારી ઉપાશ્રયે વળી તેમને એવો નિયમ કે, એક ઉંઘ લીધા પછી જાગ્રત થાય ત્યારપછી ઉંઘવાનું જ નહિ. ધ્યાન-કાયોત્સર્ગ કરે, જયારે જુઓ ત્યારે રાત્રિમાં પણ બેઠેલા જ હોય

પ્ર૦ સામાયિકમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ હેરફેર થાય ?

ઉ૦ ના, ન થાય. પથરણું એટલા માટે છે કે તેટલી મર્યાદાથી બહાર ખાસ શરીરના કારણ વિના જવાય નહિ, નહિતર પથરણું ન હોય તો પણ ચાલે. આ તો સામાયિકમાં પણ વિચલ પરીણામોથી ઘડી ઘડી એક યા બીજા કારણે ઉઠે તે બરાબર નથી એક જ આસને સ્થિર બેસી રહેવું જોઇએ.

પ્ર૦ સામાયિક કરવા માટે ઘડીયાળ વિગેરે સાધન ન હોય ત્યાં શું કરવુ ?

ઉ૦ એક લોગસ્સની નવકારવાળી ગણે એટલે ૧૦૮ લોગસ્સ ગણે તો એક સામાયિક થઇ જાય, વધારે વખત થાય પણ ઓછો નહિ. જેમ આસ્તે આસ્તે ગણે તેમ ફાયદો. તે સિવાય સજ્ઝાય વિગેરે મોટે હોય તેનો વખત આગળથી નક્કી કરી રાખે તો પણ તેનાથી ખબર પડે કે, કલાક થયો લોગસ્સની ત્રણ નવકારવાળી ગણે તો એક ઉપવાસનું ફળ. ૪૦ લોગસ્સ હમેશ ગણનારા શ્રાવકો જોયા છે વળી સામાયિકમાં કોઈ બોલાવવા આવે તો પણ સામું જોવાનું નહિં કહી રાખેલુ જ હોય કે ગમે તેવું કામ આવે પણ સામાયિકમા મને ખબર આપવી નહિ અહિં તો ઉપાશ્રયે ખબર કાઢવા આવે કલાણા ભાઇ છે? પછી સામાયિકમાં સ્થિરતા કયાથી રહે ?

પ્ર૦ મુંબાઈમાં કયારથી આપણા સાધુ જતા થયા ?

ઉ૦ પહેલ વહેલા સંવત ૧૯૪૫ માં એક અજાણ્યા મારવાડી સાધુ ગયા હતા તે એકલવિહારી હોઈ શરૂઆતમા વિશ્વાસ ન બેઠો પણ પાછળથી રાખ્યા હતા તે વખતે રસ્તામા આટલી સગવડ નહિં ઘણું કષ્ટ વેઠી ગએલા

પ્ર૦ જ્ઞાનીઓની દ્રષ્ટિએ શ્રેષ્ઠ કાર્ય કયુ ?

ઉ૦ સંયમ અને તપથી પોતાના આત્માને દમવો તે પોતાના આત્મામાં કષાય તથા જોગ આત્મા છે તેને દમવાના છે ૧૬ કષાય તથા ૯ નોકષાય એ બધાયને દબાવવાના છે, કાઢવાના છે, તેનો જે પુરૂષાર્થ કરવો તે શ્રેષ્ઠ કાર્ય છે

પ્ર૦ નોકષાય એટલે શું ?

ઉ૦ સાધારણ રીતે તો દુનિયા તેનો અર્થ એવો કરે કે કષાય નહિ તે, પણ કષાય નહિ તે અકષાય કહેવાય નોકષાય એટલે જેનાથી કષાય ઉપજે તે હાસ્ય–હાસી તે એનો કષાય, તેનાથી કષાય ઉપજે કે નહિ ? દ્રૌપદીનો દાખલો

પ્ર૦ છઠ્ઠા આરામાં કયા જીવો ઉત્પન્ન થશે ?

ઉ૦ જેઓ અનાર્ય કાર્ય કરવાવાળા છે અને વ્રત, નિયમ, પ્રત્યાખ્યાન વિનાના છે, જેનામાં આર્ય આચરણ નથી તેઓ બધા છઠ્ઠા આરામાં ઉપજવાની લાયકાતવાળા છે.

પ્ર૦ વણિકથી ચામડાનો વહેપાર થાય ?

ઉ૦ ના, તે આર્ય વહેપાર નથી પણ અત્યારે તો કહે છે કે, ધન ભેગું કરવું છે, જ્યાથી મળે ત્યાંથી લેવું છે. કાળા, ધોળા, પીળા ગમે તેમ કરીને ધન લાવો ધન ભેગું થાય છે તેમ કર્મો પણ ભેગા થાય છે તે પણ સાથે સમજજો

પ્ર૦ તપથી કપાયનું દમન થાય ?

ઉ૦ હા, સંયમ અને તપ–તેનાથી દમન થાય છે.

પ્ર૦ બધા ધર્મ સરખા કહેવાય ?

ઉ૦ ના, બધા ધર્મ સરખા હોય તો કોઈ એક ધર્મને પાળવા તેનો અર્થ કાંઇ નહિ ઘરના બધા પતિ, પુત્ર, પુત્રી, ભાઇ, ભગીની, માતા, પિતા બધાને સરખા ગણો છો ? ના, તો પછી ધર્મ બધા સરખા શી રીતે ગણાય ?

પ્ર૦ બધા ધર્મો અહિંસા, સત્ય, અચૌર્ય આદિનો ઉપદેશ આપે છે પછી સરખા ન ગણાય ?

ઉ૦ એ તો કહેવામાં, કોઇ એમ ન કહે કે હિંસામાં ધર્મ છે કે જુઠમાં છે દાખલા તરીકે એક તળાવ હોય, તેની પાણીની સપાટી એક છેડેથી બીજા છેડા સુધી એક સરખી જ હોય પણ ઉંડાણ કેટલું હોય છે તેની ખબર અંદર ઉંડા ઉતરવાથી પડે. માટે ઉંડા ઉતરવાની જરૂર છે

પ્ર૦ અત્યારે કેટલાકને ખર્ચ પુરૂ થતું નથી તેનું શું કારણ ?

ઉ૦ અનેક કારણો હોઇ શકે. સીનેમા કે હોટલો પર બેકારી દેખાય છે ? ત્યા દેખાતી નથી જરૂર પૂરતો ખર્ચ રાખે તો પુરું થઇ

રહે. આ તો પરને દેખાડવા, સારા દેખાવા અગર સારા કહેવડાવવા ઘણા ખર્ચા થાય છે ન્યાત-વરા વિગેરે પોતાની શક્તિ વિચારી કરવા જોઇએ, નહિતર કરજેતો પોતાનો જ થાય. વળી ખાવામાં મર્યાદા નહિ-તપ નહિ અને રોગ આવે ત્યારે ઇન્જેક્ષન આદિ દવાઓ લે એટલે ખર્ચ વધી જાય. તપ કરે તો દવાઓના ખર્ચ કરવા પડે નહિ અને તંદુરસ્તી સારી રહે

પ્ર૦ માહણ એટલે શું ?

ઉ૦ માહણનો અર્થ સાધુ થાય છે, શ્રાવક થાય છે અને બ્રાહ્મણ પણ થાય છે.

પ્ર૦ રોગ આવ્યા બાદ ઉપવાસ કરે તો રોગ મટે ?

ઉ૦ ઘણા ખરા રોગો અજીર્ણથી થાય છે એટલે જો રોગ આવ્યા બાદ પણ ઉપવાસ કરે તો રોગ જતો રહે. કારણ નવો કચરો પડે નહિ એટલે અંદરનો બળવા માંડે. જેમ એક કપુરની ગોટી હોય તે ઉડી જાય તેમ રોગના બીજ ઉડી જાય. વૈદકવાળા પણ લઘનને મહત્વ આપે છે, પણ આ જ્ઞાનીના ઘરનો ઉપાય તમને પસંદ નથી. અત્યારના લોકોને પૈસા ઉછળે છે અને ઇંજેક્ષનોના સોયા ખાવા પસંદ છે ભાલમાં ઉપવાસને માત્રા કહે છે. જેમ ૨૦-૨૫ રૂપીયાની માત્રા તન્દુરસ્તીને માટે સારી કહેવાય તેમ ઉપવાસ પણ માત્રારૂપ છે.

પ્ર૦ દવા લેવાથી રોગનો નાશ થાય ?

ઉ૦ છ બોલ જે બાંધીને આવ્યા છે તે પ્રમાણે સુખ દુઃખ ભોગવવાના જ છે જો દબાવશો તો પણ રોગ અંદર રહી જશે, ફરી પ્રગટ થશે જ્ઞાનીઓ કહે છે કે આત્માને સંયમ અને તપથી નહિ દમો તો વધ-બંધનમાં પડવું પડશે.

પ્ર૦ બાહુબલીને કેવળજ્ઞાન આંટા મારતું હતું તે બરાબર છે ?

ઉ૦ તે બરાબર નથી કેવળજ્ઞાન બહારથી આવવાની વસ્તુ નથી કે

જેથી તે આંટા મારતું હોય એમ કહેવાય ! કેવળજ્ઞાન તો અંદરથી પ્રગટ થવાની વસ્તુ છે. આવરણ હટે એટલે પ્રગટ થાય. બહારથી મળતું હોય તો સૌ કોઇ પકડી લે.

પ્ર૦ ભૂત–પ્રેતના વળગાડના ઉપચાર જૈન સાધુઓ પાસે કરાવાય ? કરાવે તો શું થાય ?

ઉ૦ આવા કાર્યો જૈન સાધુ પાસે કરાવવા તે જૈન સાધુનું સાધુપણુ લુટવા બરાબર છે અને આવા સ્વપ્ન શાસ્ત્ર, અંગવિદ્યા, જ્યોતિષ વિગેરે વિદ્યાઓનો ઉપયોગ કરે તેને શાસ્ત્રમાં સાધુ કહ્યા જ નથી, તે જૈન સાધુ નથી

પ્ર૦ કેટલાક એમ દલીલ કરે છે કે, આવા કાર્યો–ઉપચારો મિથ્યાત્વીઓ પાસે કરાવીએ તેના કરતા જૈન સાધુઓ પાસે કરાવીએ તો શું ખોટું ?

ઉ૦ બીજા જે છે તે તો તેમાં જ પડેલા છે, તેમને તેમાં કાંઈ ગુમાવવાપણુ છે નહિ, તેમનામાં સાધુપણું નથી, વ્રત નથી પણ જે જૈન સાધુ છે તેનાથી આવા કાર્યો ન થાય.

પ્ર૦ આગળના વખતમાં પણ નહિ કરતા હોય !

ઉ૦ શાસ્ત્રમા એક પણ દાખલો નથી. નહિતર આગળ તો ઘણી–ઘણી વિદ્યાઓ હતી

પ્ર૦ કેટલાક એમ કહે છે કે, આવા ચમત્કાર કરવાથી જૈન ધર્મની મહત્તા વધે અને જૈન ધર્મનો પ્રચાર વધે.

ઉ૦ એવુ કાંઈ બન્યુ નથી. કેટલાયે સાધુઓ રાજાઓના સંપર્કમાં રહેતા પણ કોઇ રાજાએ માંસાહાર છોડેલ નથી. ઉલટાનું ધર્મની લઘુતા થવાનો પ્રસંગ આવે કે કાંઈ નથી. ત્યાગથી જ ધર્મની મહત્તા વધે

**પાલીતાણા**ના દર્શન બંધ થયા અને એ પ્રમાણે કેટલોક વખત ચાલવા છતાં પણ કાંઇ **થઇ શક્યું નહિ એટલે**

**બહાર તો આવી જ ગયું કે કેટલું મહત્વ છે.** સાધુઓને પણ જવાની બધી ! માટે જૈન ધર્મની મહત્તા ત્યાગથી જ વધે.

પ્ર૦ ધર્મ–ધ્યાનમાં જોડાવાથી દુઃખો–સંકટો જતા રહે ?

ઉ૦ જ્ઞાનીઓ તો એજ રસ્તો બતાવે છે પણ શ્રદ્ધા ક્યાં છે ? ફળની પ્રાપ્તિ વહેલી મોડી થાય તોપણ શ્રદ્ધા રાખવી જોઇએ. ડોકટર કહે તે પ્રમાણે ફાયદો ન થાય તોપણ તે કહે ને પ્રમાણે ઉપચારો કર્યા કરો છો પણ અહિં કહીએ એ પ્રમાણે કરતા હો તો ફળનો અનુભવ થાય. ધર્મ–ધ્યાનમાં જોડાવાથી શાન્તિનો અનુભવ જરૂર થાય છે.

પ્ર૦ કેટલાક કહે છે કે રોટલાના તાકડા નથી તો શું કરીએ ? કાઇક બતાવો તો ધર્મ–ધ્યાન કરીએ ?

ઉ૦ જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેમા સંતોષ માનવો જોઇએ, બાકી આવી વાતો અમો સાંભળીને તમારામાં માથું મારવા જઇએ કે 'આમ કરો–તેમ કરો' તો અમારી ભાગીદારી પણ નોધાય. અમારે એમાં ભાગ ન લેવાય. અમો તો ધર્મ–ધ્યાન કરવાનું કહીએ

પ્ર૦ કેટલાક કહે છે કે પૈસા નથી, નહિતર દાન કરીએ, શુ તે બરાબર છે ?

ઉ૦ પૈસા હોય તો આ સૂઝવું જ મુશ્કેલ છે. અહિં કેટલા મુડીદાર, મીલ–માલેકો આવે છે તે તપાસો એટલે ખબર પડશે. અહિં આવવાનું પૈસા થાય તો સૂઝે નહિ.

પ્ર૦ મા–બાપની આજ્ઞા દીકરા ન માને. જુદા થાય તથા કુટુંબ–કલેશના જે બનાવો બને છે, તે બધા પાંચમા આરાના પ્રભાવમાં ગણી શકાય ?

ઉ૦ હા, તે તો ખરું જ. દિવસે દિવસે હિનતા જ આવવાની. દુનિયા કહે છે કે, આવતું વર્ષ સારું આવશે પણ દિવસે દિવસે ઓછું

જ થવાનું સારાની આશાની વાટ જોઈ બેસી ન રહેતા

પ્ર૦ કોઈ કોઇ સારા પણ આ કાળમાં હોય છે ને ?

ઉ૦ હા ન હોય તેમ કહેવાય નહિ ઔરંગાબાદ કેમ્પ અમે ગયેલા ત્યા એક વણિક કુટુંબમાં ૨૦ ન્હાના-મોટા માણસો. વીસ પાટલા એક રસોડે પડે જો કે રસોઇઓ ખરો વીશ જણામાં બધામાં પ્રેમભાવ ઘણો સવારમાં ઉઠી બધાય ચડા-ઉતરી એક-બીજાને પગે લાગે અને દરેક જણ સવારમા સામાયિક કર્યા વિના કોઈ પણ કાર્યમાં જોડાય જ નહિ આવા પણ હોય છે

પ્ર૦ કહેવાય છે કે **લવણ સમુદ્ર** ફરી વળતો નથી તેનું કારણ સંત મહાત્માઓ વસે છે તે વાત ખરી ?

ઉ૦ હા, તેજ પ્રમાણે છે શીલવતા, તપસ્વી, સત્યવાદી તથા મહાત્મા પુરૂષોના હિસાબે લવણ સમુદ્ર મર્યાદામાં રહે છે

પ્ર૦ તંદુરસ્તી જળવાય તે પૂર્વના પુન્યથી કે પોતે ખાન-પાન આહાર-વિહારમા મર્યાદા રાખે તેથી ?

ઉ૦ બન્ને કારણોથી આહાર-વિહારની મર્યાદા અને નિયમીતતાનો ઘણો ફેર પડે પછી તેમ છતાં થાય તે અશુભ કર્મના ઉદયથી

પ્ર૦ ખાવામા ખોરાક કયો સારો ?

ઉ૦ લુખો ખોરાક વધારે સારો તે ખવાય વધારે અને પચવામાં હલકો ભારે ખોરાક ખવાય ઓછો અને પચવામાં ભારે. નીતરતા ઘીવાળું ભારે રોટલીમાં સમાય તેટલું જ ઘી માપસર ગણાય

પ્ર૦ અત્યારે તેલનુ વધારે ખવાય છે તે સારૂં ?

ઉ૦ તળેલા-શેકેલા કરતા બાફેલુ સારુ

પ્ર૦ કોઇને ત્યાં જમણવાર હોય ત્યા સાધુથી વ્હોરવા જવાય ?

ઉ૦ ના, જમણના આગલા દિવસે જવાય પણ જમણવારના દિવસે ન જવાય

પ્ર૦ કઠોળ આખુ ખાવાનો નિષેધ છે ?

ઉ૦ ના, એવું કાંઈ નથી. કચ્છમાં આખા મગની ચઢેલી ખીચડી કરવાનો રિવાજ છે.

પ્ર૦ ચોંવિહાર કરનારને કેવો ખોરાક અનુકૂળ પડે ?

ઉ૦ બહુ કઠોળ સાંજે ન વાપરે અને ગરમાગરમ ન ખાય તો તૃષા ઓછી લાગે, ગરમાગરમથી શોષ પડે.

પ્ર૦ ખોરાક ગરમાગરમ સારો ?

ઉ૦ ગરમ પહેલા તો દાંતને નુકશાનકારક છે બહુ ગરમ ખોરાક ખાવાની ટેવવાળાના દાત વ્હેલા જાય વળી આંતરડામા પણ ગરમ નહિ સારો. ડામરની સડક ઉપર ઉઘાડા પગે ચાલવાથી શું થાય તે વિચારો. તેજ પ્રમાણે આંતરડામાં ગરમાગરમથી થાય. સુરતમાં ગરમ ખાવાનો રીવાજ એવો છે કે, શાક-દાળ સૌની પાછળ બનાવે, પહેલા ભાત-રોટલી વિગેરે બનાવે પણ આ નુકશાનકારક છે.

પ્ર૦ લક્ષ્મી કૃપણને ત્યાં વધારે કેમ રહેતી હશે ?

ઉ૦ કહેવાય છે કે, શૂરાને ત્યાં ભાગ્યે જ રહે; કારણ શૂરાને ત્યા રંડાવાનો ભય ખરો દાતા તો એક હાથે આવે અને બીજા હાથે જતી કરે, એટલે જે પરણીને લાવે તેને બીજા ઘેર આપે તેને ત્યાં કોણ જાય? વળી સરસ્વતી જેને ઘરે હોય ત્યા તે ન રહે કારણ તે બન્ને એકબીજાના વિરોધી છે. કૃપણને ત્યા સારી સચવાઈ રહેવાના કારણે ત્યાં વધારે રહે. આ લૌકિક કહેવત છે.

પ્ર૦ બહુ મોટી ઉંમરે દીક્ષા લેવાય ?

ઉ૦ હા, ૬૫ વર્ષની વયે અમારા એક સાધુએ દિક્ષા લીધેલી. ૨૦ વર્ષ પાળી પણ આંખો, કાન, દાંત બધા બરાબર. મતલબ કે શરીર સારૂં હોય તો લઇ શકે

પ્ર૦ ચાતુર્માસમાં દર્શન કરવાનો રીવાજ છે તે યોગ્ય છે ?

ઉ૦ અત્યારના રીવાજો બહુજ વિચિત્ર પ્રકારના થઈ ગયા છે. અમુક ભાઇ છે તે દર્શન કરવા આવે ત્યારે આવીને પૌષધ કરે અને ધર્મધ્યાનમાંજ રહે, તે દર્શન કરવા ગયા પ્રમાણ. બાકી આજકાલ તો ફરવા અગર કામકાજ કરવા આવે અને કહેશે કે દર્શન કરવા આવ્યા તેમાં ધર્મકરણી કરવાની હોય નહિ, પછી દર્શનનો અર્થ શું ? અમુક જગ્યાએ અમે ગયા હતા ત્યાં પાછળથી એક મોટર–લોરી ભરી માણસો આવ્યા. તે વખતે અમે ઠંડીલ ગએલા. આવીને જોઇએ તો ચાહ–પાણી થઇ ગએલા આનો અર્થ શું ? પહેલા ચાહ–પાણી અને પછી દર્શન બીજી વખત તો ત્યા જતી વખતે શરત કરી કે, ચાહ-પાણી ન કરવા અને તેથી આવનાર પણ ઓછા થઇ ગયા.

પ્ર૦ પણ જેને ત્યાં આવો પ્રસંગ આવે તેને ઉત્સાહ હોય કે મારે ત્યાં સ્વધર્મી કયાંથી. તો વિવેક સાચવે તેમાં શું વાંધો ?

ઉ૦ પણ તે તો સહુનું મન જાણે. બાકી લાજે શરમે કરવું પડે, અંદરખાને શું સ્થિતિ હોય તે બહારવાળા જાણે નહિ.

પ્ર૦ 'એક પંથ દો કાજ'ની માફક દર્શનનો લાભ લે તો વાંધો ?

ઉ૦ તેના આવનારા જો વિવેકી હોય તો પોતાની જમવા વિગેરેની સગવડ પોતાની મેળે કરી લે, પછી વાંધો નહિ.

પ્ર૦ સાધુને નહિ કલ્પતી વસ્તુઓ ઘણી વખત સાધુઓ રાખે છે તેનું શું ?

ઉ૦ તે વ્હોરાવનાર અગર લાવી આપનાર તો શ્રાવકોજ છે ને ! પછી પુછવાનું શું ?

પ્ર૦ બરફ સચેત ગણાય કે અચેત ?

ઉ૦ બરફ સચેત છે.

પ્ર૦ લક્ષ્મીદેવી જે કહેવાય છે એ કલ્પનાજ છે કે એવી કોઇ દેવી છે ખરી ? હોય તો કયાં છે ?

ઉ૦ લક્ષ્મી દેવી છે અને તે, ચુલહિમવંત પર્વત ઉપર પદ્મદ્રહ છે તેની અંદર પાણીમાં તેના સ્થાન પર રહે છે.

પ્ર૦ તે કઇ જાતની દેવી છે ? ભુવનપતિ કે વાણવ્યંતર ?

ઉ૦ વાણવ્યંતર નહિ પણ ભુવનપતિ જાતની દેવી છે.

પ્ર૦ સરસ્વતી દેવી છે ?

ઉ૦ તે તો **બ્રાહ્મી** અને **સુંદરીને** ગણી શકાય છે

પ્ર૦ લક્ષ્મી દેવી અત્યારે ચિત્રોમાં બતાવે છે તેવીજ હશે ?

ઉ૦ ના, તેની ઋદ્ધિ તથા સ્વરૂપ જુદું જ છે

પ્ર૦ જૈન શાસનના અધીષ્ઠાયક દેવો હશે ?

ઉ૦ સમકિતિ દેવો છે પણ જે સમકિતિ જીવો છે તે દેવોની સહાય ઇચ્છતા જ નથી, તે તો કષ્ટ આવે ત્યારે પોતાના અશુભના ઉદય સમજી સમભાવે વેદે છે. જ્યારે સમકિતિ જીવો સીઝાતા હોય ત્યારે સમકિતિ દેવો ઇન્દ્રને આ બાબત પુછે અને ઇન્દ્ર મહારાજા ઉપયોગ મૂકે કે, આ જીવોનું પુન્ય છે કે નહિ પુન્ય હોય તો તો બોલે, નહિતર મૌન રહે

પ્ર૦ દેવો અસલ સ્વરૂપે દેખાય કે અદૃશ્ય રહે ?

ઉ૦ જો તેમની દેખાવાની ઇચ્છા હોય તો દેખાય અને અદૃશ્ય રહેવુ હોય તો અદૃશ્ય પણ રહી શકે.

પ્ર૦ દેવો સમોવસરણ વિના અસલ સ્વરૂપે આવ્યાના દાખલા છે ?

ઉ૦ હા, ઘણાય છે. સાતમા દેવલોકના બે દેવો **ભગવાન શ્રી મહાવીર સ્વામી** પાસે આવ્યા, વંદન કરી ચાલ્યા ગયા કાંઇ વાણી સાંભળી નહિ ત્યારે **ગૌતમ સ્વામીએ** પૂછ્યું. "શા માટે આવ્યા હતા ?" ભગવાન કહે છે: "તેઓ પ્રશ્ન પૂછવા આવ્યા હતા. તે પ્રશ્ન મનથી પૂછ્યો અને જવાબ પણ મનથી આપ્યો. આ અધિકાર શ્રી **ભ**ગવતિ સૂત્રમાં છે.

પ્ર૦ **ભ**ગવતિ સૂત્રને વિવાહ પ્રજ્ઞપ્તિ કેમ કહે છે ?

ઉ૦ તેમાં વિધવિધ પ્રકારનો અધિકાર છે માટે.

પ્ર૦ ભગવતિ સૂત્રનો મહિમા બહુ કહે છે તે બરાબર છે ?

ઉ૦ હા, પણ દ્રવ્ય પૂજામાં નહિ. તે તો બાહ્ય ક્રિયાકાંડ–તેમાં અટવાઈ જવાથી ધર્મ શું વસ્તુ છે તે જ ભૂલી જવાય છે.

પ્ર૦ પાઠશાળાઓમાં સાધુજી ભણાવી શકે ?

ઉ૦ ના. તે અધિકાર ગૃહસ્થોનો છે, પાઠશાળાઓ ઘણાં વર્ષોથી ચાલે સવાદો–ગાયનો થાય છે પણ તેનું જોઈતું પરિણામ આવતું નથી. પ્રતિક્રમણમાં ભાગ્યેજ કોઇ તૈયાર થતુ હશે

પ્ર૦ જ્યા ઢોલક–વાજા વાગતા હોય ત્યા તે સભામાં સાધુથી ભાગ લેવાય ?

ઉ૦ ના

પ્ર૦ કેટલાક ક્રોધી સ્વભાવના હોય અને દિક્ષા લે તો પ્રકૃતિ સુધરે ખરી ?

ઉ૦ સુધરે પણ ખરી કેટલાક ક્ષમાવંત બની જાય ગુરૂ–શિષ્ય બને તેવા હોય તો પરિણામ અનિષ્ટ આવે.

પ્ર૦ આપણામા સંવત્સરીની ગણત્રી શુ ?

ઉ૦ અષાઢ સુદ ૧૫ થી ૪૯ મે દિવસે આવે તે.

પ્ર૦ મૂર્તિપૂજકો તથા દિગબરોમાં આપણાથી ફેર કેમ ?

ઉ૦ ફેર ન રાખે તો જુદા શી રીતે પડાય ?

પ્ર૦ આપણા શાસ્ત્રમા કુરૂક્ષેત્રના યુધ્ધનું વર્ણન છે ?

ઉ૦ ના ફક્ત કૌરવ–પાંડવોના યુદ્ધનું વર્ણન છે.

પ્ર૦ પાંચેય પાડવો મોક્ષમા જશે ?

ઉ૦ જશે નહિ, ગયા છે.

પ્ર૦ આપણામાં આચાર્ય વિગેરે દેવગત થયા હોય તેમની પાછળ અઠ્ઠાઇ ઉત્સવ જેવું કેમ નહિ થતું હોય ?

ઉ૦ આપણામાં આરભ–સમારભનો નિષેધ છે માટે અને ઉત્સવો આરંભ–સમારભ વિના થાય નહિ

પ્ર૦ પણ આપણી રીતે આરભ-સમારંભ વિના થાય કે નહિ ?

ઉ૦ થાય અને થાય છે. તે તીથિએ બજાર બંધ રાખી, પાખી પાળે ઉપવાસ, પૌષધ, પ્રતિક્રમણ, સંવરમાં જોડાય તેવું બને છે, **ખંભાતમાં, સાણંદમાં** અમુક અમુક તીથિઓએ આ પ્રમાણે ધર્મકરણી થાય છે.

પ્ર૦ તપશ્ચર્યા કરનારને પાછળ ઉજવણી કરવા ખર્ચ કરવું પડે તેવી વિચારશ્રેણીથી તપશ્ચર્યા થતી અટકે છે તેનુ શું ?

ઉ૦ તે રીવાજ હોવો ન જોઇએ. તપશ્ચર્યા અને ખર્ચને લાગે વળગે નહિ. આવી માન્યતાથી તો સાત ઉપવાસ કરે, નવ કરે પણ અઠ્ઠાઇ ન કરે. આવી માન્યતાથી ધર્મકરણીનો હ્રાસ થાય

અમારું પહેલું ચાતુર્માસ **સાણંદમાં** હતુ તે વખતે **એક સાધુજીને** માસખમણ, **શ્રાવકમાં** બે માસખમણ, **બીજા સોળભથા** તથા **અઠ્ઠાઇઓ** ઘણી આ પ્રમાણે તપશ્ચર્યા થઈ તે વાત **શ્રી બુદ્ધિસાગરજી મહારાજ** ત્યાં હતા તેમના કાને ગઇ. તેમણે કહ્યું કે, "આ લોકોના થોડા ઘર છતાં આટલી તપશ્ચર્યા થઈ તો પછી આપણા આટલા બધા ઘર છતાં કેમ નહિ ?" જવાબમાં શ્રાવકોએ કહ્યું કે, "એમનામાં પૈસો વાપરવાનું ફરજીયાત નહિ અને આપણામાં વાપરવું જ પડે" આ ઉપરથી તેમણે પણ આપણો રીવાજ અપનાવ્યો અને તપશ્ચર્યા કરાવવા માંડી.

પ્ર૦ **સાણંદમાં** ધર્મભાવના સારી ?

ઉ૦ હા, ચોમાસાના ચારે માસ દસ વાગ્યા પછી જ દુકાનો ખોલી વહેપાર કરવાનો, પર્યુષણના આઠેય દિવસો દુકાનો બંધ.

પ્ર૦ થોકડા કહેવાય છે તે કયા સૂત્રમાંથી લીધેલા છે ?

ઉ૦ જુદા જુદા સૂત્રોમાંથી જાણવા યોગ્ય બાબતો ભેગી કરી, તેને થોકડા કહે છે તે જાણવા જોઇએ.

પ્ર૦ કેટલાકને બધા આગમો મોઢે હતા તે વાત ખરી ?

ઉ૦ મહત્તા વધારવા એમ કહે પણ તે મોઢે રાખવા માટે ઘણી ફેરવણી કરવી જોઈએ

પ્ર૦ આપણામાં અમુક અમુક આગમો મોઢે કરનારા છે કે ?

ઉ૦ હા, થોડા ઘણા મોઢે કરનારા સાંભળ્યા છે. એક **વેણીરામજી** તપસ્વી હતા, તેમને ૨૦ આગમો મોઢે હતા તેમ કહેવાય છે; પણ પ્રવૃત્તિ ઘણી જ સારી વ્યાખ્યાન પતી ગયા બાદ ઉપાશ્રયનુ બારણુ બંધ કરી દે અને દિવાલ સામે મુખ રાખી પર્યટના કરવા બેસે. મોઢે રાખનારને ઘણી પર્યટના કરવી પડે.

પ્ર૦ અવધાન એ શું છે ?

ઉ૦ અવધાન એ યાદશક્તિનો વિષય છે તેનાથી કર્મની નિર્જરા નહિ એટલો પુરૂપાર્થ જો આગમના જ્ઞાનની ફેરવણીમાં વાપરે તો ઘણા કર્મોની નિર્જરા થાય. આ તો લોક-પ્રશંસાનો હેતુ છે અને યાદશક્તિ બતાવવા પૂરતુ છે.

પ્ર૦ અવધાન એ મતિજ્ઞાનનો વિષય ખરો ?

ઉ૦ તે જ્ઞાનમા ન ખપે, અજ્ઞાનમાં ખપે. જે આત્માના અર્થનું જ્ઞાન તેજ જ્ઞાન કહેવાય. મતિ-જ્ઞાનના સૌથી વધારે ભેદ છે તે સમજવા જોઇએ

પ્ર૦ કેવળજ્ઞાનમાં ભેદ ખરો ?

ઉ૦ ના, જે સંપૂર્ણ છે ત્યાં ભેદ હોય નહિ; જ્યાં અપૂર્ણતા છે ત્યા જ ભેદ છે.

પ્ર૦ અવધાનમાં એકાગ્રતા કરવી પડે ને ?

ઉ૦ એ તો વ્યવહારીક કાર્યોમાં પણ કરવામાં આવે છે. રાજ્ય વહીવટ ચલાવનાર અગર દુકાનદારને કેટલુયે યાદ રાખવું પડે છે ધોબીને પણ જુદી જુદી વ્યક્તિના કપડા યાદ રાખવા પડે છે

પ્ર૦ પ્રત્યેક અને સાધારણ વનસ્પતિમાં શું ફેર ?

ઉ૦ પ્રત્યેકમાં એક જીવ, બે જીવ, એમ સંખ્યાતા અસંખ્યાતા જીવ હોય, જ્યારે સાધારણમાં અનંતા જીવો હોય.

પ્ર૦ ઝાડના થડ, ડાળી, પાંદડામાં જીવ કેટલા કેટલા ?

ઉ૦ છોડ ઉત્પન્ન થાય તે વખતે અનંતા, પછી ક્રમે ક્રમે ઘટતા જાય. પાકામાં એકે એક જીવ.

પ્ર૦ દાડમમાં કેટલા જીવો ?

ઉ૦ કાચું હોય ત્યારે અસખ્યાતા પણ પાકયા પછી એક બીજે એક જીવ.

પ્ર૦ અસખ્યાતા અને અનંતામાં ફેર શું ?

ઉ૦ અસંખ્યાતા એટલે જે સંખ્યાથી આગળ ગણી શકાય નહિ તે પણ તેનો અંત આવે, અનંતનો અંત નહિ

પ્ર૦ દેવોના પલ્યોપમના આયુષ્યને શી રીતે મપાય ?

ઉ૦ કુવાની ઉપમાથી, મતલબ ઘણો લાંબો કાળ.

પ્ર૦ લાવશી પાંચમની યોજના કેમ કરી હશે ?

ઉ૦ બાળાઓને આકર્પણ કરવા. શ્રાવણ સુદ પાંચમને દિવસે ઉપવાસ અને બીજે દિવસે લાવશી ખાઈ ઠામ-ચૌવિહાર કરવાનો

પ્ર૦ કેટલાક કહે છે કે વૈદિક ધર્મમાંથી જૈનધર્મ નીકળ્યો તેનો શું જવાબ આપી શકાય ?

ઉ૦ એમ કહેનારાઓને પૂછો તો કહેશે કે, વેદ ધર્મની અગાઉના આદિ પુરૂપ શ્રી ઋપભદેવ સ્વામી હતા એટલે પછી શુ કહેવાતુ રહ્યું. તેમના વેદોમાં પણ અગાઉની ઋપભદેવ સ્વામીની સાક્ષી આપી છે એટલે તે પહેલા થઈ ગયા તે વાત ખરીજ ને ?

પ્ર૦ વૈદિક ધર્મ કયારથી શરૂ થયો ?

ઉ૦ મરીચીના વખતથી

પ્ર૦ તેમના પુસ્તકો વાંચવામાં વાંધો ખરો ?

ઉ૦ પ્ર મ પોતાના ઘરનું એટલે જૈનધર્મનું સંપૂર્ણ જ્ઞાન મેળવવુ જોઇએ એટલે છેતરાઈ જવાની ભીતિ રહે નહિ. જેમ પક્ષી પાંખો આવ્યા પહેલા ઉડવા જાય તો હણાઇ જાય તેમ પોતાના મતનુ જ્ઞાન પહેલા કરવુ જોઇએ અનાર્ય ગણતા હો તેવાને પણ પોતાના મતનું જ્ઞાન હોય છે જો પોતાનું જ્ઞાન હોય તો ગમે ત્યાં જાય તેને વાધો આવે નહિ.

પ્ર૦ શ્રાવકના બાર વ્રતમા પાપની મર્યાદા કરાવનાર કેટલા ?

ઉ૦ મુખ્ય આઠ ગણાય. જેનાથી કર્મનો લેપ લાગે તેને અટકાવનાર, તેમાં મર્યાદા કરાવનાર પાંચ અણુવ્રત અને તેની વાડ સમાન ત્રણ ગુણ વ્રત. બાકીના ચાર શિક્ષા વ્રત છે તેમાં તો પાપની સભનીતના જ નથી સામાયિકમાં, દશમા વ્રતમાં અને પૌષધમાં પાપ બધ છે બારમા વ્રતમાં દોષ વિનાનું આપવાનું છે એટલે મર્યાદા આઠની કરવાની

પ્ર૦ શાસ્ત્રમાં રિદ્ધિ–સિદ્ધિ પુદ્ગલિક વૈભવોના વર્ણનો શા માટે આપ્યા છે ?

ઉ૦ જેવા ભાવ હતા તેવા જ્ઞાનીઓએ બતાવ્યા છે. રિદ્ધિ–સિદ્ધિ બતાયવાનો હેતુ એ છે કે. પૂર્વના પુન્યથી આવું આવું પામ્યા હતા છતા પણ ત્યાગ કરી નીકળ્યા.

પ્ર૦ સૂત્રની ગાથાઓ ઘણા મોઢે કરે છે પણ અર્થ જાણતા હોતા નથી તેનુ શું ?

ઉ૦ તે તો કરનારે વિચારવુ રહ્યું પુસ્તકો ઉપરથી અર્થો જાણી શકાય છે. ડો **જીવરાજભાઇએ** જે **આગમો** છપાવ્યા છે , તેમા અર્થો તથા સમજુતી આપી છે તે સિવાય ઘણા ઘણા અર્થવાળા છપાએલા છે, જેને જાણવા હોય તેને માટે અત્યારે ઘણું સરલ છે

પ્ર૦ હસ્તલીખીત શાસ્ત્રો જે અગાઉના પડેલા છે તે અત્યારે શું ઉપયોગના ?

ઉ૦ ખાસ અભ્યાસી હોય તેને જ ઉપયોગના, કારણ તે વાચવા અઘરા છે. તેમાં ભાવાર્થ હોતો નથી. અન્વય કરવો પડે છે

પ્ર૦ તેરાપંથીનો પેસારો પહેલા કયાં થયો ?

ઉ૦ **ચોટીલામાં**, અમે સૂચના આપી હતી કે, એક વર્ષ ખાલી રહે તેનો વાંધો નહિ પણ જો એકવાર પેઠા તો થોડા ઘર બગાડશે, પછી કાઢવું મુશ્કેલ થઇ પડશે.

પ્ર૦ અધિકાર ઉપર હોય તે પ્રમાણીકતા જાળવી શકે ?

ઉ૦ ધર્મમાં શ્રદ્ધાવાન હોય તો જાળવી શકે **ચોટીલામાં** જ એક **મેજીસ્ટ્રેટ** હતા તે બહુ જ પ્રમાણીક. તેમને ઘેર કોઇ મળવા આવે તો પહેલા પૂછેઃ "ઘર સબંધી કામ છે કે કોર્ટ સબંધી ?–ઘર સંબધી હોય તો કહો, કોર્ટ સબધી હોય તો કોર્ટમાં." પછી લાંબી વાત ચાલે જ કયાંથી ? બહુ જ ચોકખા. તેમના બધાય દીકરા અત્યારે સારી લાઇન ઉપર છે તેમને એક કલાકનો વખત મળે તો પણ સામાયિક કરી લે, વખત નકામો જવા ન દે બહુ શ્રદ્ધાવાન અને ધર્મિષ્ઠ નહિતર વૈષ્ણવ ઉપરથી જૈન ધર્મ પામેલા

પ્ર૦ કહેવાય છે કે, **કાનજી મુનિ** પાસે જે જાય છે તે બધા ફરી બેસે છે તેનું શું કારણ ?

ઉ૦ બધાય ફરી બેસે એવું કાંઇ નહિ એ તો જે એમના રાગી હોય તેને જ લાગુ પડે, બાકીનાને નહિ ઘણાય જઈ આવ્યા અને બધુંય સમજી ગયા.

પ્ર૦ અત્યારે તેમનું જે પુન્ય પ્રવર્તે છે તે કેવું પુન્ય કહેવાય ?

ઉ૦ તે તો તમે વિચારી શકો. ટુકાણમાં સાધુ–સાધ્વી–શ્રાવક શ્રાવિકા ચારે તીર્થની આશાતના થાય છે. સૂત્ર વિરૂદ્ધનું કેવું કહેવાય તે સમજી શકાય તેવું છે.

પ્ર૦ અત્યારે ધર્મ કરવાનો રસ ઓછો થઈ ગયો હશે કે અત્યારના નોકરી–ધંધાના હિસાબે એમ બનતુ હશે ?

ઉ૦ રસ જોઇએ. જો રસ હોય તો નોકરીયાત પણ રજા લઇ કરી શકે કરવુ હોય તો કોઇ પણ ઉપાયે થાય

પ્ર૦ ધર્મ કરવાનુ પ્રત્યક્ષ ફળ કેમ નહિ જણાતું હોય ?

ઉ૦ પ્રત્યક્ષ પણ જણાય દૃઢ શ્રદ્ધા જોઇએ **ખંભાત**માં એક **વકીલ** હતા હમેશ વ્યાખ્યાનમા સામાયિક કરનારા તેમણે વાત સાંભળી કે તેમની સનદ રદ થવાની છે તેથી અધિકારીને સવારે વ્યાખ્યાન વખતે મળવા જવાનુ ધાર્યું ઉપાશ્રય વચ્ચે આવે તેથી દર્શન કરવા આવ્યા પોષાક જુદો જોઇ સાધુજીએ કહ્યુ: 'કેમ આજે વ્યાખ્યાન નથી સાંભળવુ ?' કહે: 'કામે જવુ છે' સાધુજી કહે: 'વ્યાખ્યાન સાભળીને જ જજોને, કરો સામાયિક' સામાયિક કરીને બેસી ગયા અર્ધોએક કલાક થયો હશે ત્યાં માણસ છુટયો, ખબર આપવા કે "તમારી સનદ કાયમ રહી છે' એ માણસ ઘેર ગયો તો કહે ઉપાશ્રયે ગયા છે ઉપાશ્રયે આવી માણસ પૂછે તો કહે કે સામાયિકમા છે. બેસવુ પડશે ૦ા કલાક બેસી રહ્યો બાદ સામાયિક પૂરી થઇ કે તુરત જ ખબર મળ્યા. તુરત જ આવનારને જે ખીસામાં પાંચ રૂપીયા જેવુ હશે તે આપ્યુ. મતલબ કે શ્રદ્ધા હોય તો તુરત–પ્રત્યક્ષ ફળ પણ મળે છે

પ્ર૦ આ તો સનદ કાયમ રહી પણ ન રહે એવુ ય બનેને ?

ઉ૦ આ તો સત્ય ઘટના છે, ન રહે તે તો આપણા ઘરની ગોઠવેલી વાત.

પ્ર૦ દરેક વખતે એવુ બને ? **મીરાંબાઇ**ને ઝેરનું અમૃત થયું, **સુભદ્રા** સતીને સર્પ મટી ફુલની માળા થઇ તો **ધર્મરૂચિ** અણગારને કડવા તુંબડામાથી અમૃત કેમ ન થયુ ? જીવ ગયો.

ઉ૦ પણ **સર્વાર્થસિદ્ધ** વિમાનમા પ્હોંચ્યાં તે ઓછુ કહેવાય! મરી ગયા તે જુઓ છો, પણ આ નથી જોતા.

પ્ર૦ દુનિયાને તેની શી ખબર પડે ?

ઉ૦ દુનિયાનુ શુ કામ છે? દુનિયાનુ જોવાનુ નહિ

પ્ર૦ હળુકર્મી શા ઉપરથી પરખાય ?

ઉ૦ જે પાપને ભલે છોડી ન શકે પણ પાપને ખોટું માને, આ ખોટું કરૂં છું તેમ માનતા હોય તે હળુકર્મીનુ લક્ષણ છે. તે કોઇક દિવસ પાપથી પાછો હઠે

પ્ર૦ નાસ્તિકતાનું લક્ષણ શુ ?

ઉ૦ જેને પાપની બીક જ ન હોય તે નાસ્તિક ગણાય. તે તો એમ માને કે, બીજા બધાયનું-દુનિયાનું થશે તે મારૂં થશે એક ભવ વધારે થાય તો વાંધો નહિ પરમાધામી પાસે જાય તો ત્યાં પણ કરગરે કે, રહેવા દો-રહેવા દો, પણ પરમાધામી કહેશે અમોએ તમોને કાંઈ કંકોત્રી લખી ન હતી. અહિ આવ્યા છો તો ભોગવવા જ પડશે, આ હવે ભોગવી લો પછી નહિ કરો તો નહિ દુઃખ પડે

પ્ર૦ પરમાધામીને દયા ન આવે ?

ઉ૦ જરાયે ન આવે, કર્મનો કાયદો એવો છે. નાસ્તિકો ભલે ન માને પણ ગમે ત્યાં જાવ; ટાંકા, ભોંયરામાં પેસો કે મજબૂત મકાનમાં જાવ-જ્યાં હશો ત્યાંથી કર્મ બહાર ખેંચી કાઢશે. કર્મને જરાય શરમ નથી.

પ્ર૦ ભવ પલટાય એટલે કર્મ ઓછા થાય ને ?

ઉ૦ ભવ પલટાયાથી કલ્યાણ નહિ, ભાવ પલટાય તો કલ્યાણ થાય

પ્ર૦ દાતાર કોણ કહેવાય ?

ઉ૦ ખરો દાતાર માગ્યા કરતા વધારે આપે તે માગે એટલુંજ આપે તે દાતારના વખાણ ન થાય

પ્ર૦ માગતી વખતે સામા માણસની લાયકાત જોવી જોઇએ ?

ઉ૦ હા, જોયા વિના ન મગાય. સામાના મો સામુ જોઇને માગવુ જોઇએ

પ્ર૦ સાધુઓને ભિક્ષુક કહેવાય ?

ઉ૦ હા, ભિક્ષુક પણ કહેવાય **ગૌતમ સ્વામી** જ્યારે બહાર ગોચરી વિગેરે માટે ગયા હોય અને કોઇ પૂછે કે તમે કોણ છો ? તો કહે હું ભિક્ષુક છુ ભિક્ષુક એટલે ભિક્ષાચરી કરનાર, ભીખારી નહિ. ભીખારી ત્રાસ કરે ભિક્ષુક તો સામાની પ્રસન્નતા હોય તો જ લે

પ્ર૦ લોકો જાણવા છતા ધર્મકરણીમાં પ્રવેશ કેમ નહિ કરી શકતા હોય ?

ઉ૦ પુદ્ગલ ઉપરથી મમત્વ છુટયા વિના ધર્મકરણીમાં પ્રવેશ ન થાય. ઘરના પગથીઆનો ખુણો ભાંગ્યો હોય તોપણ જીવ ખેદ પામે એવું મમત્વ ન છુટે ત્યા સુધી ધર્મ રૂચે નહિ.

પ્ર૦ વાતાવરણમા જીવો છે ?

ઉ૦ હા, જેમ એક ડબ્બીમાં મલમ ઠાંસી-ઠાસીને ભર્યો હોય તેમ આખા લોકમા જીવો ઠાસી-ઠાંસીને ભર્યાં છે સ્હેજ પણ અગ્નિ આદિનો પ્રયોગ થાય તો પણ વિરાધના થાય, તે સમજતા નથી તેથી લોકો દીવા કરે છે

પ્ર૦ ઉપવાસ કરવાની શક્તિ પોતાનામાં છે કે નહિ તેની શું ખબર પડે ?

ઉ૦ જેઓ સવત્સરીનો એક ઉપવાસ કરે છે તે એમ ન કહી શકે કે શક્તિ નથી જો શક્તિ ન હતી તો તે દિવસે કયાંથી થયો ? શક્તિ હોય તો જ થાય માટે શક્તિ છે, પણ ગોપવીને રાખે છે તેથી કરતા નથી

પ્ર૦ ધર્મસ્થાનકના ધાબા ઉપર પરઠવવાની વ્યવસ્થા થઇ શકે ?

ઉ૦ હા, પંજાબ વિગેરેમાં એ જ પ્રમાણે છે.

પ્ર૦ માંકડના ઇંડા હોય? તેમાંથી પેદા થાય?

ઉ૦ ના, માકડ સમુર્છિમ છે. માંકડ લાકડામાં વધારે પેદા થાય અને લાકડામા વધારે વખત જીવે માટે માંકડને જયાં ત્યા ફેંકવામાં પણ વિવેક રાખવો જોઇએ.

પ્ર૦ લાકડુ માંકડની યોની ગણાય? વિષ્ટા કીડાની યોની ગણાય?

ઉ૦ ના, ખોરાક ગણાય.

પ્ર૦ પુન્યાનુબંધી પુન્ય વિગેરે ચોભંગી કોને લાગુ પડે?

ઉ૦ પુન્યાનુબંધી પુન્ય તે **શાળીભદ્ર**નુ પૂર્વના પુન્યથી પામ્યા હતા અને આ પામ્યા પછી પણ છોડી નીકળી ગયા પાપાનુબંધી પુન્ય-રાજ્યગાદિ તો મળી પણ જળોદર જેવું દર્દ થયુ. પછી તે પુન્ય છતાં આર્તરૌદ્ર ધ્યાન કરાવે. પુન્યાનુબંધી પાપ-**ધર્મરૂચિ અણગાર**નું અને પાપાનુબંધી પાપ તો-પાપમાં ઉત્પન્ન થયા છે અને પાપ કરે છે તે **કષાય** વિગેરેનુ.

પ્ર૦ **નાગેશ્રીને ધર્મરૂચિનું** પાત્ર મળ્યુ તે પાપના ઉદયથી કે પુન્યના?

ઉ૦ પાત્ર તો પ્રાપ્ત થયું પુન્યના ઉદયથી. પુન્ય વિના આવુ પાત્ર મળે નહિ. શોધવા જતા આવું પાત્ર હાથમાં ન આવે અમદાવાદમાં મળે તો જોઇ આવો.

પ્ર૦ ફજેતો ન થાય તે માટે શુ કરવું?

ઉ૦ ફજેતો ન ગમતો હોય તો બીજાનો ફજેતો ન કરો. બીજાનો ફજેતો ન કરવો તેના પચ્ચખાણ કરો.

પ્ર૦ દેખાદેખીથી ઘણાને અશક્તિ છતા ખર્ચા કરવા પડે છે તો એકનુ કરેલુ બીજાને ભારે પડે?

ઉ૦ હા, પાડોશીને પણ છાંટા ઉડે, સારૂં અથવા ખરાબ જે કરે તેની અસર નજીકમાં રહેનાર પર થાય

પ્ર૦ હજારો-લાખો રૂપીયાની આવક પુરૂષાર્થથી થાય કે પુન્યથી ?
ઉ૦ બન્ને જોઇએ પણ બે હાથે મહેનત કરી કમાવાથી પેટ ભરાય, જ્યારે એક સામટી મોટી રકમ-લાભ પ્રાપ્ત થવો તે તો પૂર્વના પુન્ય પર આધાર રાખે છે, પુન્ય વિના નહિ.

પ્ર૦ આરંભથી જ પાપો પેદા થાય છે તે આરંભનું નિવારણ શાથી થાય ?
ઉ૦ દાન કરવાથી-આરંભથી જે અશુભ કર્મો લાગ્યા હોય તેની સામે શુભ કર્મનો બંધ પડે દાન કરવામાં પણ વિવેક રાખવો જોઇએ પહેલી પોતાના ઘરથી શરૂઆત કરે, પછી કુટુમ્બ, મહોલ્લો, ગામ એ પ્રમાણે અનુક્રમ દાન કરવુ જોઇએ. અત્યારે ઘણા પશ્ચાનુપૂર્વીની માફક જ્યા છેલ્લે દાન કરવું જોઇએ ત્યાંથી શરૂઆત કરે છે તે વ્યાજબી નથી. શ્રાવકો દાન કરવામાં પાછા ન પડે એવો શાસ્ત્રમાં પાઠ છે. અપરિભૂયા એટલે બીજાથી પાછા ન પડે બજારમા ચડસાચડસી નહિ પણ ત્યાગ, દાનમાં કરે. ઉદારતામા પાછા ન પડનારા શ્રાવકો અગાઉ હતા.

પ્ર૦ કુળદેવ અને કુળદેવીનો રીવાજ પહેલેથી હશે ?
ઉ૦ ના, પાછળથી થયો.

પ્ર૦ પહેલા સ્વધર્મિને મદદ કરવી જોઇએ એ બરાબર છે ?
ઉ૦ હા, તો જ તમારો ધર્મ ટકી રહે.

પ્ર૦ દાતાર તો પૈસાદાર હોય તેજ થઈ શકે ને ?
ઉ૦ ના, પૈસાદાર હોવા છતા દાતારનો ગુણ ન હોય તો ન આપી શકે. **પાલણપુરમાં** એક વખત કન્યાશાળા કરવા ખરડો થયો થોડા-થોડા બધાએ નોધાવ્યા. સાગ સારા પૈસાદારોએ પણ થોડા થોડા ભર્યા. ખરડો આવ્યો **પીતાંબરદાસભાઈ** પાસે કેટલો ખર્ચ થાય તે પૂછ્યુ અને કહ્યુ. સાંભળીને ખરડો ફાડી નાખ્યો જાવ લઈ જજો જે થાય તે. કારણ **ઉદારતાનો** ગુણ

હતો. નાના-નાનાને પણ તાણાવું પડે અને આ નાની-નાની રકમથી કામ થશે નહિ એમ વિચારી બધો ખર્ચો પોતે આપ્યો. પૈસા હતા તેની સાથે ઉદારતાનો ગુણ પણ હતો પૈસા તો ઘણા પાસે હોય છે પણ વાપરી ન શકે તેમ બને છે

પ્ર૦ એક પાણીના બિંદુમાં વિજ્ઞાનવાળા જે જીવો બતાવે છે તે કયા ?

ઉ૦ તે તો ત્રસ જીવો, હાલતા-ચાલતા બેઇન્દ્રિય આદિ જીવો બતાવે છે, નહિ કે પાણીના જીવો. પાણીના જીવો તો એટલા સૂક્ષ્મ છે કે તેઓ પણ જોઇ શકે નહિ

પ્ર૦ સામાયિક કરીને બેઠા હોય અને કોઇ અનિવાર્ય પ્રસગ આવી પડે તો છોડી દેવાય ?

ઉ૦ ના, સામાયિક વ્રતની કિંમત હોય, શ્રદ્ધા હોય તે ન છોડે

**સુરતમાં** બે ભાઇ ઉપાશ્રયમા સાથે સાથે **સામાયિક** કરી બેઠા હતા. બન્નેના ઘર પણ જોડાજોડ, વચ્ચે ફક્ત એક નાની જગ્યા. ઘરને **લાહ્ય** લાગી ખબર આયા એટલે એક તો સામાયિકનો વખત **પુરો થયા પહેલા** ખખેરી ઉભા થયા અને ગયા જોયુ તો પોતાનુ ઘર બધુ **બળી** ગયુ હતુ બીજા જે ભાઈ સામાયિક લઇને બેઠા હતા તેમણે વિચાર્યું કે, અગ્નિ આગળ **આપણું શું ચાલવાનું** છે ? સામાયિકમા કેમ **છોડી જવાય ?** એમ ધારી ન ગયા ત્યારે તેમનુ ઘર **બચી** ગયુ. કારણ બબાવાળાએ તેમના ઘર ઉપર પાણીનો મારો રાખ્યો હતો. એ વિચારે કે જે બળી ગયુ હતુ તે બળી જવા દો પણ જે નથી બળ્યુ તેને બચાવો આ પ્રમાણે **શ્રદ્ધા** જોઇએ શ્રદ્ધાવાળાને **આંચ** આવે નહીં

પ્ર૦ નીતિનુ ધન હોય તે જાય નહિ તે વાત ખરી ?

ઉ૦ સચ્ચાઇથી પેદા કરેલ હોય તે જવાનો સભવ ઓછો

અહિ જ **દરીયાપુર**મા એક બાઈ હતા. વિધવા થયા બાદ

જે પૈસા હશે તેની ધીરધાર કરતા એક સંબંધીને આપતા-લેતા રૂા. ૫૦૦) રહી ગયા પછી થોડો વખત થઇ ગયો છતાં ન આવ્યા ત્યારે તેને ત્યા ઉઘરાણીએ ગયા પેલાએ કહ્યુ : "અત્યારે કોઇ રીતે બને તેમ નથી દાવો કરશો તોપણ વસુલ નહિ થાય. જ્યારે આવશે ત્યારે આપીશ." આ પછી આ બાઇએ તો ઉઘરાણી કરવી જ બંધ કરી. ન તો બાકી ખાતુ પડાવ્યુ, ન લખાણુ કરાવ્યુ, ન દાવો કર્યો બાઇ સમજી કે, આગળનુ માગતો હશે તે લઇ ગયો, કા નવુ દેતુ થયુ.

ત્યારબાદ રસ્તામાં સામો મળે તોપણ બાઇ બીજો રસ્તો લે, તેને ખોટુ ન લાગે તે માટે; કારણ તેની પાસે સાધન તો હતુ નહિ એટલે લેવાનુ કયા રહ્યુ ? આ પછી ચાર-પાચ વર્ષ વીતી ગયા.

ત્યારબાદ ભાઇની સ્થીતિ કાંઇક સુધરી, સરખાઇ આવી. વિચાર કર્યો કે, બાઇના જે દેવા છે તે આપવા જોઇએ; કારણ બાઇએ ઉઘરાણી કરી નથી તેમજ ખાતું પણ પડાવ્યુ નથી. બાઇને ત્યા રાત્રે દશ વાગે ગયા જઇને બારણુ ખખડાવ્યું. પૂછ્યુ કોણ છો ? નામ આપ્યુ. અત્યારે શુ કામ છે ? વિચાર્યું પાછો કાઇક સંકડામણમાં આવ્યો હશે એટલે પાંચ-પચ્ચીસ જોઇતા હશે ઉઘાડ્યું, પૂછ્યું, શું કામ છે ? જલદી કહી નાખો કહે તમારા વ્યાજ સહિત કેટલા લેણા છે ? અરે પણ છે શુ ? આપવા છે ? આપવા હોય તો જેટલા આપવા હોય તેટલા આપી દોને, એટલે પતી જાય કહે, એમ નહિ, પૂરેપૂરા વ્યાજ સહિત આપવા છે, તેમ કહીને મુકવી આપ્યા બાઇએ જાણ્યું આ તો માડી જ વાળ્યા હતા તે આવ્યા એમ વિચારી બધી રકમ શુભ ખાતે આપી દીધી મતલબ કહેવાની એ છે કે, નીતિનૂ હોય તે જાય નહિ

પ્ર૦ આ ભવનુ લહેણું રહી ગયું હોય તો બીજા ભવમાં મળે અગર દેવુ રહી ગયું હોય તો આપવુ પડે ?

ઉ૦ હા, વ્યાજશીખે આપવુ પડે આ ભવમાં જે દેવું રહી ગયુ હોય તે અનેકગણુ આપવું પડે. ભવોના ભવો સુધી પણ ચાલે તેવું બને, માટે દેવું રાખવું જોઇએ નહિ.

પ્ર૦ અહિં ઝાઝું દેવુ હોય અને થોડામાં પતાવટ કરે તો ?

ઉ૦ સામાનું મન મનાવીને પતાવટ કરે તો થોડામાં પતી જાય પણ બાકી રાખીને નહિ. જો પતાવટ કરી દીધી તો વાધો નહિ માટે જે બને તે પતાવટ અહિંજ કરી દેવી જોઇએ

પ્ર૦ અનીતિ અન્યાય કરી જે લીધુ હોય તે પણ દેવુ રહી જાય ? અને આપવું પડે ?

ઉ૦ હા, તે પણ વ્યાજ સહિત આપવું પડે તેમાં ચાલે નહિ.

પ્ર૦ કોઇને પૈસા ધીર્યા હોય અને ન આપે તો પૂર્વનું લહેણુ હશે તેમ સમજવું ?

ઉ૦ પૂર્વનું લહેણું હોય તેમ પણ બને અને નવુ દેવુ કરતો હોય તેમ પણ બને.

પ્ર૦ માબાપના જેવું સંતાનોના શરીરનુ બધારણુ થાય ?

ઉ૦ થાય પણ ખરૂં અને ન પણ થાય

પ્ર૦ અગાઉ જંગલમાં રહેનારાને રોગો થતા હશે તેને માટે શું ઉપાયો કરતા હશે ?

ઉ૦ અગાઉ જંગલમાં રહેનારા આસનો કરતા અને તેથી રોગો માટે અમુક અમુક આસનો બતાવેલા છે જેમકે પીચોટી ખસી ગઇ હોય તો બેઠા બેઠા પગ લાંબા કરી અંગુઠો પકડે, એ રીતનુ આસન કરે તો પીચોટી ઠેકાણે આવી જાય. આ પ્રમાણે ઘણા આસનો છે જેનાથી રોગ મટી જાય

પ્ર૦ અત્યાર અગાઉ આટલી બધી ઓપરેશનની પ્રથા ન હતી ત્યારે રોગોના ઉપચારો કેવા હતા ?

ઉ૦ સાદા. દાખલા તરીકે અત્યારે ગળામાં કાંઈક થાય ત્યારે કાકડા કપાવે છે, જયારે પહેલા હાથ પરની કે વાંસાની નસ ઉપર ઘીની આંગળી ચોળે તો ગળાનું દર્દ જતું રહે એવું બનતું.

ખંભાતના એક ભાઈ સીંદુરનો મલમ બનાવે છે તે બધાને મફત આપે છે નાના બાળકને પેટમાં ચુંક આવતી હોય અને તેના પેશાબનું ટીપું આપે તો મટી જાય એક વખત એક બાઈને દવાની શીશીમાં ડોકટરે પેશાબ ભરી દીધો અને બાઈને ચુંક મટી ગઈ, પછી કહે ડોકટર સાહેબ તમારી દવા બહુ જ સારી આ પ્રમાણે સાદા ઉપાયો પહેલા કરતા.

પ્ર૦ દવા કરવાથી દર્દ લંબાય તેમ બને ?

ઉ૦ તેમ પણ બને જો દવાની ઉંધી અસર થાય તો અમારા સાધ્વીજીને મગજની અસ્થિરતા થઈ ગએલી. દવા કરાવી ત્યારે ત્રણ મહિને ઠેકાણે પડયું અને બીજે વર્ષે એવુંજ દર્દ ઉપડી આવ્યુ તે વિના દવાએ થોડા રોજમાં મટી ગયુ પણ શ્રદ્ધા દવા પર નહિ ઉપવાસ-વિહાર ચાલુ ને ચાલુ

પ્ર૦ લીલોતરી શાક ન ખાવાથી શક્તિ ઘટી જાય તેવું ખરું ?

ઉ૦ ના. મજુર વર્ગ કયા હંમેશાં લીલોતરી શાક ખાય છે અમારા ગુરૂએ લીલોતરી શાક દિક્ષા લીધી તે દિવસથી જ બંધ કરેલ. તે માન્યના બરાબર નથી તેને બદલે દુધ દહી વાપરે.

પ્ર૦ અગાઉ આદુ. કોથમીર, લીંબુનો આટલો પ્રચાર હતો ?

ઉ૦ ના. તે બધું હમણાંજ વધારે થયું છે.

પ્ર૦ કેરી-કેળા જેવી રસાવળનો ત્યાગ કેમ કરતા હશે ?

ઉ૦ કેરીમાં એક વખત જીવાત મારા જોવામાં આવી તેથી કેરી બંધ કરી અને કેળાનો ત્યાગ તરીકે બંધ કર્યો.

પ્ર૦ જે કેરી શ્રાવણમા પાકે તેને ખાવામા દોષ ખરો ?

ઉ૦ હવાની અસર તેના પર થાયજ માટે દોષ તો ખરો.

પ્ર૦ ઘણા કહે છે ઋતુએ ઋતુનું શાક-ફળો વિગેરે ખાવા જોઇએ નહિતર જોઇતા વિટામીનો ન મળે તે ખરું ?

ઉ૦ ઘણા મજુર વર્ગ ખાતા જ નથી છતાં પૂર્ણ તંદુરસ્ત રહે છે એટલે તેમને સાદા ખોરાકમાંથી બધા વિટામીનો મળી રહે છે. ખોરાક સાદો અને બરાબર પાચન થવો જોઈએ.

પ્ર૦ જે વસ્તુ પર ખુબ મન જતુ હોય તેને હઠાવવા શું કરવું ?

ઉ૦ પ્રત્યાખ્યાન કરવા, વ્રતનું બંધારણ જ એવુ છે કે, વસ્તુ પરથી મનને હઠાવી દે. લક્ષ જ ન જાય એક વખત ત્યાગ કર્યો પછી મન તે તરફ જાય જ નહિ. રૂચી જ ન થાય.

પ્ર૦ ભાષા જ્ઞાનની શરૂઆત ક્યારથી થઈ ?

ઉ૦ **શ્રી ઋષભદેવ સ્વામી**ના વખતથી. મુખ્ય બેજ વસ્તુ અક્ષરો અને ગણિત અગર સંખ્યા. શ્રી ઋષભદેવ ભગવાને **બ્રાહ્મી**ને અને **સુંદરી**ને અનુક્રમે શબ્દો અને સંખ્યા શીખવાડયા કહેવાય છે કે, જમણા હાથે બ્રાહ્મીને અક્ષરો શીખવાડયા અને ડાબા હાથે સુંદરીને સંખ્યા શીખવાડી એટલે અક્ષરો લખાય તે ડાબેથી જમણે જાય અને સંખ્યા જમણેથી ડાબે જાય. બાકી તો દુનિયા **સરસ્વતી**ને માને છે તેવું કાંઈ નથી

પ્ર૦ લૌકિક અને લોકોત્તર ગણિતમાં ફેર ખરો ?

ઉ૦ હા, લૌકિક ગણિત તો મર્યાદિત સંખ્યા જ બતાવે જ્યારે લોકોત્તર ગણિતમાં તો અસંખ્યાતા, અનંતા બતાવેલા છે.

પ્ર૦ સ્વ-સ્ત્રી સિવાયનો જેને ત્યાગ હોય તેનાથી ફરી પરણાય?

ઉ૦ ખરી રીતે ન પરણાય પણ અહિં તો અત્યારે તેમાથી માર્ગ શોધી કાઢે છે એક સ્ત્રીની જ મર્યાદા રાખી હોય પછી તે સ્ત્રી ગુજરી જાય તો બીજી ન પરણાય. અગાઉના શ્રાવકોની આ પ્રમાણે મર્યાદાઓ હતી અત્યારે તો બાધા લીધેલી હોય છતાં તોડવાના પ્રસંગો બન્યા છે કહેશે બાળ-બચ્ચા નાના છે,

આજીવિકા માટે પણ પ્રયત્ન કરવો પડે અને રસોઈ બનાવનાર પણ જોઇએ એમ વિચારી બીજી પરણી લે છે.

પ્ર૦ સૂત્ર કેવળી કોને કહેવાય ?

ઉ૦ હાલ વિદ્યમાન જેટલા સૂત્ર-સિદ્ધાંતો હોય તે બધા જ જેને આવડતા હોય. તેમાં પારંગત હોય, તેનું સપૂર્ણ જ્ઞાન હોય તેને સૂત્ર કેવળી કહેવાય છે. કેવળ જ્ઞાન પ્રગટ થયુ હોય તેને કેવળી જ્ઞાન કહેવાય છે.

પ્ર૦ અઢાર સહસ્ત્ર સીલાંગ રથ ધરનાર એટલે શું ?

ઉ૦ અઢાર હજાર શીલવતની ગાથાઓ છે તે ગુણોના ધરનાર.

પ્ર૦ અઢાર હજાર ગાથાઓ બધી જુદી જુદી છે ?

ઉ૦ ના, એક ગાથામાંથી અઢાર હજાર થાય થોડો થોડો ફેરફાર કરતા જવાનો.

પ્ર૦ અન્ય મતવાળા કહે છે કે, હાથી મારતો આવે તો પણ જૈન મદિરમાં ન જવું તેનું કેમ ?

ઉ૦ એની પહેલાની કડી એવી છે કે. હિંસા કરીને, મૈથુન સેવીને કે દારૂ પીને આવા સજોગોમાં જૈન-મંદિરમાં ન જવું કારણ તે એટલુ પવિત્ર સ્થાન છે કે આવા કાર્યો કરીને ત્યાં ન જવાય.

પ્ર૦ ખાતી વખતે ઉલ્લાસપૂર્વક ખાવું જોઇએ એમ કહેવાય છે, નહિતર તે બરાબર પાચન ન થાય તે ખરૂં ?

ઉ૦ અમારે જૈન સાધુઓને માટે તો કહ્યું છે કે, ખાતી વખતે આંખમા આસુ આવવા જોઇએ કે, આના વિના હું ચલાવી શકતો નથી અને આ અન્ન છકાયનો આરંભ કરવાથી પેદા થાય છે તેનો ખેદ હોવો જોઇએ. આ રીતે ખાતા ખાતા પણ સાત-આઠ કર્મ તોડે રસપૂર્વક વખાણી-વખાણીને ખાવાથી સાત-આઠ કર્મ બાંધે.

પ્ર૦ સંથારો અગર ઉપવાસ કરે તો આયુષ્ય ઓછું થાય ?

ઉ૦ ના, સંથારો કે ઉપવાસ કરવાથી આયુષ્ય ઓછું ન થાય. સાત પ્રકારે આયુષ્ય તૂટે.

પ્ર૦ સંથારો વધારેમાં વધારે કેટલો હોવો જોઇએ ?

ઉ૦ બે માસનો.

પ્ર૦ સંથારો કયા કારણોસર થઈ શકે ?

ઉ૦ ત્રણ કારણોસર. તપસ્યા કરતા અગર અન્ય કારણે શરીર અશકત થઈ ગયું હોય અને કાંઈ કામ થઈ શકતુ ન હોય તો સંથારો કરે. જાણે કે હાલવા-ચાલવાની શકિત નથી, ખાધેલું પાચન થતું નથી તેથી શરીરનો કસ કાઢી લેવો આ પ્રમાણે વિચારી સંથારો કરે. બીજું કોઇ સિંહ, વાઘ, સર્પ કે અન્ય પ્રકારનો ઉપસર્ગ આવી પડે તે વખતે સથારો કરે અને ત્રીજુ કોઈ જાણકારને, જ્ઞાનવાળાને આયુષ્યની ખબર પડે અને કહે, અગર પોતાને જ્ઞાન થાય અને આયુષ્ય ટુંકું જાણી સંથારો કરે તે. બાકી સાગારી સંથારો તો ગમે ત્યારે કરી શકાય છે

પ્ર૦ પર્યાય વિશુદ્ધ ચારિત્ર આકરૂ ખરૂ ?

ઉ૦ હા, બહુ કડક. પર્યાય વિશુદ્ધ ચારિત્રવાળાનું દેવતા પણ સાહરણ ન કરી શકે.

પ્ર૦ આવેશમાં આવી જઇ સંથારો કરી નાખે એવુ બને ?

ઉ૦ તેમ ભાગ્યે જ બને, પણ ગૃહસ્થોમા એવું બનવાનો સંભવ ખરો. એમ સાંભળ્યુ હતું કે, એક ગૃહસ્થે ઘરમાં કાંઇક બોલાચાલી થઈ તે ઉપરથી સંથારો કર્યો હતો તેમાયે ખાવાની જ બાબતમાંથી. તે સંથારો બે મહિના ચાલ્યો અને સપૂર્ણરીતે પાર પડી ગયો તેટલા ભાગ્યશાળી

પ્ર૦ બીજા કોઈ ગૃહસ્થે સથારાની રીતે આત્મભાવે સંથારો કરેલો આપે જોયો છે ?

ઉ૦ હા. **મુંબઈમાં** એક **કચ્છી** ભાઇએ કરેલ. અનાજનો વ્યાપાર હતો અને આગલા દિવસની સાંજ સુધી તો વ્યાપારમાં

જોડાએલા હતા જે અનાજ ઉતરેલું તે દુકાનમાં ગોઠવવા મહેનત કરેલી. બીજે દિવસે સવારે ઉપાશ્રયે આવી પચ્ચખાણ લીધા. ચોંવિહારા ઉપવાસના. કોઇને ખ્યાલેય નહિ કે, સંથારો છે એક પછી એક ઉપવાસ વધારતા ગયા ઘરના એટલે એમનો પુત્ર, સગા-સંબંધીઓએ પહેલા તો એમ ધાર્યું કે, એક-બે-ત્રણ ઉપવાસ કરશે, પણ ઘેર આવ્યા નહિ એટલે બોલાવવા આવ્યા ત્યારે સંભળાવી દીધું. "હવે ઘેર આવવાનું નથી." સગા-વ્હાલાએ કહ્યુઃ "છોકરા શી રીતે પાછળ ભાર ઉપાડશે?" તો કહે: "ભાર ન ઉપાડવો હોય તો આવીને બેગી જાય મારી પાસે મારે તો હવે ઘેર આવવાનુ નથી" મક્કમ હતા. ઉપાશ્રયના વહીવટદારોએ કહ્યું કે, "અહિં આ પ્રમાણે નહિ થાય જાવ તમારા ઘેર" કારણ સરકારી ચિકિત્સા થાય અને અંદરખાને કાંઇ બીજુ કારણ હોય તો માથે આવી પડે. વળી દઢતા જોવા આ પ્રમાણે કહ્યુ પણ બરાબર મક્કમતા જોઈ અને બીજુ કાઇ કારણ જાણવા ન મળ્યુ એટલે પછી સંથારો જાહેર થયો અને લ્હાણી શરૂ કરી. સવારના ૯ થી સાંજના ૫ સુધી લ્હાણી ચાલે. હમેશની લ્હાણીમા રૂા. ૫૦૦) ઉપર ખર્ચ થાય એટલો ઘસારો ઘણો વધ્યો. આ વખતે અમે મુંબઈ ચોમાસુ જતા હતા તે પરા સુધી પહોચેલા દર્શન કરાવવા માટે અમને જલ્દી ડોળીમા આવવા વિનંતી કરી પણ ૭ સાધુ અને ૭ ડોળી જોઇએ તેમજ છતી શકિતએ ડોળીમાં બેસવુ યોગ્ય નહિ એટલે એ તો ન કર્યું. સાંજ-સવાર વિહાર કરી જેમ બને તેમ જલ્દી પહોચવા વિનતી કરી, કારણ બહુ થોડો વખત જણાતો હતો, એ વિનતી માન્ય રાખી જેમ બને તેમ જલ્દી પહોચ્યા બેઠા સહિત જ દર્શન કરાવવા ઉપર ગયા દર્શન કર્યાં હાથ જોડવા હાથ ઉંચા કરવા માંડયા તેમાં એક હાથ ઉંચો થયો, એક ન થયો બોલવાનું બંધ થઈ ગયું

હતું પણ સમાધિ સારી હતી. દર્શન કરાવી અમે નીચે આવ્યા, ભેટા છોડી અને આહાર-પાણી લાવ્યા આહાર-પાણી અર્ધા થયા ત્યાં ઉપર તેડવા આવ્યા. ઉપર ગયા તો બે-ચાર મીનીટમાં દેહ ત્યાગ થયો, સંથારો સીઝી ગયો પાલખી નીકળી તે વખતે ઘણું જ લાંબુ સરઘસ ઘણો સમુદાય, તેમાં દેરાવાસી પણ ખરા. ત્યાં અગ્નિદાહ પછી સ્મશાનભૂમિ પર આવેલાને **પાલણપુરવાળા** તરફથી ચાહ-નાસ્તો અપાયા હતા, તેમાં પણ સારો ખર્ચ થયો હતો.

પ્ર૦ જે અઢાર સહસ્ર ગાથા કહેવાય છે તે કોઇ મોઢે કરી શકે ?

ઉ૦ હા, તે કાંઇ આકરૂ નથી. એક જ ગાથા ઉપરથી થઇ શકે, ફક્ત એક એક શબ્દ ફેરવતા જવાનું એકાગ્રતા ફેરવતા સારી રહે, ચિત્ત બીજે જાય નહિ અને બે-ત્રણ કલાક સ્હેજે નીકળી જાય તે ફેરવનાર શ્રાવકો પણ જોયા છે

પ્ર૦ એક પછી એક બીમારી આવે તે વખતે મતિ મુઝાય છે તો કઇ રીતે નિવારણ થાય ?

ઉ૦ એક પછી એક અશુભ કર્મનો ઉદય આવે તેનુ બને, માટે જ્ઞાનીઓ કહે છે કે અગાઉથી તૈયારી કરો ઉદય આવ્યા પછી કાંઇ થાય નહિ. ઉદય આવ્યા પહેલા શુભ ક્રિયામા જોડાવ તો અશુભ હઠી જાય, મંદ પડી જાય પણ શુભ ક્રિયામા જોડાય નહિ તો અશુભ વધતું જ જાય.

પ્ર૦ આવ્યા પછી શું કરવુ ?

ઉ૦ આવ્યા પછી સમભાવ રાખવો રોગના બહુ વિચાર કે ચિંતા ન કરવી આર્તરૌદ્ર ધ્યાનથી રોગમાં-પીડામાં વધારો થાય છે તેનું વિસ્મરણ કરવાથી ભૂલાઇ જાય છે સારવાર કરનાર તથા જોવા આવનારે પણ બહુ વિવેક રાખવો જોઇએ, દર્દીએ મન મજબૂત રાખવું જોઇએ.

પ્ર૦ બીજા બોલે તે શબ્દોની અસર દર્દ પર થાય ?

ઉ૦ ઘણી તીવ્ર થાય. દર્દમા વધારો થતા વાર ન લાગે

એક ભાઈ હતા લકવાની અસર થઈ ઉપચાર કર્યા-લગભગ આઠ આની જેટલો ફાયદો થયો ડોકટરને પણ હિંમત આવી. લાકડીના ટેકે ફરી હરી શકે, ચડી શકે એટલો બધો ફાયદો એમા કોઈ ખબર કાઢવા આવનારે કહ્યુઃ "આ દર્દ તો મટે જ નહિ, ફલાણા ભાઇને થયુ હતુ તે ગૂજરી ગયા, સારૂં ન થયુ."

આ પ્રમાણે ઉપરાઉપરી ખબર કાઢવા આવનારના વચનોની અસર થઈ અને જે આઠ આની સુધારો હતો તેના બદલે થોડા રોજમા પથારીવશ થઈ ગયા પછી અમોને દર્શન કરાવવા તેડી ગયા ત્યારબાદ અમો વિહાર કરી ગયા. પછી વાત સાંભળી કે તે ભાઇ ગૂજરી ગયા આટલુ બધુ બની જાય છે માટે દર્દની ગભીરતાની વાત દરદી પાસે કરવી જ ન જોઇએ.

બીજો એવો જ એક દાખલો જોયો હતો એક ભાઇને આખની બીમારી હતી. ડોકટરે **મીરજ** જવાની સલાહ આપી અહિં દર્શન કરવા આવ્યા તે વખતે એક ડોકટર પણ અહિં દર્શન કરવા આવ્યા તેમણે જોયું, તપાસ્યા અને તેમના સબંધી હતા તેમને એક બાજુ લઇ ગયા અને કહ્યું કે, "બે મહીનામાં **મીરજ** નહિ લઇ જાવ તો કેમ હાથમા નહિ રહે" આ હકીકત જે ભાઇના બાબતની હતી તે સાંભળી ગયા તુરત જ અસર થઇ આવ્યા ત્યારે પોતે હાલી-ચાલીને આવ્યા હતા અને ગયા ત્યારે કહે મારાથી દેખાતુ નથી, હાથ પકડો. પછી પથારી-વશ થયા. ત્યારબાદ થોડા વખતમાંજ તે પણ ગૂજરી ગયા.

પ્ર૦ સગા-સ્નેહીને દર્દ થાય અને તેથી દુ:ખ થાય તે પોતાનો પણ અશુભનો ઉદય બને ?

ઉ૦ હા, પોતે પણ કર્મ કરવામાં સાથે પરોક્ષગીને જોડાયા હોઇએ તો આપણને પણ તેને દુઃખ પડે તેનુ દુઃખ થાય

પ્ર૦ **હોમીઓપેથી** દવા કોઇક બીજી દવાઓ કરતા નિર્દોષ ગણાય?

ઉ૦ હા, તે સામાન્ય જ હોય છે અને ખાસ તો થોડી જ હોય પાવર ઘણો

પ્ર૦ **હોમીઓપેથી**થી બધા દર્દો મટે ?

ઉ૦ **ખંભાતમાં** એક **ભાઇ** હતા. ઘણી દવાઓ કરાવી **મુંબઇના** મોટામાં મોટા ડોકટરોની દવાઓ કરાવી પણ મટયુ નહિ છેવટ આશા મુકી દીધી અને ખભાત આવ્યા. ખભાત હોમીઓપેથી દવા શરૂ કરી અને મટી ગયુ સારી રકમ દવાખનામા આપી

પ્ર૦ દવાખાનું ધર્માદા ચાલે છે ?

ઉ૦ હા ધર્માદા દવાખાનું ચાલે છે તદન મફત ડોકટર પણ સેવા-ભાવી, કાંઈ જ ચાર્જ લેતા નથી જેને સારૂં થાય અને આપવું હોય તે દવાખાનામાં ભેટ આપે ફરજીયાત નહીં. ઘણો ધસારો રહે અગાઉથી દવાઓના પડીકા તૈયાર કરી રાખે તોપણ બે વાગે વીઝીટનો ચાર્જ પણ પહેલા લેતા ન હતા. પછી લોકોએ બહુ આગ્રહ કર્યો ત્યારપછી વાઝીટ ફી લેવાનું શરૂ કર્યું. ડોકટર પણ પોતાના ધર્મના નિયમો પાળનાર

પ્ર૦ સ્વપ્ન કોઇ વસ્તુ જોઇ અનુભવી ન હોય તેનુ આવે ?

ઉ૦ પ્રાયઃ જે વસ્તુ જોઇ અનુભવી હોય તેનુ જ સ્વપ્ન આવે કેવલ-જ્ઞાન પૂર્વે કોઇ વખત પ્રાપ્ત થયું નથી એટલે કેવલજ્ઞાનનુ સ્વપ્ન આવતુ જ નથી.

પ્ર૦ અત્યારે જે નવી નવી શોધો થઈ છે તેનુ અગાઉ હશે ?

ઉ૦ જગતમાં કાંઇ નવુ નથી. ફક્ત ફેરફાર થાય છે અગાઉ પણ યંત્રો હતા વાહનો પણ હતા અને ઘણી અજાયબવસ્તુઓ હતી જગત ઉપર કાંઇ નવું પેદા થતુ નથી પણ રૂપાંતર અગર તો પરિવર્તન થયા કરે છે

પ્ર૦ અનંતાનુબંધી કષાય ક્યારે જાય ?

ઉ૦ પુદ્ગલ ઉપરથી કાંઈક મમત્વ ઘટે તો સોએ સો ટકા મમત્વ રહે ત્યા સુધી અનંતાનુબંધી ન જાય. ઘટાડો થાય તો અનંતાનુબંધી જાય.

પ્ર૦ શાસ્ત્રની ચર્ચાઓ કરવી યોગ્ય છે ?

ઉ૦ ચર્ચા અને શાસ્ત્રમા ફેર છે ચર્ચા કરવામા ભરચા ઉડે છે અને શાસ્ત્રાર્થમા સમભાવપૂર્વક વિચારણા થાય છે

પ્ર૦ અન્ય ધર્મીઓની સભામા જૈન મુનિઓ ભાષણ આપે તો ધર્મની છાપ પડેને ?

ઉ૦ અત્યાર સુધીનો ઇતિહાસ તપાસી જુઓ. બહાર જવામા ગુમાવ્યુ છે કે મેળવ્યુ છે નવા જૈનધર્મી કેટલા થયા ? તે તો થવુ મુશ્કેલ પણ તેમને સારૂં લગાડવા ખોટી પરૂપણા કરવી પડે, અગર વધારે ઓછુ કરવું પડે મર્યાદાઓ મુકીને જેટલા-જેટલા કાર્યો કર્યા, ભલે ખર્ચા કર્યા. મોટા દેખાવો કર્યા, પણ આડબર કરવા છતા કાંઈ વધારો થયો નથી.

પ્ર૦ નોભવી-નોઅભવી કોણ ?

ઉ૦ સિદ્ધ પરમાત્મા

પ્ર૦ ચડતો અને ઉતરતો કાળ સિવાય એકસરખો કાળ ખરો ?

ઉ૦ હા **મહાવિદેહ**મા સદાય ચોથો આરો. તે કાળને નોઉત્સર્પિણી નોઅવસર્પિણી કાળ કહેવાય છે

પ્ર૦ દરેકની શ્રદ્ધા, પરૂપણામાં અને ફરસનામાં ફેર શું ?

ઉ૦ શ્રદ્ધા અને પરૂપણા દરેક સમ્યક્ દૃષ્ટિની સરખી જ હોય, ફક્ત ફરસનામા ફેર હોય

પ્ર૦ ધર્મ ભાવના અગર ધર્મ તરફ પ્રવૃત્તિ થાય તે પૂર્વના શુભ ઉપાર્જનના કારણે જ થાયને ? કે પૂર્વે કર્યું હોય તો જ થાય કે નવું પણ થાય ?

ઉ૦ પૂર્વે કરેલ હોય અને ભાવના થાય તો નવું પણ થાય જેણે જેણે પૂર્વે કરેલ હશે તેણે તેણે જ્યારે કર્યું હશે ત્યારે નવુ જ કર્યું હશેને ? માટે જ્યારે કરે ત્યારે થાય માટે કરવાનો પુરૂષાર્થ કરવો જોઇએ. કરવાથી થાય.

પ્ર૦ ગરીબીમાંથી સાધુ થયા હોય તે સાગ નીવડે ?

ઉ૦ પ્રાયઃ એમ બને ખરૂં

પ્ર૦ ન્હાવાની બાધા અમર મર્યાદા ગૃહસ્થ કરી શકે ?

ઉ૦ હા, અઠવાડીયે એક વખત ન્હાવાની મર્યાદાવાળા અદિજ હતા **પાળીયાદ**માં ત્રણ માસ સુધી નહિ ન્હાનાર છે જે પ્રમાણે મર્યાદા કરવી હોય તે પ્રમાણે થઇ શકે

પ્ર૦ કોઇ શરદીની પ્રકૃતિવાળો તે શરદી થવાની બીકે ન ન્હાતો હોય અને તેથી પ્રત્યાખ્યાન કરી મર્યાદા કરે તો લાભ ?

ઉ૦ પ્રત્યાખ્યાન કરે એટલે પછી બંધન આવે એટલે લાભ જ છે.

પ્ર૦ ન્હાયા વિના સામાયિક ન થાય એમ કેટલાક કહે છે તે ખરું ?

ઉ૦ ના, ન્હાયા વિના પણ સામાયિક થઇ શકે. ફક્ત શુદ્ધિ જોઇએ સામાયિક કરવા માટે ન્હાવુ જોઇએ એવું ન હોય

પ્ર૦ કપડા ધોવાની પણ મર્યાદા કરી ન જોઇએ ?

ઉ૦ હા, કપડા ધોવામા પણ આ શહેરમા અગર બીજે જત્નાથી કામ કરે તો ઘણા જીવોની વિરાધનાથી બચી જાય.

પ્ર૦ સાધ્વીજીએ રાત્રે ઉપાશ્રય બધ કરીને સુવુ જોઇએ કે ખુલ્લુ રાખી શકે ?

ઉ૦ સાધ્વીજીએ રાત્રે ઉપાશ્રયના બારણા બધ રાખવા જ જોઇએ, નહિતર મર્યાદા–લાજ લુંટાવાનો સભવ. સુરત ચોમાસું જતા સાધ્વીજીઓ રસ્તામા એક ગામની ધર્મશાળામાં રાતવાસો રહ્યા ઓરડો હતો છતા પણ ગરમીના કારણે ખુલ્લી પરસાળમા સૂઇ રહ્યા ધર્મશાળાવાળાએ કહેવા છતા ઓરડામાં ન સૂતા રાત્રે

દારૂ પીને મુસલમાનો આવ્યા અને એક સાધ્વીજીને અડી ગયા.

પ્ર૦ હુકાળ પગણેતરે વિધવા થયેલ હોય તેને ફરી પરણાવવાને બદલે બ્રહ્મચર્ય પળાવવા માટે શુ કરવું જોઇએ ?

ઉ૦ બન્ને પક્ષે મજબૂત રહેવુ જોઇએ અને બાઇની પણ ઇચ્છા બરાબર હોવી જોઇએ

પ્ર૦ કોઈ સાધુ પાણીને માટે પાત્ર વાપરે છે, કોઈ માટલી વાપરે છે તે બન્ને બરાબર છે ?

ઉ૦ હા. માટલી અપવાદરૂપે વાપરવી જોઇએ કારણ જો ચોમાસામાં કોરી ન થાય તો લીલફુલ થવાની શકયતા પૂરેપૂરી માટલીમા પાણી ઠડુ કરવાની ભાવના છે જો માટીના પાત્ર વાપરવા હોય તો પાત્ર કેમ લાકડાના વાપરવા કુડી વિગેરે કેમ નહિ ? અપવાદરૂપે પાત્ર ફુટી ગયુ હોય ને બીજુ પ્રાપ્ત ન થાય ત્યા સુધી માટલી વાપરે તો ઠીક છે બાકી બન્ને શાસ્ત્રોક્ત છે એ પ્રમાણે રજોહરણ પણ પાચ પ્રકારના કહ્યાં છે પણ ઉનના રજોહરણથી જેવી દયા પળે તેવી બીજાથી ન પળે માટે તે ઉત્સર્ગ માર્ગે વાપરવો, અપવાદરૂપે શણુ વિગેરેના રજોહરણનો ઉપયોગ કરાય

પ્ર૦ વ્યવસાય પ્રમાણે ભાવના રહે તે બરાબર છે ?

ઉ૦ હા ડોક્ટરની પ્રાય ભાવના કેવી રહે તે સમજી શકાય તેમ છે જો કે બધાય ડોક્ટરોની ભાવના સરખી ન હોય પણ પ્રાયઃ પોતાના વ્યવસાયને અગે પણ આવી ભાવના રહે છે, કે કેમ વધારે દર્દીઓ આવે, ધધો કેમ વધે, જ્યા દવાખાનામાં ચાર્જ લેવાતો ન હોય ત્યા ડોક્ટરની ભાવના એવી હોય કે કેમ જલદી દર્દી આવતો બધ થાય આ પ્રમાણે વકીલની ભાવના પણ એવી જ હોય છે તેમાયે સરકારી વકીલ અને બચાવ પક્ષના વકીલ-સનદી વકીલમા પણ ફેર અરે વીમો ઉતરાવે છે તેમાં પણ ખરાબ ભાવના રહે છે

પ્ર૦ વીમો ઉતરાવવામાં ભાવના કઈ રીતે ખરાબ રહે ?

ઉ૦ સ્ત્રી વગેરે સંબંધીનો વીમો ઉતરાવ્યો હોય અને પૈસાની તાણ પડી હોય તો કયારે મરે અને વીમાના પૈસા મળે તેવી ભાવના થાય. અરે વીમાને માટે કેટલાકોએ પોતાની સ્ત્રીઓને મારી નાખ્યાના દાખલા પણ બન્યા છે એક બનેલો દાખલો છે.

એક ગૃહસ્થ ઉપરથી બહુ ધર્મિષ્ટ હતા એટલે સામાયિક, ચૌવિહાર વિગેરે કરે. સાધુ ગામમાં રહે તેટલો વખત બ્રહ્મચર્યનો નિયમ. સટ્ટાની લાઇને ચડી ગયા નહિતર તો વહેપાર ઠીક હતો. ખોટમાં આવ્યા અને પોતે જીવતા છતાં **સુરત**ની નદીમાં ડુબી ગયા એવી વાત ફેલાવી. પાછળનાને વીમાના પૈસા મળ્યા પણ પોતે ઘેર કઈ રીતે આવી શકે ? પછી પોતે દીક્ષા અંગીકાર કરી સાધુ થઇ ગયા. નામ બદલી નાખ્યુ અને દીક્ષા વખતે શરત કરેલી કે, પોતાના વતન બાજુ વિહાર નહિ કરવો. જો કે પાછળથી વતનમાં આવ્યા હતા પણ ખરા છોકરાઓએ વીમાના રૂપીયા મળ્યા પછી વહેપાર કર્યો તેમાં સારું કમાઇ ગયા. આ પ્રમાણે છેતરવાની ભાવના થઈ આવતા વાર લાગતી નથી. પૈસાની લાલચે માણસ નહિ કરવાનુ કરી બેસે છે

પ્ર૦ ભાદરવા મહિનામાં શ્રાદ્ધ કેમ કરતા હશે ?

ઉ૦ તે તો કરતા હોય તે જાણે પણ ભાદરવામાં દુધનો ખોરાક પિત્તનું શમન કરે છે. ભાદરવામાં પિત્તનો ઉછાળો થાય છે તે વખતે દુધનો ખોરાક માફક આવે છે અને પછી આંબેલની ઓળી આસોમાં આવે છે તેમાં લુખું ખાય તો રોગની વૃદ્ધિ ન થાય કારણ દુધથી જે કફની જમાવટ થઇ હોય તે શોષાઇ જાય

પ્ર૦ શાસ્ત્રના જાણકાર હોય અને ચારિત્રમાં પણ હોય તેવા શ્રાવકો જોવામાં આવ્યા છે ?

ઉ૦ બહુ થોડા સૌરાષ્ટ્રમાં સારામા સારા જાણકાર હતા તેવા એક શ્રાવકે ધધાર્થે શેરડી પીલવાનો કોલુ રાખેલો. જે જન્તુપિલણ કમ્મે, કર્માદાનના વ્હેપારમાં ગણાય. શાસ્ત્રના જાણકાર શ્રાવકો રાત્રે પણ ખાય પછી શું કહેવુ ?

પ્ર૦ ઋપી સંપ્રદાય કોને કહે છે ?

ઉ૦ **લવજી ઋષીના** જુદા જુદા સંપ્રદાયો પડયા તે. જુદા જુદા દેશના જુદા જુદા ફાંટા હોય.

પ્ર૦ **ધર્મદાસજી** મૂળ કયા ગામના ?

ઉ૦ **ધર્મદાસજી** મૂળ સરખેજ ગામના અને જાતે **ભાવસાર.** જૈન ધર્મનો અભ્યાસ સારો હતો, જ્ઞાન હતુ પણ તે વખતના સાધુઓને સાધુ જ ન માને, વંદન નમસ્કાર પણ ન કરે. મતલબ કે સાધુના શુદ્ધ આચાર જોઈએ એમ માનતા હતા. પછી તેમને એક સાધુએ પ્રેરણા આપી કે "તમો આટલુ જાણપણું ધરાવો છો તો જૈનશાસનનો ઉદ્ધાર કરો, ભલે તમને કોઈ સાધુ ન લાગતા હોય તો તમારી જાતે ગુરૂ વિના દીક્ષા લ્યો, પણ તમારી શક્તિનો લાભ બીજાને આપો" પછી પોતે એકલા દીક્ષા લીધી અને શિષ્ય સમુદાય ઘણો થયો પરદેશમાં ખુબ વિચર્યા તેથી માળવા, દક્ષિણ, મારવાડ, પંજાબ, બધેય તેમના સંપ્રદાયનો ફેલાવો થયો

પ્ર૦ ઘણા કહે છે કે, સ્થાનકવાસી જૈન સંપ્રદાય ૪૦૦-૫૦૦ વર્ષથી જ અસ્તિત્વમાં આવ્યો છે તે બરાબર છે ?

ઉ૦ **ભગવાન શ્રી મહાવીર**થી આજસુધીની **પાટાનુપાટની નોંધ** છે. એક પછી એક **જે આચાર્ય થયા** તેની નોધ પણ છે, આના **નકશા ખંભાતમાં, પાટણમાં છે. ૪૦૦-૫૦૦ વર્ષ પહેલા ત્રણ મહાપુરૂષ થયા તે ધર્મદાસજી, ધર્મસિંહજી અને લવજી ઋષી.**

પ્ર૦ ભગવાનને તારનાર કહ્યા તો કોને તારે ?

ઉ૦ જે પોતે તરવાને તૈયાર હોય, મહેનત કરે તેને. ભગવાન કાંઈ કોઈનું શ્રેય કરતા નથી. તે તો કહે છે તમારા આત્માએ કર્મ કર્યાં છે અને તમારો આત્મા જ **તે તોડી શકશે.** જે તૈયાર થયા **તેમને ભગવાને સીધો રસ્તો બતાવ્યો અને તે રસ્તે જે ચાલ્યા તે તરી ગયા.**

પ્ર૦ ભવી અને અભવી એ જ જાતના જીવો છે ?

ઉ૦ હા, એક દુર્ભવી કહેવાય છે તે અભવી જેવા જ હોય છે એટલે અભવી કરતા પણ ખરાબ કાર્યો કરે, તે બોધ પામવા મહાન દુર્લભ છે

પ્ર૦ સગાવ્હાલાને ખમતખામણાની કંકોત્રી લખવી તે બરાબર છે ?

ઉ૦ ખરી રીતે તો જેની સાથે વિરોધ થયો હોય અગર જેના સામુ પણ ન જોતા હોઈએ તેને ખમાવવાના હોય છે, નહિ કે સગા-વહાલાને કે જેની સાથે પ્રેમ સબંધ હોય

પ્ર૦ સાધુ-મુનિરાજની સેવા ભક્તિ કઇ રીતે થાય ?

ઉ૦ અત્યારે તો ઘણા એમ સમજી બેઠા છે કે. સાધુ-મુનિરાજની સેવા કરવી એટલે તેમના પગ દબાવવા, તેમને જોઈતી વસ્તુ પૂરી પાડવી, સારું સારું વ્હોરાવવુ, અને તેઓ જેમ કહે તે પ્રમાણે કરવું સાધુ-મુનિરાજની સેવા ભક્તિ આ પ્રમાણે ન થાય. સાધુ-મુનિરાજને સયમમા જેમ ટેકો થાય તેમ વર્તવુ તે તેમની સેવા-ભક્તિ છે બાકી દોષીત્ અને સયમથી પતિત્ થાય તેવું આહાર-પાણી વ્હોરાવો તો તેમના સયમમા વિઘ્ન પડે મનમાં દોપ લાગે એવુ વ્હોરાવો અગર આપો એ સેવા નથી.

**શ્રી ગૌતમ સ્વામીએ મહાવીર પ્રભુને** પૂછ્યુ કે. "હે ભગવાન ! ગૃહસ્થ સાધુને શું આપે ?" તો **ભગવાને** ઉત્તર આપ્યો કે. **"ગૃહસ્થ સંયમરૂપી જીવીતવ્ય આપે"**

જેનાથી સંયમની વૃદ્ધિ થાય, સંવરની વૃદ્ધિ થાય અને સમાધિની વૃદ્ધિ થાય-તેવી વસ્તુ આપે. વધારે પડતા ઉપકરણો અને નવા જમાનાની ચીજો એ અસમાધિ કરનાર છે માટે તે નહિ પણ નિર્દોષ આહાર-પાણી વિગેરે આપે. જેનાથી સંયમરૂપી જીવીતવ્ય ટકી રહે અને પડતાને સ્થીર કરે, તેમના ઉપદેશ પ્રમાણે ધર્મા-ચરણ કરે તે સેવા કરવા બરાબર છે

પ્ર૦ સમાધી શાથી પ્રાપ્ત થાય ?

ઉ૦ સમાધી **એ અંદરની વસ્તુ છે, સંયમથી** સમાધી પ્રાપ્ત થાય એ કોઈ વસ્તુથી પ્રાપ્ત થતી નથી કે બજારમાં વેચાતી મળતી નથી નહિતર પૈસાવાળા કોઇ અસમાધી ભોગવત જ નહિ **ગમતી વસ્તુ જતી રહે ત્યારે અસમાધી થાય, પણ આ તો ઉત્તમ સમાધી કે જેનાથી અસમાધી થાય જ નહિ.**

પ્ર૦ સાધુ-મુનિરાજને એકજ વખત આહાર કરવાનુ કહ્યુ છે ?

ઉ૦ આહાર કરવાનુ સાધુ-મુનિરાજને કહ્યુજ નથી **આહાર માટે કે સ્વાદ માટે આહાર કરવાનું કહ્યુંજ નથી પણ છ કારણ બતાવ્યા છે તે કારણોસર આહાર** કરવાનુ કહ્યુ છે પછી એક વખત, બે વખત કે ત્રણ વખત કરે.

પ્ર૦ લોકાશાહે આપણા પર શુ **ઉપકાર** કર્યો ?

ઉ૦ **શાસ્ત્રોના રહસ્યોનું ભાન કરાવ્યું.** એવી માન્યતા હતી કે **શ્રાવકોથી સૂત્રો વંચાય જ નહિ** અને અત્યારે પણ કેટલાક માને છે **તેનો છેદ કરી સૂત્રોમાં શું વસ્તુ સ્થીતિ છે તે બતાવી તત્વ સમજાવ્યું.**

પ્ર૦ વરસાદનુ પાણી સચેત કે અચેત ? ઉ૦ સચેત જ ગણાય.

પ્ર૦ **આનંદ શ્રાવકે** વરસાદના પાણી સિવાયની મર્યાદા કરી હતી તે શા માટે ?

ઉ૦ સંકોચ કરવા માટે. આ પાણી સિવાય બીજા પાણી ન ખપે એટલે ઘણી મર્યાદા થઇ ગઈ જેમ ઉકાળેલુ પાણી પીનારને બીજા બધા પાણીની બાધી થઇ જાય છે, તેમ આ એક પાણીની છૂટ રાખી એટલે બીજા પાણીની બાધી થઇ ગણાય. ડોકટર જીવરાજભાઇને ઉકાળેલુ પાણી પીવાનીજ છૂટ હતી એટલે બહાર જવુ હોય તો શીશીમા પાણી લઈ જાય-અગર તો સહન કરી લે, અગર તો મંગાવી લે

પ્ર૦ લીંબું કાપેલ હોય તે સચેત કહેવાય કે અચેત ?

ઉ૦ તેનો રંગ વિગેરે બદલાયા હોય તો અચેત ગણાય નહિતર સચેત

પ્ર૦ ઠંડા પાણીમાં સાકરની ગાગડી નાખે તો અચેત થાય ?

ઉ૦ ના, ગાંગડીથી ન થાય પ્રમાણમાં નાખે તો થાય, એટલે તેનો વર્ણ, રસ, ગંધ વિગેરે બદલાવા જોઇએ **કોઇ પણ સચેત દ્રવ્યને તેનું પ્રત્યાઘાતી-વિરોધી તત્વ મળે એટલે અચેત થાય.** ખારા પાણીને ખારૂ પાણી મળે અગર પાણીને મીઠું મળે તો અચેત ન થાય

પ્ર૦ અત્યારના વખતમાં **તદ્દન નિર્દોષ રીતે વ્હોરાવવામાં** ઘણી વખત સાધુને **પ્રતિલાભવાનો જોગ જ બનતો નથી તો** શું કરવું ?

ઉ૦ **એમાં દોષ નથી અગર વસ્તુ દોષ-રહિત છે એમ કહી સાધુને વ્હોરાવવું તે યોગ્ય નથી** કારણ તેથી સંયમમા ટેકો થતો નથી પણ **શિથિલતા** પોષાય છે. એક તો કાંઈક **ઢીલાશ હોય અને આ પ્રમાણે કહેનાર મળે** એટલે વધારે શિથિલ થાય દોષ સહિતનું વ્હોરાવવા કરતા **ફક્ત ઉંચી ભાવના** ભાવવાથી ઘણો લાભ થાય છે, **વધારે નિર્જરા** થાય છે

પ્ર૦ આટલુ સુંદર જૈન તત્વજ્ઞાન છતા **તેના ઉપદેશની અસર** કેમ નહિ થતી હોય ?

ઉ૦ ઉપદેશકમાં પણ અમુક ગુણો હોવા જોઇએ તો જ ઉપદેશની અસર થાય. પ્રથમ તો કષાય રહિત અને ઇંદ્રિયોને દમન કરનાર જોઇએ. પાંચ ઇંદ્રિયના ૨૩ વિષયો અને ૨૫૨ વિકારોને દબાવનાર જોઇએ તથા આશ્રવનું છેદન કરનાર જોઇએ. આટલા ગુણ વિના ઉપદેશ આપે તો ઉપદેશની અસર થાય નહિ. પછી કહેશે સાંભળનારમાં દોષ કે કહેનારમાં "ભણતા અકરતા"–જાણે પણ કરે નહિ તેની અસર ન થાય.

પ્ર૦ સાભળે–જાણે તેની વર્તન પર અસર ન થાય ?

ઉ૦ તે ઉપર વિચાર કરે તો થાય. સાંભળવાના દશ ગુણો બતાવ્યા છે, પણ તે સાભળ્યા ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કરે તો જો વિચાર ન કરે તો ન થાય

પ્ર૦ દુનિયા પરના બનાવો ઉપરથી બોધ મળે ?

ઉ૦ તે ઉપર વિચાર કરે તો ઘણો બોધ મળે. શાસ્ત્ર કરતા પણ જગતના બનાવો પર વિચાર કરે તો ઘણો બોધ મળે નજરે દેખાય છે, બજારમા ઘણા લાંબા થઇ સૂઇ ગયા. શુભ અને અશુભ બન્નેના ફળો નજરે દેખાય છે આવતી કાલે શું થશે તે કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે

પ્ર૦ દરેક કાર્ય શરીરને સીજતું જ કરવુ જોઇએ ને ?

ઉ૦ શરીરને સાચવીને આત્મિક કાર્ય થાય નહિ. શરીર કે પુદ્ગલ પરથી મમત્વ ઘટે તો જ આમાં પ્રવેશ થાય આ શરીર અવશ્ય છોડવાનું છે અને એવાં કેટલાય છોડયાં છે. પહેલા શરીરને હોમવું પડશે તો જ આત્મિક કાર્ય થશે.

પ્ર૦ એકલો બાહ્ય તપ કરવાથી લાભ ખરો ?

ઉ૦ હા, પણ તેની સાથે અભ્યંતર જોઇએ, તો નિર્જરાનો હેતુ સરે એકલા બાહ્યથી પુન્ન પ્રકૃતિ બધાય. ઘણા કહે છેઃ ઘણું કર્યું પણ ફળ દેખાતુ નથી પરંતુ જે કરવાનું છે તે નથી કર્યું

એટલે જ એમ દેખાય છે. દૃષ્ટિ ત્યાગ તરફ જોઇએ, દૃષ્ટિ ન બદલાય તો સામાયિક, કાયોત્સર્ગ વિગેરેમાં ધ્યાન, ચિત્ત ન રહે. વૈરાગ્ય ન હોય એટલે જલદી પુરું થાય તેની જ ગાઢ જોવાતી હોય.

પ્ર૦ એક બાજુ પરીવારનો વિચાર હોય અને એક બાજુ દેવ-દેવીની માન્યતા કરવાની હોય તો કુળાચારે કરે તો મિથ્યાત્વ લાગે ?

ઉ૦ જરૂર લાગે. પરીવાર વિગેરે તો છૂટી જાય, જતા રહે, પણ મિથ્યાત્વ જે એક વખત પેઠું તે જવું મુશ્કેલ છે; માટે તેનુ રક્ષણ કરવું. બાપના કુવામાં બૂડી ન મરાય અગાઉના બ્રાહ્મણો એવા હતા કે, જો સદ્‌ગુરૂ મળી જાય તો રસ્તા પર આવી જાય અને આગળની પકડ વિગેરે છોડી દેતા અને શ્રાવકપણુ અગર સાધુપણું અંગીકાર કરતા.

પ્ર૦ ઘર કરતા દીક્ષા લીધા પછી ઘણાને ખાવા-પીવાની બધી જ જાતની અનુકૂળતા મળે તેમા લોભાઈ ન જાય ?

ઉ૦ ઘર કરતાં અહિ જગ્યા વધારે વિશાળ મળે ત્યા સંકડાશમાં રહેતા હોય પણ અહિ જે જોઇએ તે મળે તેનો અર્થ એવો નહિ કે, જેટલુ મળે અગર ભોગવાય તેટલું ભોગવવુ. અહિ આવ્યા બાદ તો પહેલાં કરતા પણ સંકોચ કરવો જોઇએ નહિતર બેય ચૂકે અને કોઇ ભાવ ન પૂછે. કિંમત ત્યાગની છે

પ્ર૦ બ્રાહ્મણોની ઉત્પત્તિ કયારથી થઈ ?

ઉ૦ **ભરત મહારાજા**ના વખતથી ભરત મહારાજાએ રસોડું ખોલ્યુ હતુ ત્યાં જમી જમીને ધર્મધ્યાન કરતા પણ સખ્યા ઘણી વધી પડી અને સાચા ખોટા સૌ ભળી ગયા ત્યારે તપાસ **કરી** અને નિશાન રાખવા માંડયા પહેલા **કાંકીણી** રત્નથી નિશાન કર્યાં, પાછળથી **જનોઇ**ના નિશાન રાખ્યા **મરીચી**થી

આ ધર્મ જુદો પડયો. તેને સેવા કરાવવાની ભાવના થઈ તેમાં મિથ્યાત્વ પેઠું. શિષ્ય તો જતા રહે પણ મિથ્યાત્વ રહી જાય છે.

પ્ર૦ **ચક્રવર્તિ**ના રત્નોની દેવો સેવા કરે તે કોના પુન્યથી ? રત્નોના કે ચક્રવર્તિના ?

ઉ૦ **ચક્રવર્તિ**ના. ચક્રવર્તિ દીક્ષા લે અગર તો કાળ કરે એટલે દેવો વિગેરે સૌ સૌના સ્થાને જતા રહે.

પ્ર૦ **રત્ન** સચેત ગણાય કે અચેત ?

ઉ૦ જે **રત્ન ખાણમાંથી** નીકળ્યા પછી પાકુ કરવા માટે અગ્નિના પ્રયોગમાં ગયું હોય તે અચેત ગણાય અને જે પાકું જ હોય અને ફક્ત સરાણે ઘાટ માટે ગયુ હોય તે સચેત હોવાનો સભવ ખરો

પ્ર૦ સાધ્વીજી આચાર્ય-ઉપાધ્યાયની પદવીઓ લઈ શકે ?

ઉ૦ હા, સૂત્રના જાણકાર હોય અને ગુણ હોય તે પદવી પામી શકે. **રાજેમતિજી** માટે કહેવાયું છે કે, બહુસૂત્રી અને શીલવંત હતા ત્યારે જ **રહનેમિ**ને ઠેકાણે લાવી શકયા શ્રાવક પણ બહુસૂત્રી હોઇ શકે છે.

પ્ર૦ ઘણા કહે છે સાધુ સિવાય સૂત્ર વાંચવાનો અધિકાર જ નથી તેનુ શું ?

ઉ૦ જ્ઞાન વિના તરાય જ નહિ તો પછી ચાર તીર્થમાથી એકનેજ તરવાનું, એવો અર્થ થયો બાકીના ત્રણ નકામા-તરી શકે નહિ. જ્ઞાનની જરૂરીયાત તો પહેલી છે.

પ્ર૦ દરીયાપાર જવામા ધર્મને બાદ આવે ?

ઉ૦ અત્યારના જમાનામાં દરીયા પાર ગએલા ભાગ્યેજ કોઈ ધર્મ સાચવી શકયા હશે કારણ જ્યાં જાય ત્યાં અભક્ષ્ય વિગેરે હોય છે

પ્ર૦ આગળના જમાનામાં શ્રાવકો દરીયા પાર વહેપાર માટે જતા ?

ઉ૦ પણ તે તો ધર્મ સાચવતા અને કમોટીમાથી પાર ઉતરતા ગમે તેમ થાય પણ ધર્મ છોડતા નહી.

પ્ર૦ અત્યારે કેટલાક હિંદુઓ પણ માસ ખાય છે તેનુ શું ?

ઉ૦ તે આજના જમાનાની અસર છે જેઓ ઉચ્ચ વર્ણના હોય તે ખાનગીમા થાય છે. અરે ! કેટલીક જગ્યાએ મુસલમાનો કરતા પણ હિંદુઓ વધારે ખાય છે **માંગરોળ**મા માસની દુકાન એક ખુણા ઉપર હતી. મહાજન કહેઃ "અમારી લાગણી દુભાય છે માટે અહિંથી ખસેડાવો." રાજ્ય તરફથી કસાયને બોલાવ્યો અને દુકાન ખસેડવાનુ કહ્યું ત્યારે કહે કે "મને વાંધો નથી પણ મારી ઘરાગી ઓછી થઇ જાય તેનુ શુ ?" રાજ્યે કહ્યુ કે, "ઘરાગ તો બીજે પણ આવશે" ત્યારે કસાઇએ કહ્યુ કે, "સારા માણસો જે સાજ પછી અહિં આવે છે તે અમારા લત્તામા ન આવે જુઓ તપાસ કરો." ખાનગી રીતે તપાસ કરી તો મહાજનને નીચું જોવું પડ્યુ, કારણ **હિંદુઓની ઘરાગી ઘણી હતી !**

પ્ર૦ અત્યારનો જે સુધારો છે તેને ખરી રીતે સુધારો કહેવાય ?

ઉ૦ ના, **જે બગડેલું છે તેને સુધારો કહે તો મિથ્યાત્વ** લાગે

પ્ર૦ ધર્મ કોણ કરી શકે ?

ઉ૦ **પરભવનો વિચાર હોય, પરભવની બીક હોય, પરભવનું જ્ઞાન હોય તેજ ધર્મમાં સ્થીર** રહી શકે

પ્ર૦ કર્મ ખપાવવા માટે કયા સાધનની જરૂર પડે ?

ઉ૦ જેમ સોનામાં મેલ ભરાઈ રહે છે તેમ આત્મામા કર્મ ભર્યાં છે. જેમ સોનામાંથી મેલ દૂર કરવા મુસ, અગ્નિ, રસાયણ દવા, તથા સોનારની જરૂર પડે છે તેમ **આત્મારૂપી સોનામાંથી કર્મ-રૂપી મેલ દુર કરવા માટે સમકિતરૂપી મુસ, તપ-રૂપી અગ્નિ, સંયમ, દેશ વીરતી કે સર્વ વીરતીરૂપી**

**રસાયણ અને જ્ઞાનરૂપી સોનીની જરૂર** પડે છે. તેમાં એક પણ સાધન અધુરૂ હોય તો ચાલે જ નહિ.

પ્ર૦ પાછલી ઉંમરે જ્ઞાન ચઢે ?

ઉ૦ હા. **પ્રયત્ન કરે તો જરૂર ચઢે-પાછલી ઉંમરે બધું થાય. પરદેશી રાજા** પાછલી ઉંમરે જ તૈયાર થયા હતા જ્ઞાન ન ચઢે એમ કહેવાય નહિ જેને જ્ઞાનની પીપાસા હોય તે ૭ માસે પણ એક પદ શીખે, નથી ચઢતુ એમ ન કહેવાય-ધ્યાન બીજે હોય તો ન ચઢે

પ્ર૦ અત્યારના જમાનામાં જ્ઞાન મેળવવાની ફુરસદ નથી તેનું શું ?

ઉ૦ જમાનાનો વાક કાઢવો નકામો છે અત્યારે બધાય મિથ્યાત્વી જ જીવો હશે ? સમકિતિ હશે જ નહિ ? બન્ને છે જમાનો તેમા શુ કરે ? પાચમા આરાના છેડા સુધી ધર્મ ચાલવાનો છે, એટલે ત્યા સુધી જે કરવું હોય તે થાય જ્ઞાન તો આજકાલ ઘણુંય મેળવાય છે, પણ જે મેળવવાનું છે તે નથી મેળવાતું પુદ્ગલ માટેનુ મેળવાય છે પણ આત્મા સબધી મેળવાતુ નથી

પ્ર૦ વિજ્ઞાન જાણવુ તો જોઇએ ને ?

ઉ **જાણવા માટે જાય ત્યારે પોતે જ ફસાઇ જાય છે કાચબો** પગ બહાર કાઢી જોવા ગયો તો **શીયાળે** પગ કરડી ખાધો. પછી રહ્યુ શુ ? એટલે **ભોગની વિદ્યા જાણવા જેવી નહિ.**

પ્ર૦ દુનિયામા કેટલાક નહિ જાણવા છતા ક્રિયા કરે છે, કેટલાક જાણે છે છતા કરતાં નથી એવુ બને છે તેનુ શુ ?

ઉ૦ એના ભેદ ત્રણ છે. જાણવુ, આદરવું અને પાળવું દુનિયાનો મોટો ભાગ જાણતાય નથી, આદરતાય નથી અને પાળતાય નથી એક જાણતા નથી, આદરતા નથી પણ પાળે છે-તે તાપસ વિગેરે. તાપના દિવસોમાં ઉંધા મસ્તકે, ભૂખ્યા પેટે, અગ્નિ પાસે તપ તપે છે પણ જીવ-અજીવનુ જ્ઞાન નથી તેમજ કાંઇ વ્રત-નિયમ નથી એટલે આદરતા પણ નથી, ફક્ત પાળે છે.

કેટલાક જાણે નહિ, આદરે નહિ અને પાળે નહિ તે પાસત્થા. અંદર શ્રદ્ધા નથી પણ સંયમ અંગીકાર કરે, પણ પાળવામાં જરાય નહિ ફક્ત દેખાવ રાખે

કેટલાક જાણે નહિ, આદરે અને પાળે તે અભવી ફક્ત અંદર શ્રદ્ધા નથી, બાકી આદરે અને પાળે એવું કે, દુનિયા કહે આવા **મહાત્મા** તો અમો કદી જોયા જ નથી. તેજ પ્રમાણે તેના પ્રતિસ્પર્ધી ભાગા છે.

પ્ર૦ જૈનોમાં પણ શીતળા સાતમ વગેરે તહેવારોનો મહિમા શાથી મનાતો હશે ?

ઉ૦ સંગત દોષથી જ તેમ બનવા પામ્યુ છે. જૈનેતરો જૈનોના એકેય તહેવારો પાળે નહિ જ્યારે જૈનો જૈનેતરોના તહેવારો પાળે એટલે એકેયમાં દ્રઢતા નહિ, મિથ્યાત્વમા જાય

પ્ર૦ ઉભા ઉભા વ્યાખ્યાન વાંચવાની પ્રથા હોઇ શકે ?

ઉ૦ જે સાધુ પહેલવહેલા **મુંબઈ**મા ચાતુર્માસ કરવા ગયા તે ઉભા ઉભા વ્યાખ્યાન વાંચતા હતા. સાધુજી આ પ્રમાણે વાંચી શકે પણ **સાધ્વીજીને કલ્પે નહિ**-તેમનાથી ઉભા ઉભા વ્યાખ્યાન વચાય નહિ.

પ્ર૦ આ તરફના સાધુ કચ્છમાં કેમ નહિ જતા હોય ? આપ તે તરફ ગયેલા ?

ઉ૦ ના કચ્છમાં જવા માટે રણ ઓળંગવું પડે અને રણ ઓળગવા માટે બીજાની મદદની જરૂર પડે કેટલાકને મદદ લેવી ન ગમતી હોય, એમ પણ બને.

પ્ર૦ અગાઉ કચ્છમાંથી ઘણા દીક્ષા લેતા હતા અત્યારે કેમ નહિ ?

ઉ૦ પરદેશ **સહેલાઇ**થી જવાનુ બન્યુ એટલે. કચ્છી લોકો ઘણા ખરા ભદ્રિક ખરા મુંબઈના દરેક પરામા હોય છે. તેમનો ખોરાક પણ સાદો કચ્છમા ઘણા ખેતીનુ કામ કરે છે.

પ્ર૦ અગાઉના વખતમાં અત્યારના જેટલી મીઠાઇઓ હશે ?

ઉ૦ અત્યાર કરતા પણ વધારે.

પ્ર૦ શાસ્ત્રમાં તો ફક્ત ખીર-ખાંડના ભોજનનું જ કેમ વધારે વર્ણન આવે છે ?

ઉ૦ તે તો તપસ્યાવાળાને માટે જ પારણામા વધારે વપરાશ એટલે.

પ્ર૦ દ્રવ્ય ધારવામાં આવે છે તે કયા વ્રતમાં આવે છે ?

ઉ૦ સાતમા વ્રતમા બધી ભોગ-ઉપભોગની વસ્તુઓની મર્યાદા કરવાનું આવે છે. તેમા જેટલો સંકોચ કરવો હોય તેટલો થઇ શકે.

પ્ર૦ ઉતરતા કાળે આહારની ઇચ્છા કેમ વધે ?

ઉ૦ કસ ઘટે તેમ આહાર વધે કસ વિનાનો ખોરાક વધારે ઉપડે.

પ્ર૦ વિજ્ઞાનવાળા કહે છે કે, ગ્રહ-નક્ષત્રો પાસે જઇ શકાશે, તો શું જઇ શકાય ?

ઉ૦ ના વિજ્ઞાનવાળા કહે પણ આપણે તો બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ ને ? વિમાનમા જરા આઘું-પાછું થાય છે તો પડી જાય છે તો પછી એટલી ઉંચાઇએ શી રીતે જવાય ? ન જ જઇ શકાય

પ્ર૦ આત્માને શરીર છોડીને જતી વખતે રસ્તામાં કાંઇ અંતરાય નડે ?

ઉ૦ ના, ગમે તેવી લોખંડની કે પત્થરની દીવાલ હોય તો પણ આત્મા ભેદી ચાલ્યો જાય

પ્ર૦ સ્વામીવાત્સલ્ય જમણનો હેતુ શુ ?

ઉ૦ અગાઉ હેતુ એ હતો કે, સાથે બેસીને જમવાથી પરસ્પરમાં જે મતભેદ અગર કપાય થયા હોય તેથી સમજાવટ થઇ જાય. અત્યારે ઘણી જગ્યાએ જમણોમાથી જ કલેપ જાગે છે તે ઉદારતાના ખામી છે

**સુરત**મા ગામથી દૂર મહાજનના વંડે **ભાદરવામા** ઉજાણી કરે પણ ત્યા ગયા પછી ન્હેવાનું ત્યાં જ. જેટલો વખત રહે

તેટલે વખત, તેમાય બધાય સાથે, સાધારણ ન આપે તેય સાથે, સાધન-સંપન્ન હોય તેય સાથે

એક ગામમાં બે પક્ષ પડી ગયા તે એટલે સુધી કે વ્યાખ્યાનમાં જૂદા-જૂદા બેસે પણ સાથે લાકડીઓ લઇને બેસે, પણ જ્યારે સાધુના આગમનથી સમાધાન થયું ત્યારે વિરોધમાં આગળ પડતો ભાગ લેતા હતા તેને કહે કરો સ્વામીવાત્સલ્ય. એકે કર્યું એટલે પાછળથી બીજાયે પણ કર્યું આમ સપ ટકાવવા માટે સ્વામીવાત્સલ્યની જરૂર છે.

પ્ર૦ સ્થાનકવાસી–દેરાવાસી ભેગા બેસે-ઉઠે એવુ કોઇ ગામમાં હશે ?

ઉ૦ અગાઉ **પાટણ**માં હતું અત્તરવાયણા, પારણા, જમણવાર-બધુય ભેગું. વચ્ચે આપણા એક સાધુને તેમના બનાવી દીધો તે વખતે તેમના સાધુ સાથે આપણાને બોલાચાલી થઇ તે ઉપરથી તેમણે વહેવાર કાપી નાખવા માંડયો પણ તેમના જ ૫૦૦ પોરવાડ ઘર વિરૂદ્ધ પડયા તે આપણી સાથે વહેવાર જાળવી રહ્યા. પછી તેમના કોઇ સમજદાર સાધુ આવ્યા તેમણે સમજાવ્યા કે, અહિં તમારી બહુમતિ છે. પણ મારવાડ, પંજાબ, સૌરાષ્ટ્રમાં જો સ્થાનકવાસી વિરોધમાં વર્તે તો અમને ઘણી જગ્યાએ આહાર-પાણી પણ ન મળે કારણ સ્થાનકવાસીની ત્યા બહુમતિ છે. આ ઉપરથી ફરી પાછુ ભેગું થયુ હતું

પ્ર૦ પુન્ય વિના ઉપાશ્રયના પગથીએ ન ચઢાય એમ કહેવાય છે તો જે ન આવતા હોય તેના પુન્ય શી રીતે વધે ?

ઉ૦ પુન્ય વધે અગર પુન્ય હોય તો અવાય જ્યારે પુન્યનો વધારો થાય ત્યારે અવાય આવ્યા વિના પણ પુન્ય વધે.

પ્ર૦ કેટલાક કહે છે કે વ્રત લઇને ભાંગવા તેમા ઘણો દોષ તો તેના કરતા નહિ લેવા તે સારા એ બરાબર છે ?

ઉ૦ વ્રત લઇને ભાંગવા તે મોટુ પાપ કહેવાય છે. વ્રત લેનાર હજુ

રસ્તા ઉપર કહેવાય અને પાછો માર્ગે આવી જાય. વહેપાર કરે તેને ખોટ જાય પણ વહેપાર ન કરે તેને ખોટ ન જાય તેમ લાભ પણ થવાનો સંભવ નથી. એટલે વ્રત નહિ લેનારને ઉંચા આવવાનો સંભવ નથી વ્રતનો મહિમા અપૂર્વ છે. કહેવાય છે કે **વ્રતીને નમસ્કાર કરીને ઇન્દ્ર સભામાં પેસે છે.** તે ઉપરથી દુકાનદારમા પગથીએ ચઢતી વખતે નમસ્કાર કરવાનો રીવાજ છે પણ **તે પગથીયાને નહીં પરંતુ વ્રતીને** નમસ્કાર છે.

પ્ર૦ દરેક જીવ પાસે પુન્ય-પાપ બન્ને હોય છે?

ઉ૦ હા. સંસારી દરેક આત્મા પાસે પુન્ય-પાપ ઓછાવત્તા પ્રમાણમાં હોય જ છે કોઇ આત્મા એવો નહિ હોય કે એકલું પુન્યજ હોય અને એકલું પાપ જ હોય. નરકમાં નારકીઓની પાસે પણ પુન્ય છે-તે વિના પંચેન્દ્રિયપણું હોય નહિ, તે પ્રમાણે સર્વાર્થસિદ્ધ વિમાનના દેવતાઓ પાસે પણ પાપ છે તે વિના ભવ નહિ, જ્ઞાનાવરણીય આદિ કર્મ નહિ

પ્ર૦ એકેન્દ્રિય જીવોને શું પુન્ય?

ઉ૦ બાદરપણું એ પણ પુન્ય છે

પ્ર૦ નરકમા શુભ ઉપાર્જન કરે?

ઉ૦ નરકમા પણ સમભાવે સહન કરે તો શુભ ઉપાર્જન કરે.

પ્ર૦ નરકમા સમકીતિ જીવોને વેદના વધારે તે વાત ખરી?

ઉ૦ હા, વેદના ઘણી વધારે પણ સમભાવે વેદે સામુ મારવા ન જાય, વેદના વધારે તેમ નિર્જરા પણ ઘણી વધારે.

પ્ર૦ આજકાલ કેટલાક કહે છે કે, દુનિયાદારીનુ અત્યારનું વિજ્ઞાન જાણવુ તો જોઇએ, જાણ્યુ હોય તો કામ આવે તે વાત ખરી?

ઉ૦ જે જાણવાનુ નથી તે જાણવા માટે ઘણો પુરુષાર્થ-વખત ગાળે છે **જે જાણવાનું છે, જે આત્માને કામ આવે એવું છે તે જાણતા નથી!** જ્ઞાનિઓ કહે છે કે, એ તો પુદ્ગલનાથૈ

અનતી વખત જાણ્યું, અનતા કાળથી તે જાણતા આવ્યા છીએ. તેમાં કાંઈ નવુ નથી

પ્ર૦ કર્મ આત્માની સાથે કેવી રીતે બંધાયેલા છે ?

ઉ૦ દોરડાથી લાકડાનો ભારો બાધ્યો હોય તેમ નહિ. તે તો ઘણી સહેલાઈથી છૂટી શકે. **દુધ અને પાણીની જેમ એકમેક.**

પ્ર૦ ઘણા ભવોના કર્મો થોડા વખતમા ઉડાડી શકાય ?

ઉ૦ હા. **ગજસુકુમાર**ની જેમ ઉડાડી શકાય પણ તેટલી આત્માની સમજણ જોઇએ જેમ ખડ–ઘાસ વિગેરે આખા વર્ષમા ભેગુ કરેલ હોય તે એક ચીનગારીથી બળી ભસ્મ થઇ શકે છે તેમ ઘણા કર્મો થોડા વખતમા ભસ્મ કરી શકાય છે

પ્ર૦ લાબું દુઃખમય આયુષ્ય શાથી મળે ?

ઉ૦ જે કર્મ કરતાં કષાયની તીવ્રતા હોય તેથી લાબુ આયુષ્ય સ્થીતિ. જેમ સાતમી નરકવાળા–મદ કષાયવાળાને લાબુ સુખમય આયુ'ય પ્રકૃતિ અને પ્રદેશબધનો આધાર જોગ ઉપર છે. જ્યારે સ્થીતિ અને અનુભાગનો આધાર કષાય પર છે

પ્ર૦ નરકમા જવા માટે કષાયની તીવ્રતા ભાગ ભજવે ?

ઉ૦ હા **રાજા શ્રેણિક**નો દાખલો હરણી અને તેના ગર્ભ–બન્નેને વીધીને બાણ ઝાડમા ભરાયુ ત્યા સુધી રસ નહિ પણ પાછું કાઢતી વખતે કેટલું જોરથી માર્યું એવુ અભિમાન આવ્યુ એટલે નરકનો બધ પડયો **મનના અધ્યવસાય પર કર્મ બાંધવા તથા છોડવાનો આધાર છે.**

પ્ર૦ પાપકારી વ્યાપારો કરવામા અધ્યવસાય પ્રાયઃ એવાજ રહે ને ?

ઉ૦ હા માટે એવા વ્યાપારો કરવા ન જોઇએ પણ **પૈસાની જ્યારે તૃષ્ણા વધે છે ત્યારે ભાન ભુલી જવાય છે કે, આના ફળ ભોગવવા પડશે.** પરમાધામીના મહેમાન બને ત્યારે ખ્યાલ આવે **તૃષ્ણા બધું ભાન ભુલાવે છે.** શાસ્ત્રમા **મંડ વાણીયા**નુ દૃષ્ટાંત છે

પ્ર૦ વ્યાપાર પ્રમાણે ભાવના સારી માઠી રહે છે તે દાખલો આપી સમજાવશો ?

ઉ૦ એક આડતનો વેપારી હતો તેને ત્યા એકજ વખતે બે વેપારીઓ ખરીદ કરવા આવ્યા. એક ઘીનો અને બીજો ચામડાનો. વેપારી આવે એટલે ઉતારો તો આડતીયાને ત્યાંજ હોય. જમવાનુ પણ ત્યાજ. જમીને પછી ખરીદ કરવાને માટે જવાનુ હતુ, એટલે બન્નેને જમવા બેસાડયા આડતીયાની પત્ની બહુ જ વિચિક્ષણ હતી તેણે બન્ને વણીક હોવા છતાં ઘીના વેપારીને રસોડામા અન્દરના ભાગમા બેસાડયો અને ચામડાના વેપારીને બહાર બેસાડયો. આમ જુદાઇ કરવાનું શું કારણ હશે તે ખ્યાલમાં ન આવ્યુ પણ બન્ને મનમા વિમાસણમાં પડયા. ખેર આપણે તો કામથી કામ છે ને ખરીદ કરવા ગયા સાજે પાછા ફર્યા ત્યારે પાછા ફરીને જમવા બેસાડયા તે વખતે ચામડાના વેપારીને અદર રસોડામાં અને ઘીના વેપારીને બહાર બેસાડયો વળી પાછુ આમ કરવાનું કારણ કાંઇ સમજાયું નહિ એટલે તે બાઇને પૂછતા તેણીએ પહેલા કહ્યુ કે "તે તો રીવાજ પ્રમાણે" પણ ફરી પૂછતા કહેઃ "જુઓ, તમો ઘી ખરીદ કરવા આવ્યા હતા ત્યારે તમારી ભાવના એવી હશે કે ઘી-દૂધનો કેમ વધારો થાય, ઢોર કેમ વધારે હોય, વધારે તંદુરસ્ત અને સુખી કેમ હોય, જેથી કાઇક નીચા ભાવે ઘી મળે, તે વખતે તમારી ભાવના સારી હોવાથી અદર રસોડામાં બેસાડયા હતા; પણ પછી જ્યારે તમો ઘી ખરીદ કરીને આવ્યા ત્યારે તમારી ભાવના પલટાઇ હશે કે હવે ઘી કેમ મોઘું થાય, ઢોર ઓછા થાય અગર દૂધ આપતા અટકે કે ગમે તે રીતે ઘીની પેદાશ ઓછી થાય જેથી ઘીના ભાવ કાઇક ઉંચા આવે અને નફો થાય આ પ્રમાણે ખરીદ કરીને આવ્યા પછી આવી ભાવનાને લઇ તમને બહાર બેસાડયા હતા"

તે જ પ્રમાણે ચામડાના વહેપારીને કહ્યુ કે "તમો આવ્યા ત્યારે એવી ભાવના હશે કે, કેમ ચામડાનો જથ્થો વધારે હોય, સસ્તો મળે અને ખરીદ કરવામાં ઠીક પડે, એટલે કેમ ઢોર વધારે મરે અને ચામડા સસ્તા થાય એટલે આવ્યા ત્યારે તમોને બહાર જમવા બેસાડયા હતા પણ જ્યારે તમે ચામડા ખરીદ કરીને આવ્યા ત્યારે ભાવના કરી હશે કે, હવે ઢોર મરતા અટકે તો ચામડાની આવક ઘટે અને ભાવ ઉંચા આવે તો આપણુને બે પૈસાનો ફાયદો થાય. આ પ્રમાણે ચામડા ખરીદ કરીને આવ્યા બાદ તમારી સારી ભાવના થઇ હશે જાણી રસોડામા જમવા બેસાડયા હતા.

પ્ર૦ કષાયનો રસ ઓછો રેડાયો હોય અને યોગો વધારે પ્રવૃત્ત હોય તો કેવું કર્મ બંધાય ?

ઉ૦ દાખલા તરીકે પ્રદેશ ઘણા રોકાય. આખા શરીરે ગુમડા વિગેરે થાય જોનારને વેદના ઘણી લાગે પણ હોય પછી કારણ પ્રદેશ બંધ યોગથી વધારે થયો પણ કષાયની મંદતાથી તીવ્રતા ઓછી. તે જ પ્રમાણે વધારે કષાયનો રસ રેડાય તો એક નાના ગુમડામા ઘણી વેદના થાય તાવ આવી જાય, આખા શરીરમા વેદના થાય તે કષાયની તીવ્રતાને લઈ

પ્ર૦ દેવ-દેવી દીકરા આપી શકે ?

ઉ૦ ના, દેવ-દેવીને જ **દીકરા હોતા નથી તે શું આપવાના હતા. પોતાના પુન્ય વિના આપવાની તાકાત નથી.**

પ્ર૦ **શ્રી** કૃષ્ણે આરાધન કરી દેવને બોલાવ્યો ત્યારે તેને પુત્ર થવાનુ કહ્યું તે શું ?

ઉ૦ તે તો વધામણી આપી કે થશે, પણ તેથી તેણે આપ્યો છે એમ કહેવાય નહિ.

પ્ર૦ વ્યંતરાદિક દેવો કયા વસે છે ?

ઉ૦ તેમના સ્થાનો–વિમાનો, ભવનો, નગરોમાં.

પ્ર૦ અહિં આપણી વચ્ચે નહિ ?

ઉ૦ ના, અહિં ફક્ત ફરવા માટે આવે

પ્ર૦ કેટલાક કહે છે તીર્થંકરોને કુળદેવ–દેવી હતા તે સત્ય છે ?

ઉ૦ ના, તો પછી તીર્થંકરોના કુળ જતા રહ્યા, વંશ જતા રહ્યા તે જવા ન જ દે.

પ્ર૦ અત્યારે દેવ દેવીના સ્થાનકો, ગોખલા, મંદિરો વિગેરે છે ત્યાં તો વાસ નહિ હોય ને ?

ઉ૦ ના, એ બધા વહેમ અને મિથ્યાત્વ છે. એ પ્રમાણે કાંઇ હોતું નથી. અમોએ આવા ઘણા દાખલા જોયા છે.

**ધ્રાંગધ્રા**માં ઉપાશ્રયના વચ્ચે હનુમાનજીની જગ્યા છે ત્યાં પૂજતુ ય નથી. એક ગામમા ઉપાશ્રયના મેડા ઉપર ખખડાટ થયો ત્યારે વહેમ પડયો. બે સાધુ સાથે ઉપર ગયા તો ચન્દ્રના પ્રકાશમાં બીલાડીને દોડતી જોઈ. **પાટણ**માં ઉપાશ્રયમાંજ દેવનો ગોખલો. બધાને બીવડાવેલા, અમે રહ્યા, કાંઇ જોયુ નહિ. શેખા કાળ રહ્યા અને ચાતુર્માસ પણ રહ્યા. તે ઓરડામાં માત્રુ વિગેરે ન કરવુ એવું એક ભાઇએ સૂચન કરેલ છતાં અમે કર્યું હતું પણ કાંઇ અસર ન થઇ.

એક ગામમાં અમો ગયા ત્યાં એક શ્રાવકનો પુત્ર ઉપાશ્રયમાં સુવે રાત્રે ચીસ પાડી જાગી ઉઠયો. કોઇ છે, "કોઇ આવ્યું છે પણ મોઢા પર ઢાકી રાખે, મોઢું ખોલેજ નહિ." કહ્યુઃ "બતાવ, કયા છે ?" એ કહેઃ "એ રહ્યું." ત્યાં લઇ ગયા તો થાંભલો. આ પ્રમાણે મનમાં બીક હોય તેને લઇ શંકા થાય, બાકી કાંઇ હોતુ નથી.

એક વખત સ્મશાન તરફ રાત્રે ઠંડીલ ગએલા, ત્યાં ભડકા થતા જોએલા કોઇએ પાછળથી કહ્યુ કે, તે તો ફોસફરસને

લઇને. મતલબ કે ખોટા વહેમ અને દુનિયાદારીની આશાને લઇ લોકો મિથ્યાત્વમા ફસાય છે.

પ્ર૦ કયા કયા ગુણસ્થાનકે આત્મા મરે નહિ ?

ઉ૦ ત્રીજું, બારમુ અને તેરમુ. એ ત્રણ ગુણસ્થાનકે જીવ મરે નહિ એ અમર ગુણસ્થાનકો કહેવાય છે.

પ્ર૦ કેટલાકને ધર્મકરણી ઘણી કરવા છતા પરીણામ કેમ શૂન્ય દેખાય છે ?

ઉ૦ કરે છે પણ શ્રદ્ધા હોતી નથી એમ બને છે. મિથ્યાત્વ ગયું હોતુ નથી. આ ખરૂં અને તે ખરું એમ કેટલાક ગણે છે અહિ સામાયિક કરે અને દેવાદિકની માન્યતા કરે. કહેશે કુળ પરંપરાથી ચાલ્યુ આવે છે તે કરવું પડે. ન મુકાય તો શ્રદ્ધા કયા રહી ? દુધ અને દહીમાં સ્વાદ કેવો આવે ? તેવો મીશ્રમાં સ્વાદ એકેયનુ ફળ મળે નહિ.

એક ભાઇ કહેતા હતા કે વર્ષો સુધી મે છુટમાની માનતા માની પણ સતાનપ્રાપ્તિ ન થઈ રવીવાર-મંગળવારના આએસ કરે, પણ આશાએ આથી આશાય ન ફળે અને નિર્જરા પણ ન થાય એવું બને. માટે જે કરવુ તે શ્રદ્ધાપૂર્વક આશ્રવ-સંવર સમજીને કરવુ

પ્ર૦ શક્તિ સારી હોય ત્યારે ધન આદિ પણ કમાવામા પુરૂપાર્થ ન કરે તો પછી વૃદ્ધાવસ્થામાં શું ખાય ?

ઉ૦ જ્ઞાનિઓ કહે છેઃ—

"ગમે તેટલી મહેનત કરી મેળવો પણ રહેવાનુ નથી; કારણ કે જ્યારે શક્તિહિન બનશો ત્યારે ધર્મકરણી નહિ બને અને પસ્તાવાનો પાર પણ નહિ રહે. પર્યાયો પલટાયા જ કરે છે. પરાધિનપણુ ન ભોગવવુ હોય તો સ્વાધીન હો ત્યારે જ ધર્મકરણી કરી લ્યો."

અહિં એક ગધેડું હતુ. આખો દિવસ દોડાદોડ અને ભૂકાભૂક કરતુ હતુ. જ્યારે પડયુ ત્યારે આખો દિવસ વરસાદમાં પડી રહ્યુ. ઉભુ થાવા જાય અને પડી જાય ઉભુ થઈ શકે જ નહિ આવી સ્થીતિ ઘણાની છે પછી છેવટે-અત સમયે સંસારે તે વખતે બીજા કોઇનુ શરણ કામ આવે નહિ

પ્ર૦ બીલકુલ મમત્વ રહિત ગૃહસ્થાશ્રમમા રહી શકાય ?

ઉ૦ ના, મમત્વ વિના ગૃહસ્થાશ્રમમા રહેવાય જ નહિ થોડુ પણ મમત્વ હોય તો જ રહેવાય; પણ વિવેકી આત્મા મમત્વનું પ્રમાણ ઘટાડે જાણકાર હોય તે જરૂરીયાત પૂરતુ જ મમત્વ રાખે

જેમ ખીચડીમા મીઠું માપસર જ નખાય છે તેમ સંસારી ચીજો અને પુદ્દગલો પર જરૂર પૂરતું મમત્વ રાખવુ જોઇએ મીઠુ ઘણુ સસ્તુ છે છતા પણ ખીચડીની ભારોભાર નાખતા નથી, અરે માપથી જરા વધારે પડે તો ખીચડીને બગાડી નાખે તેમ મમત્વ વધે એટલે આત્માનુ બગાડે મતલબ કે પુદ્દગલીક વસ્તુ આવે તો વધાવી લે અને જાય તો તેનો અફસોસ નહિ જોઇતી જ વસ્તુ રાખે, જરૂરીયાતો મર્યાદિત જ રાખે

પ્ર૦ અહિં જે સૂર્ય-ચન્દ્ર છે તે બીજે દિવસે કયા હોય ?

ઉ૦ મહાવિદેહ ક્ષેત્રમા

પ્ર૦ દુનિયા ઉપર પુન્ય વધારે થતુ હશે કે પાપ ?

ઉ૦ વિચાર કરો — **પુન્યના નવ પ્રકાર અને પાપના અઢાર. ડબલ થયા પુન્ય કરતા પાપનો વધારો, ધર્મ કરતા અધર્મનો વધારો હોય છે.** આપણે વિચાર કરી જોડાવું

પ્ર૦ ધર્મ હોય ત્યા **લક્ષ્મી** ટકી રહે ?

ઉ૦ હા **ધર્મની પાછળ લક્ષ્મી અને સત્યની પાછળ ધર્મ.**

એક દાખલો છે એક જણને ત્યાથી લક્ષ્મીએ જવાની વિદાય માગી ત્યારે કહે. "તુ જાય તો હું તને જ કાઢુ" એમ

વિચારી ઘર ઉપાશ્રય જેવુ-અરે ઉપાશ્રયમા તો કાંઇક પણ હોય છે, મસીદ જેવું કરી નાખ્યું. લક્ષ્મી ગઈ એટલે ધર્મ કરવાની અનુકૂળતા ગઇ પણ સત્યને પકડી રાખ્યું તો ધર્મ અને લક્ષ્મી બન્ને ના પાડવા છતાં પરાણે પાછા આવી ગયા.

પ્ર૦ પાપનો વધારો થાય તો શુ થાય ?

ઉ૦ જેમ કહેવાય છે કે દરોડો પડયો તેમ દરોડો નહિ પણ પાપનો દદુડો પડે ત્યારે કાંઇ ન ચાલે. પછી તો ધર્મ કરવાની જોગવાઇ જ ન મળે. પેટનો ખાડો પૂરવામાથી જ ઉંચા ન આવે. પાપના પૂરમા તણાઇને દુર્ગતિમાં જવાય

પ્ર૦ તો પછી ધર્મ કરવાની અનુકૂળતા મળે તે માટે પુન્યની જરૂર ખરી ?

ઉ૦ હા પુન્ય વિના ધર્મ કરવાની અનુકૂળતા-ઉપાશ્રય સુધી આવવાની અનુકૂળતા મળે નહિ

પ્ર૦ ઘણી વખત રોગ ન હોય અને અશાંતિ-અશાતા થતી હોય ત્યા વળગાડ હોય એમ કહેવાય ?

ઉ૦ આ એક જાતનો વહેમ છે, કાંઈ હોતું નથી વહેમ પેસાડનાર જ ડોકટર હોય છે ડોકટર કહે કાઇ રોગ નથી, નાડી બરાબર છે, બધુ બરાબર છે ત્યારે કહેશે જરૂર કુડાળામા પગ પડયો હશે, વળગાડ હશે, આ વહેમ પેસાડનાર જ ડોકટર છે કહેશે નખમાંય રોગ નથી પણ ભલા માણસ નખમા જ્યારે રોગ આવે. નખ કાળા પડે ત્યારે પછી ઉપાય હોય નહિ, ડોકટરની જરૂર જ ન હોય

પ્ર૦ શહેરમાં દૂર રહેનારા વ્યાખ્યાનમાં આવી શકતા નથી તેનુ શુ ?

ઉ૦ **ભાવના હોય તો આવી શકાય. ભાવના હોય તો દુર હોય તે પણ નજીક થઇ જાય છે અને ભાવના ન હોય તો નજીક પણ દુર જણાય છે. આંખ અને કાનને અંતર**

**થોડું પણ કાનને આંખ ન દેખે, જ્યારે દુરની વસ્તુ દેખે.**

પ્ર૦ પહેલા કરતા અત્યારે રિદ્ધ-સિદ્ધિ ઓછી એટલે આરંભ ઓછો લાગે ને ?

ઉ૦ ના, **આરંભનો આધાર મમત્વ પર છે.** અગાઉના ગૃહસ્થોના ઘરમા એટલી સામગ્રી હતી કે, ખટારાના ખટારા ભરાય પણ તે પર મમત્વ ઓછું હતુ તેથી તે છોડી શકતા અત્યારે એક લારી ભરાય તેટલો જ ઘરમા સામાન હોવા છતાં પણ ગાઢ મમત્વ તે છોડી ન શકે, એટલે અત્યારે મમત્વ વધારે

પ્ર૦ શાસ્ત્ર જ્ઞાન હોય તે તો આત્માને જ કામ આવે ને ?

ઉ૦ **જો લક્ષ આત્મા તરફ હોય તો, પણ જો તેનાથી ધન, પ્રતિષ્ઠા અગર વાહવાહ મેળવવાની ઇચ્છા હોય તો નહિ—પોતાના આત્માનું શ્રેય થાય નહિ.** અગાઉ એવા લહીયાઓ હતા કે જે સાધુ-સાધ્વીની શંકાનુ સમાધાન કરે, શાસ્ત્રની બાબતો સમજાવે; કારણ લખવાથી ઘણું જ્ઞાન પ્રાપ્ત થાય છે. છતા પણ તે જ્ઞાન પેટ માટે-પોતે જે રમત રમતા હોય તે કર્યા કરે. કેટલાક **શાલીગ્રામ**ની પૂજા કરે વળી **ભોજકો** મુર્તિની ભક્તિ કરે; પણ પેટ માટે, નહિ કે આત્મા માટે તેજ પ્રમાણે સાધુ-સાધ્વીઓ **વક્તાઓને** બતાવવા માટે, વાહવાહ કહેવરાવવા, અગર નિર્વાહ કરવા માટે શાસ્ત્ર ભણે તો તેનુ કાંઇ વળે નહિ. જ્ઞાન બે પ્રકારનુ એક આત્માના માટે, બીજુ શરીરના માટે ફક્ત વેશ પહેરવાથી જ કલ્યાણ ન થાય.

પ્ર૦ સાધુઓ પણ દુર્ગતિમા જાય ખરા ?

ઉ૦ હા **નામધારી** આચાર્યો, સાધુઓ, સાધ્વીઓ. શ્રાવકો અને શ્રાવિકાઓ મોટી સંખ્યામા **પાંચમા આરામાં** દુર્ગતિમા જશે એવુ ગ્રન્થકાર કહે છે. શાસ્ત્રકાર **સમવાયંગ**મા કહે છે કે અનંતા વિરાધક થઇ દુર્ગતિમા જશે એટલે અંદર સાધુતા ન હોય

તો કાંઇ વળે નહિ અંદર સાધુતાના ગુણો જોઇએ.

પ્ર૦ અંદરના ગુણોની પરીક્ષા ક્યારે થાય ?

ઉ૦ **કસોટી આવે ત્યારે. કસોટી ન આવે ત્યાં સુધી બધાય ડાહ્યા-ડમરા, પણ તે વખતે માનતા કરવા બેસી જાય.** કહે કે રોગ નથી અને કાંઇ વળગાડ છે પછી તમો ભૂવા, માતા, મેલડીને ત્યા ગયા વિના રહેવાના નહીં. **તે વખતે દૃઢ રહે તે ખરા.**

**એક સાધુ** હતા. તેમના વ્યાખ્યાનમા શ્રોતાની હાજરી ઘણી જ રહે. એક દેવને વિચાર થયો. ચાલો પરીક્ષા તો કરીએ, કે કેટલા આમાં સાચા શ્રોતા છે પહેલે દિવસે નીચે આવી કલાલનું રૂપ ધારણ કર્યું, સાધુ પાસે ઉઘરાણી કરી "દારૂ લઈ ગયા હતા તેના પૈસા લાવો. અમારો ધંધો રોકડીઓ, પણ ઉદારતાથી તમારી પાસે બાકી રાખ્યા તો લાવો. તમારા સેવકો પાસેથી અપાવો." આ સાંભળી સભા આખી આશ્ચર્ય પામી ગઇ અર્ધા શ્રોતાઓ જતા રહ્યા અને ફજેતી કરવા લાગ્યા.

આ પ્રમાણે બીજે દિવસે દેવ કસાઇ બન્યો, ત્રીજે દિવસે વેશ્યા થઇને આવી અને ઘણાં ખોટા આક્ષેપો કર્યા તે ઉપરથી ફક્ત પાચ જ જણા ધર્મ કરનારા રહ્યા જાણે પોતે સાધુ માટે જ કરતા હોય તેમ. સાધુ ખરાબ થયા તેથી આપણે ધર્મ નહિ કરવાનો ? **પડતાને સ્થીર કરવાના હોય, પાડવાના ન હોય.** જો કે દેવને તો **પરીક્ષા જ** કરવી હતી એટલે તે તો અસલ સ્વરૂપે પ્રગટ થઇને બધુય બરાબર દેખાડયુ કે **સાધુ પવિત્ર છે** પણ આવનારા કોઈ કુતુહલ ખાતર, કોઇ કાનને રાજી કરવા, કોઇ આંખને, કોઈ દેખાદેખીથી. આત્માર્થી તો વિરલજ હોય છે

પ્ર૦ **મહાવિદેહ**મા પર્યુપણ પર્વ થતા હશે ?

ઉ૦ **ધર્મના પર્વ તો ત્યાં પણ હોય.**

# છંદ સંગ્રહ 

## શ્રી નવકાર મંત્રનો છંદ

સુખ કારણ ભવિયણ, સમરો નિત નવકાર;
જિનશાસન આગમ, ચૌદ પુરવનો સાર...૧
એ મંત્રનો મહિમા, કહેતાં ન લહું પાર;
સુરતરૂ જેમ ચિંતિત, વંછિત ફળ દાતાર ..૨
સુર દાનવ - માનવ, સેવા કરે કરજોડ;
ભુવિ મંડળ વિચરે, તારે ભવિયણ કોડ...૩
સુર છંદે વિલસે, અતિશય જાસ અનંત;
પદ પહેલે નમિયે, અરિગંજન અરિહંત...૪
જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત;
પંચમી ગતિ પહોંત્યા, અષ્ટ કરમ કરી અંત...૫
કળ અકળ સરૂપી, પંચાનંતક દેહ;
જિનવર પાય પ્રણમું, બીજે પદ વળી એહ ..૬
ગચ્છ ભાર ધુરંધર, સુંદર શશિહર શોભ;
કરે સારણ વારણ, ગુણ છત્રીસે થોભ ..૭
શ્રુત જાણ શિરોમણિ, સાગર જિમ ગંભીર;
ત્રીજે પદ નમીયે, આચારજ ગુણધીર...૮
શ્રુતધર ગુણ આગમ, સૂત્ર ભણાવે સાર;
તપ વિધિ સંયોગે, ભાખે અર્થ વિચાર...૯
મુનિવર ગુણ જુત્તા, કહીએ તે ઉવઝાય,
પદ ચોથે નમીયે, અહોનિશ તેહના પાય...૧૦
પંચાશ્રવ ટાળે, પાળે પંચાચાર;
તપસી ગુણ-ધારી, વારે વિષય વિકાર .૧૧

ત્રસ – થાવર પીયર, લોકમાંહી જે સાધ;
ત્રિવિધે તે પ્રણમું, પરમારથ જિણે લાધ ..૧૨
અરિ કરિ હરિ સાયણી, ડાયણી ભૂત વૈતાળ;
સવિ પાપ પણાગે, વાધે મંગળ માળ ..૧૩
ઇણ સમર્યાં સંકટ, દૂર ટળે તત્કાળ;
એમ જપે જિન પ્રભુ, સુરશિષ્ય રસાળ...૧૪

## શ્રી સિદ્ધ પરમાત્માની સ્તુતિ

[ હરિગિત છંદ ]

*

તુમ્હે તરણ તારણ દુઃખ નિવારણ ભવિક જીવ આરાધન,
શ્રી નાભીનંદન જગત વંદન નમો સિદ્ધ નિરંજન.. ૧
જગત ભૂષણ વિગત દૂષણ પ્રણવ પ્રાણ નિરૂપકં,
ધ્યાન રૂપ અનોપ ઉપમં નમો સિદ્ધ નિરંજન...૨
ગગન મંડળ મુક્તિ પદવી સર્વ ઉર્ધ્વ નિવાસન,
જ્ઞાન જ્યોતિ અનંત રાજે નમો સિદ્ધ નિરંજનં...૩
અજ્ઞાન નિદ્રા વિગત વેદન દલિત મોહ નિરાયુષં,
નામ ગોત્ર નિરંતરાય નમો સિદ્ધ નિરંજન...૪
વિકટ ક્રોધા માન યોધા, માયા લોભ વિસર્જન,
રાગ-દ્વેષ વિમર્દ અંકુર નમો સિદ્ધ નિરંજનં...૫
વિમળ કેવળ જ્ઞાન લોચન ધ્યાન શુકલ સમીરિતં,
યોગીના તિગમ્ય રૂપં નમો સિદ્ધ નિરંજનં...૬
યોગ ને સમો સરણ મુદ્રા પરી પલ્યં કાસન,
સર્વ દીસે તેજ રૂપં નમો સિદ્ધ નિરંજન...૭
જગત જીનકે દાસ દાસી તાસ આસ નિરાસન,
ચન્દ્ર રૂપે પરમાનંદ રૂપ નમો સિદ્ધ નિરંજન...૮

સ્વ સમય સમકીત દૃષ્ટિ જિનકી સોઅે યોગી અયોગીક,
દેખતામાં લીન હોવે નમો સિદ્ધ નિરંજનં...૯
તીર્થ સિદ્ધા અતીર્થ સિદ્ધા ભેદ પંચ દસાધિકં,
સર્વ કર્મ વિમુક્ત ચેતન નમો સિદ્ધ નિરંજન...૧૦
ચન્દ્ર સૂર્ય દીપ મણિકી જ્યોતિ તે ન ઉલઘિત,
તે જ્યોતિથી અપરમ જ્યાતિ નમો સિદ્ધ નિરંજનં...૧૧
એકમાંહિ અનેક રાજે અનેકમાંહિ એકિકં,
એક અનેકકી નાહિ સંખ્યા નમો સિદ્ધ નિરંજનં ..૧૨
અજર અમર અલક્ષ અનંતર નિરાકાર નિરંજનં,
પરિબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન નમો સિદ્ધ નિરંજનં...૧૩
અતુલ સુખકી લહેરમે પ્રભુ લીન રહે નિરંતરં,
ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન નમો સિદ્ધ નિરંજનં...૧૪
ધ્યાન ધુપં મનઃ પુષ્પ પંચઈંદ્રિ હુતાશન,
ક્ષમા જાપ સંતોષ પુજા, પુજો દેવ નિરંજન ..૧૫
તુમ્હે મુક્તિદાતા કર્મઘાતા, દીન જાણી દયા કરો,
સિદ્ધારથ નંદન જગત વંદન '**મહાવીર** જીનેશ્વર'...૧૬

## શ્રી ગૌતમ સ્વામીનો છંદ

વીર જિણેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામે જપો નિશદિન;
જો કીજે ગૌતમનુ ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન...૧
ગૌતમ નામે ગિરિવર ચડે, મનવંછિત હેલા સંપડે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ...૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ...૩
ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર..૪

શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ;
ઘર સુઘરણી નિર્મળ ચિત્ત, ગોતમ નામે પુત્ર વિનીત...૫
ગોતમ ઉગ્યો અવિચળ ભાણુ, ગોતમ નામ જપો જગ જાણુ;
મ્હોટા મંદિર મેરૂ સમાન, ગોતમ નામે સફળ વિહાણ...૬
ઘર મયગળ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ;
મહિયળ માને મ્હોટા રાય, જો તુઠે ગોતમનાં પાય...૭
ગોતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગોતમ નામે નિર્મળ જ્ઞાન, ગોતમ નામે વાધે વાન...૮
પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગોતમના ગુણ છે બહુ;
કહે **લાવણ્ય** સમય કરજોડ, ગોતમ તુઠે સંપતિ કોડ...૯

## શ્રી સોલ સતિનો છંદ

*

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજિએ,
પ્રભાતે ઉઠી મંગળિક કામે સોળ સતિના નામ લીજીએ એ ૧
બાળકુમારી જગહિતકારી, '**બ્રાહ્મી**'[૧] ભરતની બેનડીએ;
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતિમા જે વડીએ ૨
બાહુબળ ભગિની સતીય શિરોમણી '**સુંદરી**'[૨]નામે ઋષભ સુતા એ;
અંક સ્વરૂપી ત્રિભુવનમાંહે જેહ અનોપમ ગુણ જુતાએ ૩
'**ચંદનબાળા**'[૩] બાળપણેથી, શીયળવતી શુદ્ધ શ્રાવિકાએ;
અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહિ વ્રત ભાવિકાએ ૪
ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, '**રાજેમતિ**'[૪] નેમ વલ્લભાએ,
જોવન વેશે કામને જીત્યો, સંજમ લેઇ દેવ દુલ્લભાએ ૫
પંચ ભરથારી પાંડવ નારી, '**દ્રુપદતનયા**'[૫] વખાણીએ એ;
એકસો સાઠે ચીર પુરાણાં, શીયળ મહિમા તસ જાણીએ એ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, '**કૌશલ્યા**'[૬] કુળ ચંદ્રિકા એ,
શીયળ સલુણી રામ જનેતા, પુણ્યતણી પ્રનાળીકા એ ૭

કૌશમ્બિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ,
તસ ઘર ઘરણી 'મૃગાવતી'[૭] સતી, સુર ભવને જશગાજીયોએ ૮
'સોળશા'[૮] સાચી શીયળે ન કાચી, રાચી નહી વિષયા રસે એ;
મુખડુ જોતા પાપ પલાએ, નામ લેતા મન ઉલ્લસે એ ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા 'સીતા'[૯] સતીએ;
જગ સહુ જાણે ધીરજ કરંતા અનળ શીતળ થયો શીયળથી એ ૧૦
સુરનર વંન્દિત શીયળ અખંડિત, શીવા શીવ પદ ગામની એ;
જેહને નામે નિર્મળ થઇએ. બલીહારી તસ નામની એ. ૧૧
કાચે તાંતણે ચાલણી બાંધી, કૂપ થકી જળ કાઢીયુ એ;
કલંક ઉતારવા સતીય 'સુભદ્રા',[૧૦] ચંપા બાર ઉઘાડીયું એ. ૧૨
હસ્તી નાગપુરે પાંડુરાયની, 'કુંતા'[૧૧] નામે કામિની એ;
પાંડવ માતા દસે દસારની બ્હેન પતિવ્રતા 'પદ્મની'[૧૨] એ. ૧૩
શીળવતી નામે શીળવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીએ એ;
નામ જપંતા પાતક જાએ, દરીસણે દુરીત નીકંદીએ એ. ૧૪
નીષીધા નગરી નળહ નરીંદની, 'દમયંતી'[૧૩] તસ ગેહીની એ;
સંકટ પડતાં શીયળ જ રાખ્યુ, ત્રિભુવન કીર્તિ જેહની એ ૧૫
અનંગ અજીતા જગ જન પૂજીતા, 'પુષ્પચુલા'[૧૪] ને 'પ્રભાવતી'[૧૫] એ;
વિશ્વ વિખ્યાતા કામને દમતા, સોળમી સતી 'પદ્મમાવતી'[૧૬] એ ૧૬
વીરે ભાખી શાસ્ત્રે સાખી, 'ઉદયરતન' ભાખે મુદાએ;
વહાણું વાતા જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ ૧૭

## શ્રી વીર જિનનાં ચૌદ સ્વપ્નનો છંદ

રાયરે સિધારથ ઘેર પટરાણી, નામે ત્રિશલા સુલક્ષણી એ;
રાજ ભુવન માહે પલંગે પોઢતા, ચઉદ સુપન રાણીએ લહ્યા એ ૧
પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણો એ;
ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતા એ ૨

પાચમે પ ચવરણી ફુલની માળા, છઠે ચન્દ્ર અમિય ભર્યો એ,
સાતમે સુરજ આઠમે ધ્વજા, નવમે કળશ અમિય ભર્યો એ ૩
પદ્મ સરોવર દશમે દીઠો, ખીર સમુદ્ર દીઠો અગીયારમે એ;
દેવ વિમાન તે બારમું દીઠું, રણઝણ ઘટા વાજતા એ. ૪
રત્નનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ;
ચઉદ સુપન લહી રાણીજી જાગ્યા, રાય સમોવડ પોહોતલાં એ ૫
સુણોરે સ્વામી મેં તો સુલહણા લાધ્યા પાછલી રાત ગળીયામણી એ;
રાયરે સિધારથ પંડિત તેડયા, કહોરે પંડિત ફળ એહના એ. ૬
અમ કુળ મડણ તુમ કુળ દીવો જયવતા તીર્થંકર જન્મશે એ.
જે નર ગાવે તે સુખ પામે, આનદ રગ વધામણા એ ૭

## શ્રી મહાવીર જિન ત્રિભંગી છંદ

જિનશાસન સ્વામી, અતરજામી શિવ ગતિ ગામી, સુખકારી
જગમે જસવંતા, શ્રી ભગવતા, સુગુણ અનંતા, ઉપકારી;
સિદ્ધારથ કુળ આયા, જગત સુહાયા, શુભ પળ જાયા, ગુણધારી
ધન ત્રિશલા નંદન કુળધ્વજ સ્યદન જીન ચરણકી બલિહારી એ ટેક ૧

આસન કપાયા સુરપતિ આયા, શીશ નમાયા, શુભ ભાવે
વૈક્રિયકી પાસે, મેલી ઉલ્લાસે, લે જીન તાસે, ગિરિ આવે;
તિહાં પ્રભુજીનો મહોત્સવ કીનો, ફિર મુકી દીનો જયા મહતારી ધન૦ ૨

યુગ વદણા કરકે, નિદ્રા હરકે, રતવન ઉચરકે, ઘર જાવે;
ભઇ રવિ ઉગાઇ, ભુઘવ તાઇ, દાસી વધાઈ દરસાવે;
નૃપ મહોચ્છવ કીનો, દાનજ દીનો, હર્ષત હૈયો, નિહારી. ધન૦ ૩

યૌવન વયમાહી, નારી બ્યાહી, અવસર પાહી, જોગ ગ્રહે.
તપસ્યા તન તાવે, સમ દમ ભાવે, ધ્યાન સુધ્યાવે, કષ્ટ સહે;
પ્રભુ ક્ષમા સાગર, જ્ઞાન ઉજાગર, ગુણ રત્નાકર, અઘવારી. ધન૦ ૪

શુદ્ધ સયમ પાળે, દુષણ ટાળે, શિવમગ ચાલે, જગ માતા.
ક્રોધ માન ને માયા, લોભ હઠાયા, મોહ ભગાયા, અરિ ધાતા;
શુકલ મન ધ્યાયો, કર્મ ખપાયા, કેવળ પાયા, જિણુવારી. ધન૦ ૫
સુણી નાથ બડાઈ, મન અકડાઇ, આયા ચલાઇ, પ્રભુ પાસે;
વિસ્મય અતિ પાયા, ચિત્ત લજાયા, ગર્વ ગમાયા, વીમાસે;
પ્રભુ ભર્મ મિટાયા, જિન મગ આયા, સંજમ ઠાયા તિણુમારી ધન૦ ૬
પ્રથમ ઇંદ્રિભૂતિ. પૂર્વધર શ્રુતિ, ત્રિપદી સયુતિ, ફરમાયા;
ગણધર પદ લીના, પરમ પ્રવિના, સમ દમ ભીના, તન તાયા;
ચુમ્માળીસે લાગ, ગણધર ઇગ્યારા, ભયે અણુગારા, વ્રતધારી ધન૦ ૭
ચાર તીરથ સ્થાપ્યાં, પાપ ઉથાપ્યાં, સુવ્રત આપ્યાં, નરનારી;
કોઈ સ્વર્ગ સિધાયાં, કોઇ શિવ પાયા, શ્રી જિનરાયા હિતકારી;
શેલેશી ભાવે, પ્રભુ શિવ પાવે, જગમે નાવે અવિકારી ધન૦ ૮
પ્રભુ અલખ નિરંજન, ભવદુઃખ ભંજન, ભવિજન રંજન કિરપાળા;
જે શુદ્ધ મન ધ્યાવે, દુ:ખ પુલાવે સુખ ઉપજાવે, પ્રતિપાળા;
કહે ઋષિ તિલોકા; નિરંતર ધોકા; દેજો શિવ થોકા, ભવપારી ધન૦ ૯

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ

[ દોહરા ]

*

કલ્પવેલ ચિંતામણી, કામધેનુ ગુણ ખાણ,
અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન ૧
પરમ જ્યાતિ પરમાત્મા, નિરાકાર કિરતાર;
નિભય રૂપ જ્યોતિ સરૂ, પુરણ બ્રહ્મ અપાર. ૨
અવિનાશી સાહીબ ધણી, ચિંતામણી શ્રી પાસ;
અરજ કરૂ કરજોડકે પૂરો વંછિત આશ ૩
મન ચિંતીત આશા ફળે, સકળ સિદ્ધવે કામ;
ચિંતામણીકો જાપ જપ, ચિંતા હરે એ નામ. ૪

તુમ સમ મેરેકો નહીં, ચિંતામણિ ભગવાન;
ચેતનકી એહ વિનતિ, દીજે અનુભવ જ્ઞાન ૫

[ ચોપાઇ ]

પ્રાણુત દેવલોકથી આગે, જન્મ વણારશી નગરી પાયે;
અશ્વસેન કુળમંડન સ્વામી, ત્રીહુ જગકે પ્રભુ અંતર્જામી. ૬
વામાદેવી માતાકે જાય, લંછન નાગફણી મણી પાયે;
શુભ કાયા નવ હાથ વખાણો, નીલવરણ તનુ નિર્મળ જાણો. ૭
માનવ યક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય;
ઇંદ ચંદ પારસ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિંતમણિ પાવે ૮
નિત સમરો ચિંતામણિ સ્વામી, આશા પૂરે અંતર્જામી;
ધન ધન પાર્શ્વ પુરીસાદાણી, તુમ સમ જગમે કો નહી નાણી ૯
તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુઃખ જાય વિસારી;
ચેતનકો મન તુમારે પાસ, મન વંછિત પૂરો પ્રભુ આશ ૧૦

[દોહરા]

ૐ ભગવંત ચિંતામણિ, પાર્શ્વ પ્રભુ જીનરાય;
નમો નમો તુમ નામસે, રોગ શોગ મીટ જાય. ૧૧
વાત પિત્ત દૂર ટળે, કફ નહીં આવે પાસ;
ચિંતામણિકે નામસે, મીટે શ્વાસ ઓર ખાસ ૧૨
પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથીયો જાય;
શૂળ બ્હોતેર દૂરે રહે, દાદર ખાજ ન રહાય ૧૩
વીસ્ફોટક ગડ ગુંમડાં, કોઢ અઢારે દૂર;
નેત્ર રોગ સબ પરિહરે, કંઠમાળ ચકચૂર. ૧૪
ચિંતામણિકે જાપસે, રોગ શોગ મીટ જાય;
ચેતન પાર્શ્વનામકો, સમરો મન ચિત્ત લાય ૧૫

(ચોપાઇ)

મન શુદ્ધે સમરો ભગવાન, ભયભંજન ચિંતામણિ ધ્યાન;
ભૂત પ્રેત ભય જાવે દૂર, જાપ જપે સુખ સંપત્તિ પૂર. ૧૬

ડાકણ શાકણ વ્યંતર દેવ, ભય નહી લાગે પારસ સેવ;
જળચર થલચર ઉરપર જીવ, ઈનકો ભય નહીં સમરો પીવ ૧૭
વાઘ સિંહકો ભય નહી હોય, સર્પ ગોહ આવે નહિ કોય;
વાટ ઘાટમે રક્ષા કરે, ચિંતામણિ ચિંતા સબ હરે ૧૮
ટોણાં ટામણ જાદુ કરે, તુમારો નામ લેતા સબ ડરે;
ઠગ ફાસીગર તસ્કર હોય, દ્વેષી દુશ્મન દુષ્ટ જ કોય ૧૯
ભય સબ ભાગે તુમારે નામ મનવંછિત પૂરો સબ કામ;
ભય નિવારણ પૂરે આશ, ચેતન જપ ચિંતામણિ પાસ. ૨૦

(દોહરા)

ચિંતામણિકે નામસે સકળ સિદ્ધવે કામ;
રાજ ઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ ઠામ ૨૧
હય ગય રથ પાયક મળે, લક્ષ્મીકો નહિ પાર;
પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર. ૨૨
ચેતન ચિંતા હરણકો, જાપ જપો તીન કાળ;
કર આંબિલ ષટ માસકો, ઉપજે મંગળ માળ ૨૩
પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન;
મનવાંછિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન. ૨૪
સંવત અઢારા ઉપરે, સાડત્રિસકો પરિમાણ;
પોષ શુક્લ દિન પંચમી વાર શનિશ્ચર જાણ ૨૫
પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિત્ત લાય;
ચેતન સંપતિ બહુ મળે, સમરો મન વચ કાય ૨૬

## શ્રી મહાવીર સ્વામીનો છંદ

*

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલાદેવી સુત જગ આધાર;
શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્ધમાન ૧

તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મન વંછિત મુદા;
તુમ નામે લહિયે સનમાન, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૨
દુર્જન દુષ્ટ વૈરી વિકરાળ, તુમ નામે નાસે તતકાળ;
તુમ નામે દિન દિન કલ્યાણ, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૩
તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહી કદા;
રોગ શોગ ચિંતા નવી જાણ, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૪
ગ્રહાદિક પીડા નવી કરે, નામ તમારૂં જે અનુસરે;
**ધર્મસિંહ** મુનિ ભાવ પ્રધાન, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૫

## શ્રી પાંસઠીયા યંત્રનો છંદ

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

શ્રી નેમીશ્વર સંભવ શામ, સુવિધિ ધર્મ શાંતિ અભીરામ;
અનંત સુવ્રત નમીનાથ સુજાણ, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ ૧
અજીતનાથ ચન્દ્ર પ્રભુ ધીર, આદીશ્વર સુપાર્શ્વ ગંભીર;
વિમળનાથ વિમળ જગ જાણ, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ ૨
મલ્લીનાથ જીન મંગળ રૂપ, પચવીશ ધનુષ સુંદર સ્વરૂપ;
શ્રી અરનાથ નમું વર્ધમાન, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ ૩
સુમતિ પદ્મ પ્રભુ અવતંસ, વાસુપૂજ્ય શીતળ શ્રેયાસ;
કુંથુ પાર્શ્વ અભિનંદન ભાણ, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ. ૪

એણીપેરે જીનવરજી સંભારીએ, દુઃખ દારિદ્ર વિઘ્ન નિવારીએ;
પચ્ચીશે પાસઠ પરમાણુ, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ. ૫

એમ ભણુતા દુઃખ નાવે કદા, નિજ પાસે જો રાખો સદા;
ધરીએ પંચતણું મન ધ્યાન, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ. ૬

શ્રી જીનવર નામે વંછિત મળે, મનવંછિત સહુ આશા ફળે;
**ધર્મસિંહ** મુનિ નામ નિધાન, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ. ૭

## શ્રી શાંતિનાથ પ્રભુને પ્રાર્થના

[ રાગ-છોટી બડી સૈયાંરે જાલીકા મેરા કાટના ]

*

શ્રી શાન્તિનાથ ભગવાન, શાતિ તો વર્તાવના... ટેક૦

વિશ્વસેન રાજાજી કે નંદન, અવતરે અચલાકે કૂખ;
સર્વાર્થ સિદ્ધસે આવના... ૧

જન્મ લેતેહી મરકી નિવારી, ઘર ઘર મંગલા ચાર;
સૈયા ગાવે વધાવના... ૨

ષટખંડકી પ્રભુ ઋદ્ધિ ત્યાગી, લેકર સંયમ ભાર;
કેવલકા હુવા પાવના... ૩

શાન્તિ નામ હે પરમ જગતમે, સુખ સંપત દાતાર;
વિઘ્ન તો વીર લાવના... ૪

શાન્તિ જાપસે વિષ અમૃત હો, નિર્ધન હો ધનવાન;
ફલેગી સારી ભાવના... ૫

પ્રાત ઉઠી ૐ શાંતિ જપતે, રોગ શોક મીટ જાય;
અક્ષય સુખ પાવના... ૬

ગુરૂ પ્રસાદે **ચોથમલ** કહે, મનકા મનોરથ પૂર;
દરશનકી મેરી ભાવના... ૭

## (૧) શ્રી શાન્તિનાથ સ્વામીનો છંદ

નગર હસ્થિણાપુર અતિ રે ભલો, જ્યા જનમ્યાં તીર્થંકર ત્રિભુવન તિલો;
રાહ પ્રરૂપ્યો **જૈન** ખરો, શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો... ટેક૦ ૧
સ્વાર્થ સિદ્ધ થકી રે ચવી, તવ દેશ નગરમાં શાતિ હવી;
**શાંતિજી** નામ દિયો સખરો, શ્રી શાંતિ જિનેશ્વર શાતિ કરો...૨
**વિશ્વસેન** પિતા **અચિરા** રે માતા, જેણે ચૌદ સુપન મોટારે પાયા;
જનમ્યા તીર્થંકર અમિય ઝરો. શ્રી શાંતિ જિનેશ્વર શાતિ કરો.. ૩
છપ્પન કુમારિકા ઉલ્લાસ ઘણો, જેણે જન્મ મહોત્સવ કર્યો કુવર તણો;
ચોસઠ ઇંદ્ર આવી કળશ ભરો, શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો...૪
ભણાવી બહોતેર કળા જેણે સહસ્ર ચોસઠ પરણી મહીલા;
છ ખંડ સાધ્યા એણીય પરો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો... ૫
સહસ્ર પચોતેર વરસ રહ્યા; ચક્રવર્તિપણે ઘરવાસ રહ્યા;
પછે મિટાઇ દિયો સઘળો ઝઘડો; શ્રી શાનિ જિનેશ્વર શાતિ કરો ..૬
એક સહસ્ર પુરૂષ સાથે શિક્ષા; શ્રી જીનવરજીએ લીધી દીક્ષ;
પછે સુર નર આવી પાય પડો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો...૭
એક માસ લગે છદ્મસ્થ રહ્યા; શુદિ પોષ નોમે દિન કેવળ લહ્યા;
ભરણી નક્ષત્ર પ્રભાત ખરો; શ્રી શાંતિ જિનેશ્વર શાતિ કરો .. ૮
પ્રભુએ મોહ જાળ સવિ કાપી; ચતુર્વિધ સઘ તીરથ સ્થાપી;
ચોથો દુષમ સુષમ આરો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો... ૯
બાસઠ સહસ્ર મુનિરાજ થયા; વળી સહસ્ર નવ્યાસી હુઇ આર્જિયા;
પ્રભુ તારો ને વળી આપ તરો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો...૧૦
દોય લાખ નેવું સહસ્ર શ્રાવક ગુણી; ત્રણ લાખ ત્યાશી સહસ્ર શ્રાવિકા સૂણી;
ઔર ચતુર્વિધ સઘ ખરો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો... ૧૧
ચાર હજાર ઉહિનાણી જતિ; વળી ત્રણસે હુવા વિપુલ મતિ;
નેવું ગણધરનો પાપ હરો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો .. ૧૨

ચાર હજાર ત્રણસેં રે કહ્યા; મુનિ કેવળ લહીને મુક્તિ ગયાં;
છ હજાર મુનિ વૈક્રિય ધરો; શ્રી શાતિ જિનેશ્વર શાતિ કરો... ૧૩
ચોત્રીસે વાદી ભારી; વળી આઠસેં ચૌદ પૂરવધારી;
આઠ કરમ શુ જાઇ લડો, શ્રી શાતિ જિનેશ્વર શાંતિ કરો... ૧૪
નવ પદવી મોટી રે કહી, જેણે એકણુ ભવમા છોએ લહી;
એસો ભરિયો પુણ્ય ઘડો, શ્રી શાંતિ જિનેશ્વર શાતિ કરો... ૧૫

પા પા લાખ કુવર સાધપણે, વળી અધ લાખ વરસ રાજ્યપણે;
એક લાખ વરસનો સર્વ ઘડો શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો...૧૬
ચાલીસ ધનુષ ઉંચી રે દેહી, વળી હેમવરણી ઉપમા રે કહી;
દીઠે દિલ દરિયાવ ઠરો, શ્રી શાતિ જિનેશ્વર શાંતિ કરો... ૧૭
જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવો રે મતિ;
પરભવથી સેતી કાંઈ ડરો, શ્રી શાતિ જિનેશ્વર શાંતિ કરો... ૧૮

ત્રિવિધે ત્રિવિધે જીવ મતિરે હણો, એ ઉપદેશ છે જિનરાજ તણો;
માર્ગ બનાવ્યો શુદ્ધ ખરો, શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો... ૧૯
આ જીવ રાય ને રંક થયો, વળી નરક નિગોદમાં બહુ રે રહ્યો;
રડવડિયો જેમ ગેડિ દડો, શ્રી શાતિ જિનેશ્વર શાંતિ કરો... ૨૦
ચાર ગતિના રે દુખ કહ્યા, જીવે અનતિ અનતિ વાર લહ્યાં;
પચી રહ્યો જેમ તેલ વડો, શ્રી શાતિ જિનેશ્વર શાંતિ કરો... ૨૧

શ્રદ્ધા સહિત તુમે તાપ તપો, ભવ્ય જીવા સો તુમે જાપ જપો;
માર્ગ મળ્યો છે નિપટ ખરો, શ્રી શાતિ જીનેશ્વર શાતિ કરો... ૨૨
સંથારો એક માસ તણો, સમેતશીખર સિદ્ધ ઠામ ભણો;
નવસે મુનિશુ મુક્તિ વરો, શ્રી શાતિ જીનેશ્વર શાતિ કરો... ૨૩
મૃગ લછન સેતિ ધ્યાન રહ્યાં, શ્રી શાતિ જીનેશ્વર મુક્તિ ગયાં;
પછે મેટ દીયો સવી જન્મ મગો, શ્રી શાતિ જીનેશ્વર શાંતિ કરો ૨૪

તુમ નામ લિયા સવી કાજ સરે તુમ નામે મુક્તિ મહેલ મળે;
તુમ નામે શુભ ભડાર ભરો, શ્રી શાતિ જીનેશ્વર શાતિ કરો... ૨૫

**ઋષિ જેમલજીએ** વિનતિ કહી, પ્રભુ તોરા ગુણુને પાર નહીં;
મુજ ભવ ભવનાં દુઃખ દૂર કરો, શ્રી શાતિ જીનેશ્વર શાતિ કરો. ૨૬

## (૨) શ્રી શાન્તિનાથ સ્વામીનો છંદ

શારદ માય નમુ શિર નામી, હુ ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામી;
શાંતિ શાતિ જપે સબ કોઇ, તે ઘેર શાંતિ સદા સુખ હોઇ ૧
શાંતિ જપી જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ;
શાંતિ જપી પરદેશ સિધાવે તે કુશળે કમળા લેઈ આવે. ૨
ગર્ભ થકી પ્રભુ મરકી નિવારી, શાતિજી નામ દીયો હિતકારી;
જે નર શાતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિતી તે નર પાવે ૩
જે નરકુ પ્રભુ શાંતિ સહાઇ, તે નરકું કુછ અરતિ નાહીં,
જો કછું વાછે સોહી પૂરે, દુખ દારિદ્ર મિથ્યા મતિ ચૂરે ૪
અલખ નિરંજન જ્યોતિ પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી;
સ્વામી સ્વરૂપ કહ્યુ નવિ જાય, કહેતા મુજ મન અચરજ થાય ૫
ડાર લિયે સબહી હથિયારા, જીત્યાં મોહ તણા દળ સારા;
નારી તજી શીવશુ રંગ રાચો, રાજ તજ્યો પણ સહિબ સાચો ૬
મહા બળવંત કહીજે દેવા કાયર કુંથું એક હણેવા;
ઋદ્ધિ સબળ પ્રભુ પાસ લહિજે, ભિક્ષાહારી નામ કહી જે ૭
નિંદક પુજકકુ સમભાયક પણ સેવકકુ હે સુખદાયક;
તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સર્વે સિદ્ધિ લાયક. ૮
શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે;
સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહા પદ દીજે ૯
સાયર જૈસા હોત ગંભીરા, દૂષણ એક ન માહે શરીરા;
મેરૂ અચળ જિમ અંતર જામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી ૧૦
લોક કહે જીનજી સબ દેખે, પણ સુપનાતર કબહુ ન પેખે;
રીશ વીના બાવીશ પરીસા, સેના જીતી તે જગદીશા ૧૧

માન વિના જગ આણુ મનાઇ, માયા વિના શિવશુ લપ લાઇ;
લોભ વિના ગ્રહ રાશિ ગ્રહીજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવિજે. ૧૨
નિર્ગ્રન્થપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણુ ચમર ઢળાવે;
અભયદાન દાતા સુખ કારણુ, આગળ ચક્ર ચાલે અરિદારણુ. ૧૩
શ્રી જીનરાજ દયાળ ભણીજે, કર્મ સર્વેંકા મૂળ ખણીજે;
ચઉવિહ સઘ તીરથ સ્થાપે. લચ્છી ઘણી દેખે નવિ આપે. ૧૪
વિનયવત ભગવત કહાવે, નાહી કિસીકું શીશ નમાવે;
અકચનકો બિરૂદ ધરાવે. પણુ સોવન પદ પંકજ ઠાવે. ૧૫
રાગ નહિ પણુ સેવક તારે. દ્વેષ નહિ નિગુણા સંઘ વારે;
તજી આરભ નિજ આતમ ધ્યાવે. શિવ રમણીકો સાથ ચલાવે ૧૬
તેરો મહિમા અદ્દભૂત કહીજે, તેરા ગુણકો પાર ના લીજે;
તુ પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા. ૧૭
તું રે ત્રિલોક તણો પ્રતિપાળ, હુ રે અનાથ ને તું રે દયાળ;
તુ શરણાગત રાખણુ ધીરા. તું પ્રભુ તારક છે વડ વીરા. ૧૮
તૂહી સમો વડ ભાગ જ પાયો તો મેરો કાજ ચડયોરે સવાયો;
કર જોડી પ્રભુ વિનવું તમસુ. કરો કૃપા જીનવરજી અમશું. ૧૯
જન્મ મરણના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો;
શ્રી હત્થિણાપુર મંડણુ સોહે, ત્યા શ્રી શાતિ સદા મન મોહે ૨૦
**પદ્મસાગર** ગુરૂરાય પસાયા. શ્રી ગુણુસાગર કહે મન ભાયા;
જે નર નારી એક ચિત્તે ગાવે તે મનવાછિત નિશ્ચે પાવે ૨૧

## તાવ ઉતારવાનો છંદ

*

નમો **આનદપુર** નગર, **અજયપાલ** રાજન;
માતા **અજયા** જનમિયો, **જ્વર** તુ કૃપાનિધાન,
સાત રૂપ શક્તિ હુઓ, કરવા ખેલ જગત;
નામ ધન્નવે જુજુવા, પ્રસર્યો તુ ઇત્ત ઉત્ત. ૧

એકાંતરો બેયા તરા, ચઢયા ચોથા તામ,
શીત ઉષ્ણ વિષમ જવરો, એ સાતે તુજ નામ;
એ સાતે તુજ નામ સુરંગા, જપતાં પૂરે કોડી ઉમંગા,
તે નામ્યા જે જાલિમ જંગા, જગમાં વ્યાપી તુજ જસ ગંગા. ૨

તુજ આગે ભૂપતિ સબ રંકા, ત્રિભુવનમાં વાજે તુજ ડંકા,
માને નહિ તું કોઇની શંકા, તુઠયો આપે જોવન ટંકા;
સાધક સિદ્ધતણા મદ મોડે, અસુર સુર તુજ આગળ દોડે,
દુષ્ટ ધીષ્ટના કંધર તોડે, નમી ચાલે તેને તુ છોડે. ૩

આવતો થરહર કપાવે, ડાહ્યાને ઉન્મતિમ બહેકાવે,
પહેલો તું ટેડમાંથી આવે, સાત શિખર પણ શીતન આવે;
હી હી હુહુંકાર કરાવે, પાંસળીયા હાડાં કકડાવે,
ઉનાળે પણ અમલ જમાવે, તાપે પહેરણમાં મૂતરાવે ૪

આસો કાર્તિકમાં તુજ જોરો, હઠયો ન માને ધાગો દોરો,
દેશ વિદેશે પડાવે સોરો, સબળ તું તાતો તોરો;
તું હાથીનાં હાડાં ભજે, પાપીને તોડે કર પજે,
ભાવે ભક્ત વત્સલ જો રજે, તો સેવકને કોય ન ગંજે ૫

કોડક તોડક ડમરૂ ડાક, સુરપતિ સરિખા માને હાક,
ધમ કે ધુંસડ ધાંસડ ધાક, ચઢતો ચાલે ચાલે ચંચળ ચાક;
પિશુનપછાડણ નહીં કો તોથી, તુજ જશ બોલ્યા જાય ન કોથી,
શી અણખીલ કરો એયોથી. મહેર કરી અળગા રહો મોથી. ૬

ભક્ત થકી એવડી કા ખેડો, અવલ અમીના છાંટા રેડો,
લાખા ભક્તનો એ નિવેડો, મહારાજ મુકો મુજ કેડો;
લાજવશો મા અજયા રાણી, ગુરૂઆસ માનો ગુણ ખાણી,
ઘરે સિધાવો કરૂણા આણી, કહું છું નાકે લીટી તાણી ૭

મંત્ર સહિત એ ૭૬ જે પઢશે, તેને તાવ કદી નવ ચઢશે,
કાંતિ કળા દેહી નિરોગ, લેશે લક્ષ્મી લીલા ભોગ ૮

(કલશ-છપ્પય)

ૐ નમો ધરી આદિ, બીજ ગુરૂ નામ વંદીજે,
આનંદપુર અવનિશ, અજયપાળ આખી જે;
અજયા જાત અઢાર, વાંચીએ સાતે બેટા,
જપતાં એહિજ જાપ, ભક્ત શુ કરે ન મેટા;
ઉતરે ચઢિયો અંગ, પળમે તુજ વયણે મુદા,
કહે 'કાંતિ' રોગ નાવે કદા, સાર મંત્ર ગાઇએ સદા ૯

(વિધિ-આ છંદ સાત વાર ભણવાથી અગર સાંભળવાથી તાવ જાય.)

## ૐ શ્રી વિષહર પાર્શ્વજિન મહામંત્ર

*

ૐ જિતુ ૐ જિતુ જિ ઉપશમધરી, ૐ હ્રીં પાર્શ્વ અક્ષર જપતે;
ભૂત ને પ્રેત જોતિંગ વ્યંતર સુરા, ઉપશમે વાર એકવીશ ગુણંતે ...
ૐ જિતુ० १

દુષ્ટ ગ્રહ રોગ, શોક જરા જંતુને, તાવ એકાંતરો દિન તપંતે;
ગર્ભ બંધન વારણ સર્પ વીંછી વિષ, બાલકા બાલની વ્યાધિ હતે
ૐ જિતુ० २

શાયણી માયણી, રોહિણી રાયણી, ફોટિકા મોટિકા દુષ્ટ હંતિ;
દાઢ ઉંદર તણી કોલ નોલા તણી, શ્વાન શિયાળ વિકરાલ દંતિ...
ૐ જિતુ० ३

ધરણ પદ્માવતી, સમરી શોભાવતી, વાટ અઘાટ અટવી અટતે;
લક્ષ્મી લુહો મળે, સુજશ વેળા વળે, સયલ આશા ફળે મન હસતે...
ૐ જિતુ० ४

અષ્ટ મહા ભય હરે, કાન પીડા ટલે, ઉતરે શૂલ શીષક ભણંતે;
વદતિ વર પ્રીતસ્યુ, પ્રીતિ વિમલપ્રભો, પાર્શ્વજિન નામ અભિરામ મતે,
ૐ જિતુ० ५

(વિધિઃ-આ મંત્ર ૨૧ વાર પવિત્રપણે જપવાથી કે સાભળવાથી સર્વ પ્રકારના તાવ, રોગ, શોક, ભય, ભૂત, ચોટ વગેરેનો નાશ થાય)

## શ્રી પાર્શ્વનાથ જિનનો છંદ

[ત્રોટક વૃત્ત]

પ્રણુમામિ સદા પ્રભુ પાર્શ્વ જીન, જિન નાયક દાયક સુખ ધન,
ધન ચારૂ મનોહર દેહ ધર, ધરણી પતિ નિત્ય સુસેવ કર... ૧
કરૂણારસ રંજિત ભવ્ય ફણી ફણી સપ્ત સુશોભિત મૌલિમણી;
મણિકંચન રૂપ ત્રિકોટ ઘટં, ઘટિતા સુર કિન્નર પાર્શ્વ તટં.. ૨
તટિની પતી ઘોષ ગંભીર સ્વર, શરણાગત વિશ્વ અશેષ નર;
નર નારી નમસ્કૃત નિત્ય મુદા પદ્માવતી ગાવતી ગીત સદા .. ૩
સતતેંદ્રિય ગોપ યથા કમઠ, કમઠાસુર વારણ મુક્ત હઠ;
હઠહેલિત કર્મ કૃતાંત બળ, બળ બળધામ દરં દળ પંકજળ.. ૪
જળ જદ્રૂય પત્ર પ્રભા નયનં, નયન દિન ભવ્યતરી શમન;
મનમથ મહી રૂહ વન્હિસમં, સમતા ગુણ રત્નમયં પરમ... ૫
પરમાર્થ વિચાર સદા કુશળ, કુશળ કુરૂમે જિનનાથ અલ;
અલિની નલિની નળ નીલ તન, તનુતા પ્રભુ પાર્શ્વજિન સુધન ૬

(કળશ-દ્રુતવિલંબીતં)

સુધન ધાન્ય કર કરૂણા પર, પરમ સિદ્ધિ કરં હદદા ધર;
વર તર અશ્વસેન કુળોદ ભવ, ભય ભ્રાતા પ્રભુ પાર્શ્વજિનં શિવ ૭

## મોટી સાધુ વંદના

નમું અનંત ચોવીશી ઋષભાદિક મહાવીર, આરજ ક્ષેત્રમા ઘાલી ધર્મની શીર; મહા અતુલ્ય બળિ નર શૂરવીર ને ધીર, તીરથ પ્રવર્તાવી પહોંત્યા ભવ જળ તીર... ૧

શ્રીમંધર પ્રમુખ જઘન્ય તીર્થંકર વીશ, છે અઢી દ્વીપમાં જયવંતા જગદીશ; એકસો ને શીત્તેર ઉત્કૃષ્ટ પદે જગદીશ; ધન્ય મ્હોટા પ્રભુજી તેને નમાવું શીશ .. ૨

કેવળી દોય કોડી ઉત્કૃષ્ટા નવ કોડી, મુનિ દોય સહસ્ર કોડી, ઉત્કૃષ્ટા નવ સહસ્ર કોડી; વિચરે વિદેહે મ્હોટા તપસી ઘોર, ભાવે કરિ વંદુ ટાળે ભવની ખોડ... ૩

ચોવિશે જિનના સઘળા એ ગણગાર, ચૌદશે ને બાવન તે પ્રણમુ સુખકાર; જિનશાસન નાયક ધન્ય શ્રી વીર જિણંદ, ગૌતમાદિક ગણધર વર્તાવ્યો આણંદ... ૪

શ્રી ઋષભદેવના ભરતાદિક સો પુત્ર, વૈરાગ્ય મન આણી સંયમ લિયો અદ્‌ભુત; કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતુત, જિન મત દીપાવી, સઘળા મોક્ષ પહુત . ૫

શ્રી ભરતેશ્વરના હુવા પટોધર આઠ આદિત્ય જશાદિક પહોત્યા શિવપુર વાટ, શ્રી જિન અંતરના હુવા પાટ અસંખ્ય, મુનિ મુકતે ખ્હોત્યા ટાળી કર્મના વંક.. ૬

ધન્ય કપિલ મુનિવર નમિ નમુ અણગાર, જેણે તતક્ષણ ત્યાગ્યો સહસ્ર રમણી પરીવાર; મુનિવર હરકેશી ચિત્ત મુનિશ્વર સાર, શુદ્ધ સંયમ પાળી પામ્યા ભવનો પાર .. ૭

વળી ઇષુકાર રાજા ઘેર કમળાવતિ નાર, ભગુ ને જશા તેહના દોય કુમાર; છયે ઋદ્ધિ છાડીને લીધો સંયમ ભાર, ઇણ અલ્પ કાળમા પામ્યા મોક્ષ દ્વાર .. ૮

વળી સંયતિ રાજા હરણ આહિડે જાય, મુનિવર ગર્દભાળી આણ્યો મારગ ઠાય; ચારિત્ર લઇને ભેટયાં ગુરૂના પાય, ક્ષત્રિરાજ ઋષિશ્વર ચર્ચા કરી ચિત લાય... ૯

વળી દશે ચક્રવર્તિ રાજ્ય રમણી ઋદ્ધિ છોડ, દશે મુગતે પહોત્યા કુળને શોભા ચોડ, ઇણ અવસર્પિણીમા આઠ રામ ગયા મોક્ષ, બળભદ્ર મુનિશ્વર ગયા પંચમે દેવલોક... ૧૦

દર્શાણભદ્ર રાજા વીર વાંદ્યા ધરિ માન, પછે ઇંદ્ર હઠાયો દિયો છકાય અભેદાન; કરકંડુ પ્રમુખ ચારે પ્રત્યેક બુદ્ધ, મુનિ મુક્તે પહોત્યા જીત્યા કર્મ મહા જોદ્ધ .. ૧૧

ધન્ય મોટા મુનિવર મૃગાપુત્ર જગીશ, મુનિવર અનાથી જીત્યા રાગ ને રીશ, વળી સમુદ્રપાળ મુનિ રાજેમતિ રહનેમ, કેશી ને ગૌતમ પામ્યા શિવપુર ક્ષેમ... ૧૨

ધન્ય વિજયઘોષ મુનિ જયઘોષ વળી જાણ, શ્રી ગર્ગાચારજ પહોંચ્યા છે નિરવાણ; શ્રી ઉત્તરાધ્યયનમાં જીનવરે કર્યા વખાણ; શુદ્ધ મને ધ્યાવો મનમેં ધીરજ આણ... ૧૩

વળી ખંધક સંન્યાસી રાખ્યો ગૌતમ સ્નેહ, મહાવીર સમીપે પંચ મહાવ્રત લેહ; તપ કઠણ કરીને ઝોંસી આપણી દેહ, ગયા અચ્ચુત દેવલોકે ચ્યવિ લેશે ભવ છેહ... ૧૪

વળી ઋષભદત્ત મુનિ શેઠ સુદર્શન સાર, શિવરાજ ઋષીશ્વર ધન્ય ગાંગેય અણગાર. શુદ્ધ સંયમ પાળી પામ્યા કેવળ સાર, એ ચારે મુનિવર પહોત્યા મોક્ષ મોઝાર... ૧૫

ભગવંતની માતા ધન ધન સતિ દેવાનંદા, વળી સતી જયંતિ છોડ દિયા ઘર ફંદા; સતી મુગતે પહોત્યા વળી તે વીરના નંદ, મહાસતી સુદર્શના ઘણી સતિઓના વૃંદ . ૧૬

વળી કાર્તિક શેઠે પડિમા વહી શુરવીર, જમ્યો મહોરા ઉપર તાપસ બળતી ખીર; પછી ચારિત્ર લીધું મિત્ર એક સહસ્ત્ર આઠ ભીર, મરી હુવા શક્રેન્દ્ર ચ્યવિ લેશે ભવ તીર... ૧૭

વળી રાય ઉદાઈ દિયો ભાણેજને રાજ, પછી ચારિત્ર લેઈને સાર્યા આતમ કાજ; ગંગદત્ત મુનિ આણંદ તરણ તારણ જીહાજ, કુશળ મુનિ રહો દિયો, ઘણાને સાજ... ૧૮

ધન્ય સુનક્ષત્ર મુનિવર સર્વાનુભૂતિ અણગાર, આરાધિક હુઈને ગયા દેવલોક મોઝાર, ચ્યવી મુક્તે જાશે વળી સિંહ મુનીશ્વર સાર, બીજા પણ મુનિવર, ભગવતીમા અધિકાર... ૧૯

શ્રી અનેક સેનાદિક છયે સહોદર ભાય, વસુદેવના નંદન દેવકી જ્યારી માય; ભદ્દીલપુર નગરી નાગ ગહાવઈ જાણુ, સુળશા ઘેર વધીયા સાંભળી નેમીની વાણુ... ૨૯

તજી બત્રીસ (૨) અંતેઉરી નીકળ્યા છટકાય, નળ કુંબેર સમાણુા ભેટયા શ્રી નેમીના પાય; કરી છઠ છઠ પારણાં મનમેં વૈરાગ્ય લાય, એક માસ સંથારે મુક્તિ બીરાજ્યા જાય... ૩૦

વળી દારૂક સારણુ સુમુખ દુમુખ મુનિરાય, વળી કુંવર અનાદૃષ્ટિ ગયા મુક્તિ ગઢમાય, વસુદેવના નંદન ધન્ય ધન્ય ગજસુકુમાર, રૂપે અતિ સુંદર કળાવંત વય બાળ... ૩૧

શ્રી નેમી સમીપે છોડયો મોહ જંજાળ, ભિક્ષુની પડીમા ગયા મસાણુ મહાકાળ; દેખી સોમીલ કોપ્યો મસ્તકે બાંધી પાળ, ખેર તણાં ખીરાં શીર ઠવીયા અસરાળ... ૩૨

મુનિ નજર ન ખંડી મેટી મનની જાળ, પરિષહ સહીને મુક્તિ ગયા તતકાળ, ધન્ય જાળી મયાળી ઉવયાલાદિક સાધ, સાંબ ને પ્રદ્યુમન અનીરૂદ્ધ સાધુ અગાધ.. ૩૩

વળી સચ્ચનેમિ દૃઢનેમિ કરણી કીધી વાદ, દશે મુક્તે પહોંત્યા જિનવર વચન આરાધ; ધન્ય અર્જુનમાળી કીધો કદાગ્રહ દુર, વીરપેં વ્રત લેઈને સત્યવાદી હુવા શુર... ૩૪

કરી છઠ છઠ પારણાં ક્ષમા કરી ભરપૂર, છ માસની માંહી કર્મ કિયા ચકચૂર, કુંવર અઈમુત્તે દીઠા ગૌતમ સ્વામ. સુણી વીરની વાણી કીધો ઉત્તમ કામ .. ૩૫

ચારિત્ર લેઈને પહોત્યા શિવપુર ઠામ, સુર આદિ મકાઈ અંત અલક્ષ મુનિ નામ; વળી કૃષ્ણરાયની અગ્રમહિષી આઠ, પુત્ર વહુ દોયે સંચ્યા પુણ્યના ઠાઠ... ૩૬

જાદવકુળ સતિયાં ટાળ્યો દુખ ઉચાટ, પહોંચ્યાં શિવપુરમાં એ છે સૂત્રનો પાઠ; શ્રેણિકની રાણી કાલીઆદિક દશ જાણુ, દશે પુત્ર વિયોગે સાંભળી વીરની વાણુ... ૩૭

ચંદન બાળાપે સંયમ લઈ હુવા જાણુ, તપ કરી દેહ ઝોસી પહોંચ્યા છે નિરવાણુ; નંદાદિક તેરે શ્રેણિક નૃપની નાર. સઘળી ચંદન બાળાપે લીધો સંયમ ભાર... ૩૮

એક માસ સંથારે પહોત્યા મુકિત મોઝાર. એ તેવુ જણાનો અંતગડમાં અધિકાર; શ્રેણિકના બેટા જાળિયાદિક તેવીશ. વીરપે વ્રત લેઇને પાળ્યો વિશ્વાવીશ... ૩૯

તપ કઠણુ કરીને પૂરી મન જગીશ, દેવલોકે પહોંચ્યાં મોક્ષ જાશે તજી રીશ; કાકંદીનો ધન્નો તજી બત્રીશે નાર, મહાવીર સમીપે લીધો સંયમ ભાર ૪૦

કરી છઠ છઠ પારણા આયંબીલ ઉચ્છિત આહાર, શ્રી વીરે વખાણ્યા ધન ધન્નો અણગાર, એક માસ સંથારે સર્વાર્થસિદ્ધ પહુંત મહાવિદેહ ક્ષેત્રમાં કરશે ભવનો અંત... ૪૧

ધન્નાની રીતે હુવા નવે સંત, શ્રી અનુત્તરોવવાઈમા ભાંખી ગયા ભગવંત, સુબાહુ પ્રમુખ પાંચ પાંચસે નાર, તજી વીરપે લીધાં પંચ મહાવ્રત સાર... ૪૨

ચારિત્ર લેઇને પાળ્યાં નીરતિ ચાર, દેવલોકે પહોંચ્યા સુખ વિપાક અધિકાર, શ્રેણિકના પૌત્રા પૌમાદિક હુવા દશ. વીરપે વ્રત લેઇને કાઢ્યો દેહનો કસ. ૪૩

સંયમ આરાધી દેવલોકમા જઇ વશ, મહાવિદેહ ક્ષેત્રમા મોક્ષ જાશે લેઈ જશ. બળભદ્રના નંદન નિષધાદિક હુવા બાર, તજી પચાશ (?) અંતેઉરી ત્યાગ કીયો સંસાર... ૪૪

સહુ નેમી સમીપે ચાર મહાવ્રત લીધ, સર્વાર્થસિદ્ધ પહોચ્યા હોશે વિદેહે સિદ્ધ; ધન્નો ને શાળિભદ્ર મુનિશ્વરોની જોડ, નારીનાં બંધન તતક્ષણ નાખ્યા ત્રોડ... ૪૫

પર કુટુમ્બ કર્મોસો ધન કંચનની કોડ, માસ માસખમણ તપ ટાળગે ભવની ખોડ, શ્રી સુધર્મા સ્વામીના શિષ્ય ધન ધન જમ્બુ-સ્વામ, તજી આઠ અંતેઉરી માત પિતા ધન ધામ.. ૪૬

પ્રમવાદિક તારી પહોંત્યા શિવપુર ઠામ, ચૂલ પ્રવતાની જગમાં રાખ્યું નામ; ધન્ય ઢંઢણ મુનિવર કૃષ્ણરાયના નંદ, શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળી દિયો ભવ ફંદ... ૪૭

વળી ખંધક ઋષિની દેહ ઉતારી ખાલ, પરિષહ સહીને જીવ ફેરા દિયા ટાળ; વળી ખંધક ઋષિના હુવા પાંચશે શિષ્ય, ઘાણીમાં પીલ્યા મુક્તિ ગયા તજી રીશ... ૪૮

સંભૂતિવિજય શિષ્ય ભદ્રબાહુ મુનિરાય, ચૌદ પૂરવધારી ચંદ્રગુપ્ત આણ્યો ઠાય; વળી આર્દ્રકુમાર મુનિ સ્થુળિભદ્ર નંદિષેણ અરણિક અઈમુત્તો મુનિશ્વરોની શ્રેણ... ૪૯

ચોવીશ જિન મુનિવર સંખ્યા અઠ્ઠાવીશ લાખ ઉપર સહસ્ર અડતાલીશ સૂત્ર પરંપરા ભાખ, કોઇ ઉત્તમ વાંચો મોઢે જયણા રાખ, ઉઘાડે મુખ બોલ્યા પાપ લાગે વિપાક.. ૫૦

ધન્ય મરૂદેવી માતા ધ્યાયો નિર્મળ ધ્યાન, ગજ હોદે પાયો નિર્મળ કેવળ જ્ઞાન; ધન્ય આદેસરની પુત્રી બ્રાહ્મી સુંદરી દોય, ચારિત્ર લેઇને મુક્તિ ગયા સિદ્ધ હોય... ૫૧

ચોવીશે જીનની વડી શિષ્યણી ચોવીશ, સતી મુક્તે પહોચ્યાં પૂરી મન જગીશ; ચોવીશે જિનના સર્વ સાધવી સાર, અડતાલીશ લાખ ને આઠસેં સીત્તેર હજાર... ૫૨

ચેડાની પુત્રી રાખી ધર્મશું પ્રીત, રાજેમતિ વિજયા મૃગાવતી સુવિનીત; પદ્માવતી મયણરેહા દ્રૌપદી દમયંતી સીત, ઇત્યાદિક સતીઓ ગઇ જન્મારો જીત... ૫૩

ચોવીશે જીનના સાધુ સાધવી સાર, ગયા મોક્ષ દેવલોકે હૃદયે રાખો ધાર; ઇણ અઢી દ્વીપમાં ધરડા તપસી બાળ, શુદ્ધ પંચ મહા વ્રતધારી નમો નમો ત્રણ કાળ... ૫૪

એ જતિયો સતિયોનાં લીજે નિત્ય પ્રત્યે નામ, શુધ્ધ મને ધ્યાવો એહ તરણનો ઠામ; એ જતિયો સતિયોશું રાખો ઉજ્જવળ ભાવ, એમ કહે **ઋષિ જેમલ** એ તરણનો દાવ... ૫૫ સંવત અઢાર ને વર્ષ સાતો શીરદાર, શહેર **ઝાલોર**માંહી એહ કહ્યો અધિકાર...

# નાની સાધુ વંદના

*

સાધુજીને વંદના નિત નિત કીજે, પ્રહ ઉગમતે સુર રે પ્રાણી,
નીચ ગતિમાં તે નવિ જાવે, પામે રિદ્ધિ ભરપૂર રે પ્રાણી...સાધુ૦

મોટા તે પંચ મહાવ્રત પાળે, છકાયનાં પ્રતિપાળ રે પ્રાણી;
ભ્રમર ભિક્ષા મુનિ સુઝતિ લેવે, દોષ બેંતાલીશ ટાળ રે પ્રાણી...સાધુ૦

રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણી, દીધી સંસારને પૂઠ રે પ્રાણી;
એ રે પુરૂષારી બંદગી કરતાં, આઠે કરમ જાય તૂટ રે પ્રાણી...સાધુ૦

એક એક મુનિવર રસના ત્યાગી, એકેકા જ્ઞાન ભંડાર રે પ્રાણી;
એક એક મુનિવર વૈયાવચ વૈરાગી એના ગુણનો નાવે પારરે પ્રાણી. સાધુ૦

ગુણ સત્તાવીશ કરીને દીપે જીત્યા પરિસા બાવીશ રે પ્રાણી;
બાવન તો અનાચરણ ટાળે, તેને નમાવું મારું શીશ રે પ્રાણી. સાધુ૦

જહાજ સમાન તે સંત મુનીશ્વર, ભવ્ય જીવ બેસે આય રે પ્રાણી;
પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ પહોંચાય રે પ્રાણી. સાધુ૦

એ ચરણે પ્રાણી શાતા રે પાવે, પાવે તે લીલ વિલાસ રે પ્રાણી;
જન્મ જરા અને મરણ મીટાવે, નાવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી. સાધુ૦

એક વચન એ સતગુરૂ કેરૂ, જો બેસે દીલમાંય રે પ્રાણી,
નરકગતિમાં તે નહિ જાવે, એમ કહે જીનરાય રે પ્રાણી... સાધુ૦

પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સુણો સાધુના વ્યાખ્યાન રે પ્રાણી;
એરે પુરૂષોની સેવા કરતા, પાવે તે અમર વિમાન રે પ્રાણી... સાધુ૦

સંવત અઢાર ને વર્ષ આડત્રીશે, બુસી તે ગામ ચોમાસ રે પ્રાણી,
મુનિ આસકરણજી એણીપેરે જંપે, હું તો ઉત્તમ સાધુનો દાસ રે પ્રાણી.
સાધુજીને વંદના નિત નિત કીજે .. ૧૦

# શ્રી નવ ગ્રહશાંતિ જાપ વિધિ

*

(જે ગ્રહનો જાપ કરવો હોય તે રંગની માળા, તેજ રંગનું કપડું અને તેજ રંગનું અનાજ, ચોવીશ કલાકનું બ્રહ્મચર્ય, એક વખતનું ભોજન કરી નીચે બતાવ્યા પ્રમાણે જાપ કરવો.)

**સૂર્યનો જાપ**—રાતી માળા, લાલ વસ્ત્ર, લાલ અનાજ, બ્રહ્મચર્ય સહિત એકાસણું, માળા અને લુગડા જમતી વખતે અંગ ઉપર રાખવા; એમ દરેકનું સમજવું

॥ ૐ હ્રીં પદ્મપ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ. શાન્તિ. ॥

**ચંદ્રનો જાપ**—ધોળી માળા, ધોળું વસ્ત્ર, ધોળું અન્ન

॥ ૐ હ્રીં ચન્દ્ર પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ. શાન્તિઃ ॥

**મંગળનો જાપ**—રાતી માળા, રાતુ વસ્ત્ર, રાતું અનાજ

॥ ૐ હ્રીં વાસુપૂજ્ય પ્રભુ નમસ્તુભ્યં મમ શાન્તિઃ શાન્તિ. ॥

**બુધનો જાપ**—પીળી માળા, પીળુ વસ્ત્ર, પીળું અન્ન

॥ ૐ હ્રીં શાન્તિનાથ પ્રભુ નમસ્તુભ્યં મમ શાન્તિઃ શાન્તિઃ ॥

**ગુરૂનો જાપ**—પીળી માળા, પીળા વસ્ત્ર, પીળું અન્ન ॥

॥ ૐ હ્રીં ઋષભદેવ પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિઃ શાન્તિઃ ॥

**શુક્રનો જાપ**—ધોળા વસ્ત્ર, ધોળી માળા, ધોળું અન્ન

॥ ૐ હ્રીં સુવિધિનાગ પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિઃ ॥

**શનિનો જાપ**—ધોળા વસ્ત્ર, કાળી માળા, કાળું અન્ન.

॥ ૐ હ્રીં મુનિસુવ્રત પ્રભુ નમસ્તુભ્યં મમ શાન્તિઃ શાન્તિઃ ॥

**રાહુનો જાપ**—પીળા વસ્ત્ર, પીળી માળા પીળું અન્ન

॥ ૐ હ્રીં નેમીનાથ પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિઃ શાન્તિઃ ॥
રાહુ માટે અમાસ જાણવી.

**કેતુનો જાપ**—લીલા વસ્ત્ર, લીલી માળા, લીલુ અન્ન

॥ ૐ હ્રીં પાર્શ્વનાથ પ્રભુ નમસ્તુભ્યં મમ શાન્તિ શાન્તિ ॥

# ખંભાત સંપ્રદાયના સદ્‌ગત પૂજ્ય મહાસતીજી શ્રી પાર્વતીબાઇ સ્વામીનુ વિરહ ગીત.

ગુરૂણી વિના કેમ રહેવાશે, વિયોગના દિન કેમ સહેવાશે;
ગુરૂણી પાર્વતીબાઈ વિના કેમ રહેવાશે, વિયોગના દુઃખ કેમ સહેવાશે...
ગુરૂણીના સ્વર્ગવાસથી, દુઃખ થાય દીલમાંય;
હૃદય સૌના કંપી જાયે છે, સાંભળતા તેણી વાર...ગુરૂણી વિના૦ ૧
અમારો ઝળહળતો રવિ, અસ્ત થયો છે આજ;
ટળવળતા અમને મૂકી, કેમ ગયા ગુરૂણી આજ... ગુરૂણી વિના૦ ૨
લીંબડી નગરીમાં જન્મ થયો ને સારા પડયા સંસ્કાર;
ખેડા શહેરમા સંયમ પથે, પ્રેમે કર્યો સ્વીકાર...ગુરૂણી વિના૦ ૩
એકાવન વર્ષ સંયમ પથે, આરાધનમાં ઉજમાળ;
દેશોદેશમા વીચરી પ્રેમે, કર્યો ઘણો ઉપકાર... ગુરૂણી વિના૦ ૪
આરાધ્યપાદ ત્યાગી તપસ્વી, શાંત સ્વભાવી ગુરૂણી;
આપના દર્શનનો વિરહ પડયો, દિલ અમારા દુભાય...ગુરૂણી વિના૦ ૫
શારદાબાઈ જસુબાઇને ભણાવી ગણાવી, વર્તાવી લીલા લ્હેર;
વિનય વિવેક વિદ્યા આપી, કરી છે મોટી મહેર... ગુરૂણી વિના૦ ૬
હવે અમોને બોધ દેવામા, જાગૃત રહેશે કોણ ?
અંતરથી અમોને સાચુ શિક્ષણ, હવે આપશે કોણ ? ..ગુરૂણી વિના૦ ૭
ખરેખર અમારો જીવન દીપક, ઓલવાઇ ગયો આજ;
અમોને મોટી ખોટ પડી છે. હવે કયા મળશે ગુરૂણી...ગુરૂણી વિના૦ ૮
અંતરમા બહુ દુઃખ સાલે છે, આંખે આંસુની ધાર;
ઘડી ઘડી ને પલે પલે, યાદ આવે ઉપકાર... ગુરૂણી વિના૦ ૯
બે હજાર ને અગીયારની સાલે, ખંભાત શહેર મોઝાર;
અમારા ગુરૂણી અસ્ત થયા ને, ખોટ પડી અપાર . ગુરૂણી૦ ૧૦
આસો સુદી પુનમ ને રવિવારે, સ્વર્ગ કર્યું પ્રયાણ,
ટળવળતા અમોને મૂકી ગયા, હવે કોણ લેને સંભાળ.. ગુરૂણી૦ ૧૧

વિયોગરૂપી વેદનાનો નથી રહેતો પાર;
સમજીએ પણ હૃદયે ધીરજ, રહેતી નથી લગાર... ગુરૂણી વિના૦ ૧૨
ગુરૂણીના સદ્-આત્માને, શાશ્વત સુખ મળે સદાય;
શાસનદેવને પ્રાર્થના કરીએ. અમર રહે સદાય... ગુરૂણી વિના૦ ૧૩
બે હજાર ને બારની સાલે, બાવળા શહેર મોઝાર;
પોષ સુદી તેરસ બુધવારે, વિરહ ગીત રચ્યુ ઉદાર ..ગુરૂણી વિના૦ ૧૪
—શિષ્યા શારદાબાઇ

## અરણિક મુનિવર

*

મન લલચે એનુ દીલ મલચે, મુનિ લઇને સયમ ભાર;
અરણીક ગૌચરી લેવા જાય .
બળબળતા જ્યાં તાપ તપે મુનિ, એકલવાયા જાય;
પળ ભર થાક ઉતારવા કાજે, લેતા શીળી છાય... મુનિવર [૨]
એનો દેહ દીપે જાણે, સુરજ તણો ચમકાર રે...અરણીક૦ ૧
કોડ ભરેલી કન્યા મુનિને, દૂરથી આજ નીહાળે;
મુનિને રીઝવવા કાજે, અવનવા વસ્ત્રો પહેરે.. માનુના [૨]
પિયુ જેનો પરદેશ વસ્યો ને અંતર ઘણુ અકળાય...અરણીક૦ ૨
યોગીરાજને વશ કરવાને, નવરસ ભોજન મૂકે;
અ તરમા કામણ ભર્યા ને, યોગીને નીહાળે... માનુની (૨)
આવો યોગી રસના ભોગી, કંઇ લુટો દીલને અપાર...અરણીક૦ ૩
નિર્દોષ બાળ મુનિને, ભામીનીએ ભોળવ્યો આજે;
તન મન ભાન ભૂલ્યો આજે, લુટતા રસની છોળ... મુનિવર૦
આવી આનંદે પ્રેમ તણા રંગે, ઝુલી રહ્યો સગાથે... અરણીક૦ ૪
અરણીકના પુકારો કરતી, માતા ગલીયો ઘૂમતી;
પહેલ વહેલા બાળયોગી નીકળ્યા ગૌચરી કાજે... મુનિવર૦ (૨)
શું ખાધું એણે શું પીધુ, એની લેશે કોણ સભાળ... અરણીક૦ ૫

અરણીકના પુકારો કરતી, નિજ માતાને નિહાળી;
ધર્મ ભૂલેલા યોગી ત્યાંથી ક્ષમા યાચવા ચાલ્યા... મુનિવર [૨]
અંતર ધડકે, દીલડું થડકે, સુણી માત તણો પુકાર... અરણીક૦ ૬
ભોગ-વિલાસમાં ડૂબેલા મુનિવર, માતાને ચરણે આવ્યા;
માતાના ચરણોમા મુનિવરે, આંસુડે પાપ ધોયા... મુનિવરે [૨]
એનુ મન આજે, એનું દીલ આજે, થઈ રહ્યુ વિશુદ્ધ.. અરણીક૦ ૭
નિર્દોષ બાળ મુનિને માતાએ, ફરીથી દીક્ષા અપાવી;
દીક્ષા લઈને અરણીક મુનિવરે, કર્મોને ખપાવ્યા... મુનિવરે [૨]
સમકીત પાળી પાપો ટાળી, ચાલ્યા મુક્તિને મોઝાર... અરણીક૦ ૮

**—શશીકાન્ત ડી. શાહ,** નાર

## પ્રભુને અરજ

[ રાગ-મન ડોલે મેરા તન ડોલે ]

*

મન મારૂ દિલ મારૂં, પ્રભુની પાસ સદાય;
મુજને ડુબાડ રે પ્રભુ તાર ..
ચન્દનબાળાના બાકુળા પ્રભુજી પ્રેમે વ્હોર્યા;
ચંડકોશીયા સર્પને તમે સાચુ જ્ઞાન જ દીધુ .. પ્રભુજી [૨]
અંતરનો મારા દીલડાનો, પ્રભુ કરજે તું ઉદ્ધાર. . મુજને૦ ૧
બાળ મુનિવર અરણીકને પ્રભુ લીધા તમે ઉગારી;
મુગા પશુના પૂકાર સાંભળી, રથ પાછો વળાવ્યો... નેમનો [૨]
સહુને બચાવ્યા સહુને ઉગાર્યા. રાખજે તુ મારી લાજ...મુજને૦ ૨
હસતે મુખડે બાળક પ્રભુજી, ગુણ ગાયે તુમ્હારા;
નામ જપતા પ્રભુજી તમારૂ. હૈયું આનંદે નાચે... આજ મારૂં [૨]
સુણ વિનંતિ સુણ અરજી, આ 'કાન્ત' તણી સદાય... મુજને૦ ૩

**—શશીકાન્ત ડી. શાહ,** નાર

## પ્રભુને અરજ

[રાગ–મન ડોલે મેરા તન ડોલે]

મન ડમકે, મેરા દીલ ધડકે, મેરા હૈયા વીકમીત હામ;

મુજને ભવજળ પાર ઉતાર...

મધુર મધુર સ્વપ્નોમે દર્શન, કરતા પ્રભુજી તુમ્હારા;

સાચો રાહ જડે ના મુજને, ભવસાગરમાં રમતાં.. પ્રભુજી [૨]

બની સુકાની, નૈયા મારી, ભવજળ પાર ઉતાર...

મુજને ભવજળ પાર ઉતાર.. ૧

મનડું મારૂં અતિ મુઝાયે, અરજ સુણો પ્રભુ મારી;

બેઉ કર જોડી વીનવું પ્રભુજી, લે લો પાસ તુમ્હારી...પ્રભુજી [૨]

'કાન્ત' ગુણ ગાવે પ્રભુજી તુમ્હારા, અમને પાર ઉતાર

મુજને ભવજળ પાર ઉતાર.

—શશીકાન્ત ડી. શાહ, નાર

## કેટલા વધી ગયા છે પાપ

[રાગ–દેખ તેરે સંસારકી હાલત]

મન મારા તુ જોને વિચારી, ક્યાથી રીઝે ભગવાન;

કેટલા વધી ગયા છે પાપ, કેટલા વધી ગયા છે પાપ...

ધર્મ ન જાણે, કર્મ ન જાણે, સત્યને મારી લાત;

કેટલા વધી ગયા છે પાપ... [૨]

ધર્મ કર્મને નેવે મુકી, દુનિયા પાપી ચાલમા ડૂબી;

વાદરા પાસે મત્સ્ય જાણે, નિસરણીનુ સ્થાન..

કેટલા વધી ગયા છે પાપ. [૨] મન મારા તુ૦ ૧

ડગલે પગલે જુઠું બોલે, અભિમાનમાં અતિશય ડોલે;

જેમ ઉંદરડે ડીધું જાણે, સુરા કેરૂ પાન.

કેટલા વધી ગયા છે પાપ... [૨] મન મારા તુ૦ ૨

ક્યાં છે રામ-સીતાની જોડી, વડીલની તો આજ્ઞા તોડી;
આજના રામ તો ફરતા દીસે, મસ્તીમાં મસ્તાન...

કેટલા વધી ગયા છે પાપ... [૨] મન મારા તું૦ ૩

ક્યા છે ગોકુળ સમ ગામો, ઘી દૂધ ને માખણ પામો;
વેજીટેબલે કીધું આજે, ઘરઘરમા મસ્તાન ..

કેટલા વધી ગયા છે પાપ... [૨] મન મારા તું૦ ૪

ઘર ઘરમા તો ગરીબ રોવે, તેમના સામુ કોઇ ન જોવે;
એનો આપણે સહાય રહેવું, ત્યાગમાં મસ્તાન...

કેટલા વધી ગયા છે પાપ... [૨] મન મારા તું૦ ૫

**—કમળાબેન પટેલ**

# સ્તોત્ર-સ્મરણ સમુચ્ચય

## ॐ શ્રી ઘંટાકર્ણ સ્તોત્રમ

(અનુષ્ટુપ)

ॐ હ્રીં શ્રીં ઘંટાકર્ણો મહાવીર, સર્વ વ્યાધિ વિનાશક ।
વિસ્ફોટક ભય ઘોર, રક્ષ રક્ષ મહાબલઃ ॥ ૧ ॥

યત્રત્વં તિષ્ઠસિ દેવ, લિખિતોઽક્ષર પંક્તિભિઃ ।
રોગાસ્તત્ર પ્રણશ્યન્તિ, વાતપિત્ત કફોદ્ભવા ॥ ૨ ॥

તત્ર રાજ્ય ભય નાસ્તિ, યાતિ કર્ણે જપાક્ષરાઃ ।
શાકિની ભૂત વૈતાલા, રાક્ષસા પ્રભવંતિ નઃ ॥ ૩ ॥

ના કાલે મરણં તસ્ય, ન ચ સર્પેણ દશ્યતે ।
અગ્નિ ચોર ભયં નાસ્તિ, નાસ્તિ તસ્યાપ્યરિભયમ્ ॥ ૪ ॥

ॐ હ્રીં શ્રીં ક્લીં ઘંટાકર્ણો, નમોસ્તુતે ઠઃ ઠઃ ઠઃ સ્વાહા ॥૫॥

# શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તોત્ર

(શાર્દૂલ વિક્રીડીત)

*

કિં* કર્પૂરમયં સુધારસ મયં, કિં ચન્દ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયં મહામણિમયં, કારૂણ્યકેલિમયં ॥
વિશ્વાનંદમયં મહોદયમયં, શોભામયં ચિન્મયમ્ ।
શુક્લધ્યાનમયં વપુર્જીનપતે ર્ભૂયાદ્ભવાલંબનમ્ ॥ ૧ ॥

**ભાવાર્થ**—શ્રી જીનેન્દ્ર ભગવાનનું શરીર અહા ! કપુંર જેવું શ્વેત, અમૃત જેવુ મીષ્ટ, ચન્દ્રની કાન્તિ જેવુ શીતળ અને પ્રકાશીત, સુંદર મોટા મણી જેવું પ્રકાશીત, કારૂણ્યતાની ભૂમિકારૂપ, સમગ્ર વિશ્વને આનંદમય, મહા ઉદયવાળું, શોભાવાળુ, સચીત સ્વરૂપ, શુક્લ ધ્યાનમાં નિમગ્ન, એવા શ્રી જીનેન્દ્ર ભગવાન સંસારના આધાર રૂપ હો ॥ ૧ ॥

પાતાલં કલયન્ ધરાધવલયન્નાકાશ મા પૂરયન્ ।
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનર શ્રેણી ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માંડ સુખયન્ જલાધિ જલધેઃ ફેનોત્થલાલોલયન્ ।
શ્રી ચિંતામણિ પાર્શ્વ સંભવયશો હંસશ્ચિર રાજતે ॥ ૨ ॥

**ભાવાર્થ**—પાતાળમા પણ પ્રવેશ કરી રહેલો, પૃથ્વીને ઉજ્જ્વલ કરતો, આકાશમા સર્વ સ્થળે વ્યાપ્ત થતો, દિશાઓના ચક્રને પણ ઉલઘી જતો. દેવ-દાનવોને વિસ્મય પમાડતો, ત્રણે જગતને સુખ આપતો, સમુદ્રમાં શ્વેત ફીણથી શોભાયમાન જળને ડહોળી નાખતો; એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણીનો યશરૂપી હંસ ચીર કાળ શોભે છે. ॥ ૨ ॥

---

[ *કિં શબ્દ આશ્ચર્યતા સૂચવે છે. એનો અર્થ અહા ! જેવો થાય છે તો દરેક વિશેષણની શરૂઆતમાં વાપરી લેવો. ]

પૂણ્યાના વિપણિ રતમોહ્નિનમણિ. કામેભકુમ્ભે શૃણિઃ ।
મોક્ષે નિસ્સરણિ સુરેન્દ્રકરિણિઃ જ્યોતિઃ પ્રકાશારણિ ॥
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણીઃ કૃપાસારણી ।
વિશ્વાનંદ સુધા ધૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વચિંતામણિ ॥ ૩ ॥

**ભાવાર્થ—**પુણ્યના હાટ ( ભંડાર ) રૂપ, પાપરૂપી અંધકારમા સૂર્યરૂપ, વિષયરૂપી હાથીને વશ કરવામાં અંકુશ રૂપ, મોક્ષમાં ગમન કરવા માટે નિસરણી રૂપ, આત્મજ્ઞાન રૂપ જ્યોતિને પ્રકાશ આપવામાં અરણીના વૃક્ષ સમાન, દાન દેવામાં ઇન્દ્ર સમાન, (એમની) શ્રી પાર્શ્વ-નાથની આગળ નમન કરી રહેલી સજ્જન પુરૂષોની પંક્તિને કૃપાની નદી સમાન, વિશ્વમાં આનંદરૂપી અમૃતના તરંગ સમાન શ્રી પાર્શ્વ ચિંતામણી (ભગવાન) સંસાર સમુદ્રનુ કરનાર આપ જ છો. ॥ ૩ ॥

શ્રી ચિંતામણિ પાર્શ્વવિશ્વજનતા સઞ્જીવનસ્ત્વં મયા ।
દૃષ્ટ સ્તાત તતઃ શ્રિયઃ સમ ભવન્નાશ ક્રમા ચક્રિણમ્ ॥
મુક્તિઃ ક્રીડતિ હસ્યોર્બહુવિધં સિદ્ધં મનોવાંચ્છિત ।
દુર્દૈવં દુરિતં ચ દુર્દિનં ભય કષ્ટં પ્રનષ્ટં મમ ॥

**ભાવાર્થ—હે** તાત ! [ હે શ્રી ચિંતામણી પાર્શ્વનાથ ! ] આખા વિશ્વના જીવનરૂપ, સચ્ચીદાનંદ શ્રી ચિંતામણી પાર્શ્વનાથ જ્યારથી મને આપના દર્શન થયા છે, ત્યારથીજ ઇંદ્ર, દેવ તથા ચક્રવર્તિ પર્યંતની સનદ્ધિ મને પ્રાપ્ત થઇ છે. મારા હસ્તમાજ મુક્તિરૂપી દેવી ક્રીડા કરી રહી છે, મારી વિવિધ પ્રકારની મનની અભિલાષાઓ સિદ્ધ થઇ છે અને મારૂ દુર્દૈવ, મારૂં પાપ અને મારૂં દુઃખ તથા મારો દારિદ્રતાનો ભય સમૂળ નાશ પામ્યો છે ॥ ૪ ॥

યસ્ય પ્રૌઢતમ. પ્રતાપ તપનઃ પ્રોદ્દામધામા જગ ।
જ્જઘાલ. કલિકાલ કેલિ દહનો મોહાન્ધ વિધ્વંસકઃ ॥
નિત્યોદ્યોતપદં સમસ્તા કમલા કેલિગ્રહ રાજતે ।
સ શ્રી પાર્શ્વજીનો જનહિત કૃતશ્ચિંતામણી પાતુ મામ્ ॥૫॥

**ભાવાર્થ**—હે અતિશય પ્રતાપવાન્ સૂર્યરૂપ, અતિ ઉત્કટ જગતરૂપી ધામને તથા કળીકાળના મહિમાને દહન કરનાર. મોહરૂપી અંધકારનો નાશ કરનારા અને જેનું સમસ્ત પ્રકારની સમૃદ્ધિ ધારણ કરનાર પદ હંમેશ શોભી રહ્યું છે એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન જગતના જીવોનું હિત કરનાર ચિંતામણી મારૂં રક્ષણ કરો ॥ ૫ ॥

વિશ્વવ્યાપિ તમોહિનસ્તિ તરણિર્બાલોઽપિ કલ્પાંકુરો ।
દારિદ્રાણિ ગજાવલીં હરિ શિશુઃ કાષ્ટાનિ વહ્નેઃ કણઃ ॥
પીયૂષસ્યલવોપિ રોગનિવહં યદ્વત્તથા તે વિભો ।
મૂર્તિ: સ્ફુર્તિમતી સતી ત્રી જગતાં કષ્ટાનિ હર્તું ક્ષમા ॥૬॥

**ભાવાર્થ**—સૂર્ય બાલ્યાવસ્થામા હોવા છતાં પણ વિશ્વમા વ્યાપી રહેલા અંધકારનો નાશ કરે છે, કલ્પવૃક્ષનો એક જ અંકુર [ફણગો] દારિદ્રતાનો નાશ કરવામાં સમર્થ છે, સિંહનું એક નાનું બાળક જ હાથીઓના સમૂહનો નાશ કરે છે, અગ્નિનો એક સૂક્ષ્મ કણ કાષ્ટના જથ્થાને ભસ્મવત્ કરી નાખે છે અમૃતનું એક જ બિંદુ રોગને નિર્વંશ કરે છે; તે જ પ્રમાણે હે વિભો ! મનુષ્યની મતિમા સ્ફુરણા કરનારૂં તમારૂં શરીર ત્રણે જગતનાં દુઃખો હણવાને માટે સમર્થ છે ॥૬॥

શ્રી ચિંતામણિ મંત્ર મોંકૃતિયુત હ્રીંકાર સારાશ્રિતં ।
શ્રી મર્હં નમિઉણં પાશ કલિત ત્રૈલોકય વશ્યા વહ ॥
દ્વૈધા ભૂત વિષાપહ વિષહર શ્રેયઃ પ્રભાવાશ્રયં ।
સોલ્લાસ વસહાંકિતં જીન ફુલિંગા નદનં દેહિનાં ॥ ૭ ॥

**ભાવાર્થ**—ૐ શબ્દની આકૃતિવાળો હ્રીંકારથી યુક્ત શ્રી મર્હંનમિઉણના મંત્રથી બદ્ધ થયેલો ત્રણે લોકને વશ વર્તાવનાર વિષય-રૂપી ઝેરનો નાશ કરનાર કલ્યાણકારક, પ્રભાવવાળો, વ-સ-હ ઇત્યાદિ અક્ષરોથી યુક્ત એવા મનુષ્ય માત્રને આનંદરૂપ શ્રી ચિંતામણી નામનો મંત્ર છે. ॥ ૭ ॥

હ્રીં શ્રીં કારવર નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગીનો !
હૃત્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વમધિપંચિંતામણિ સંજ્ઞકં ॥
ભાલે વામભુજેચ નાભિ કરયોભુંયોભુજે દક્ષિણે ।
પશ્ચાદષ્ટ દલેષુને શિવપદં દ્વીત્રર્ભવૈર્યાતહો ॥ ૮ ॥

**ભાવાર્થ**—હ્રીં શ્રીં ઇત્યાદિ આકારથી યુક્ત મંત્રનું જે યોગીઓ હૃદયકમળમા અધિષ્ટાતા ભગવાનના ચિંતામણિની સંજ્ઞાવાળો જેની પૂર્વમા નમો મુકેલા છે એવો હ્રીં શ્રીંકારાદિ ઉત્તમ વર્ણયુક્ત મંત્રને હૃદયકમળમા ધારણ કરીને કપાળને વિષે, ડાબા હાથને વિષે, નાભિમા અને ધણે ભાગે જમણા હાથમાં અને ત્યારપછી આઠે દલોની વિષે ધ્યાન ધરે છે તે બે-ત્રણ ભવ પછી મોક્ષધામમાં સિધાવે છે, એ શુ આશ્ચર્યજનક નથી? ॥ ૮ ॥

## (સ્રગધરા છંદ)

નોરોગા નૈવશોકા ન કલહ નાગિ મારિ પ્રચારા ।
નૈ વ્યાધિર્ના સમાધિર્ન ચહ્ર દુરિતે દુષ્ટ દારિદ્રતાનો ॥
નોશ કિન્યે ગ્રહાનો નહરિકરિગણા વ્યાલ વૈતાલ જાલા ।
જાયન્તે પાર્શ્વચિંતામણિમતિવસતા પ્રાણિનાં ભક્તિભાજાં ॥૯॥

**ભાવાર્થ**—જે ભકિતવાન પ્રાણીઓ શ્રી ચિંતામણી પાર્શ્વનાથમા પોતાની વૃત્તિ જોડે છે, તેઓને રોગ, શોક, કલેષ, અશાન્તિ, ભય, પાપ, દુષ્ટ, દારિદ્રપણુ, શત્રુદ્વારા ઉપજતી વ્યાધિ તથા શાકિની, ભૂત, પિશાચ વિગેરે તથા હાથી તથા સિંહના સમૂહો દુઃખ રૂપ થઈ શકતા નથી ॥ ૯ ॥

## (શાર્દૂલવિક્રીડીત)

ગીર્વાણ દ્રુમધેનુ કુંભમણિ યસ્યાંગણે રંગીણો ।
દેવા દાનવ માનવઃ સવિનય તસ્મૈ હિત ધ્યાયિનઃ ॥
લક્ષ્મી સ્ત ય પદ્માવતી વ ગુણિના લ્હાડ સદ્ધ્યાયિની ।
શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ મનિશ સસ્તૌતિયો ધ્યાયતિ ॥૧૦

**ભાવાર્થ**—જે પ્રાણી શ્રી ચિંતામણી પાર્શ્વનાથની હમેશ સ્તુતિ કરે છે તથા ધ્યાન ધરે છે તેના આંગણામાં રાગાદિ આનંદ થયા જ કરે છે. તેને કલ્પવૃક્ષ, કામદુર્ઘાધેનુ, પારસમણી ઈત્યાદિ અલૌકિક પદાર્થ પ્રાપ્ત થાય છે દેવ-દાનવ અને મનુષ્યો સુદ્ધાં વિનયથી તેના હિતનું જ ચિંતવન કર્યા કરે છે. ગુણવાન પુરૂષોને આ બ્રહ્માંડમાં પ્રાપ્ત થતી સમસ્ત લક્ષ્મી તેને વશ વર્તે છે. ॥ ૧૦ ॥

**(માલિની છંદ)**

ઇતિ જીનપતિ પાર્શ્વ પાર્શ્વઃ પાર્શ્વાખ્ય યક્ષઃ ।
પ્રદલિત દુરિતૌઘઃ પ્રીણિત પ્રાણિ સાર્થઃ ॥
ત્રિભુવન જન વાચ્છા દાન ચિંતામણિકઃ ।
શિવપદ તરૂ બીજં બોધિબીજં દદાતુ ॥ ૧૧ ॥

**ભાવાર્થ**—આ પ્રમાણે જીનપતિ પાર્શ્વનાથ ભગવાનની પાસે રહેનારો પાર્શ્વ નામનો યક્ષ, જેના પાપ કર્મો નષ્ટ થઇ ગયા છે અને તે ભગવાને જન સમુદાયને સંતુષ્ટ કર્યા છે અને જે ત્રણે ભુવનની વાંચ્છા પુરવામાં ચિંતામણિ સમાન છે, તે મોક્ષપદરૂપી વૃક્ષનું બીજરૂપ સમકીત મને અર્પણ કરો ॥ ૧૧ ॥

## શ્રી ઉવસગ્ગહરં સ્તોત્રમ્

[અનુષ્ટુપ]

*

ઉવસગ્ગહર પાસ, પાસ વંદામિ કમ્મ ઘણ મુક્કં;
વિસહર વિસનિન્નાસ, મંગલ કલ્યાણ આવાસ. ॥ ૧ ॥

વિસહર ફુલીંગ મંતં, કંઠે ધારેઇ જો સયામણુઓ;
તસ્સ ગહ રોગ મારી, દુટ્ઠ જરા જંતિ ઉવસામં. ॥ ૨ ॥

ચિટ્ઠઉ દુરે મંતો, તુઝપણામોવી બહુ ફલો હોઇ;
નરતીરીએ સુવી જીવા, પાવંતી ન દુઃખ દોગચ્ચં. ॥ ૩ ॥

ૐ અમરતરૂ કામધેણુ, ચિંતામણિ કામ કુંભ માઇ યા;
સિરિપાસ [પાર્શ્વ] નાહ સેવા, ગહાણું સવ્વેવી દાસત્તં. ॥૪॥
ૐ હ્રીં શ્રીં ઐં ૐ તહ દંસણેણ સામીય;
પણાસઇ રોગ સોગ દુઃખ દોહગ; કપ્પતરુ મિવજાયઇ,
ૐ તુહ દંસણેણ સમફલ હેઉં સ્વાહા. ॥ ૫ ॥
ૐ હ્રીં નમિઊણ વીપ્પણા સાય, માયાંવી એણુધરણનાગિંદં;
સિરિકામ રાજંકલી, પાસ જિણંદ નમંસામિ. ॥ ૬ ॥
ૐ હ્રીં શ્રીં પાસ વિસહર વિજ્જામંત્તેણું ઝાણંઝાએ.
જ્વોધરણ પોમાવઇદેવા, ૐ હ્રીં ક્ષ્મ્ક્ષ વેંયું સ્વાહા. ॥ ૭ ॥
જયઉ ધરણદેવા, પઢમહુત્તી નાગણીવિજ્જા;
વિમલઝાણ સહિયો, ૐ હ્રીં ક્ષ્મ્ક્ષવેંયું સ્વાહા ॥ ૮ ॥
ૐ થુણામી પાસં. ૐ હ્રીં પણમામી પરમભત્તીએ;
અટ્ઠખર ધરણેન્દો, પઉમાવય પયડીયોકીત્તિ ॥ ૯ ॥
જસ્સપય કમલસય, વસઇ પોમાવય ધરણેન્દો;
તસ્સ નાસઇ સયલં, વિસહર વિસ નાસેઇ ॥ ૧૦ ॥
તુહ સમ્મતે લદ્ધે ચિંતામણિ કપ્પપાય વભહીએ;
પાવતી અવીગ્ઘેણં, જીવા અયરા મરં ઠાણં. ॥ ૧૧ ॥
ૐ નટ્ઠટ્ઠમયઠાણે, પણઠ કમઠ નઠ સસારે;
પરમઠનીઠી અઠ અઠ ગુણાધીસરં વંદે. ॥ ૧૨ ॥
સતુહ નામ સુદ્ધમતે, જો નર જપતી સુદ્ધ ભાવસ્સ;
ઓ અયરામરઠાણં, પાવંતી નયગય સુખ. ॥ ૧૩ ॥
પનાસ ગોપીડાકુર, ગહદંસણ ભય કાયે;
આવી નહુતી એ તહવી, તસીઝ ગુણી જાસો. ॥ ૧૪ ॥
પિડજંત ભગદર, ખાસ સાસ સુલ તહનીવાસ;
સિરિસામલ પાસમહ, તનામપઉર પઉલેણ ॥ ૧૫ ॥

રોગ જલ જલણ વિસહર, ચોરારિમઇંદ ગયરણભયાઇં;
પાસજિણ નામસં, કિત્તણેણ પસમંતિ સવ્વાઇં ॥ ૧૬ ॥

એવં સંથુઓ મહાયસ, ભત્તિબ્ભર નીબ્ભરેણહિયએણ;
તાદેવ દિજ્જબોહિં, ભવે ભવે પાસ જિણ ચ ચંદ. ॥ ૧૭ ॥

++~++

## ભક્તામર સ્તોત્રમ્

[ વસંતતિલકા ]

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણામુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્ ॥
સમ્યક્ પ્રણમ્યજિનપાદયુગં યુગાદાવાલમ્બનં ભવજલે પતતાં જનાનામ્ ॥૧॥

**ભાવાર્થ**—ભક્તિ કરનારા દેવો પગે લાગે છે તે વખતે તેમના નમેલા મુગટની અંદર રહેલા મણિઓની કાંતિને પણ પ્રકાશ આપનાર, પાપરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર અને યુગાદિથી સંસારરૂપી સમુદ્રમાં પડેલા માણસોને આશ્રયરૂપ, એવા શ્રી જીનેન્દ્ર સ્વામીના બન્ને ચરણને રૂડે પ્રકારે નમસ્કાર કરીને— ॥ ૧ ॥

યઃસંસ્તુતઃ સકલવાઙ્મયતત્વબોધાદુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ ॥
સ્તોત્રૈર્જગત્રિતયચિત્તહરૈરુદારૈઃ સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ ॥૨॥

**ભાવાર્થ**—તમામ શાસ્ત્રોનું તત્ત્વ જાણવાથી ઉત્પન્ન થયેલી નિપુણ બુદ્ધિ વડે, ત્રણે લોકનું ચિત્ત હરણ કરે એવા ઉદાર સ્તોત્રથી ઇંદ્ર દેવો પણ જેમની સ્તુતિ કરી છે; એવા પ્રથમ જીનેન્દ્ર શ્રી આદિનાથ સ્વામિની હું પણ સ્તુતિ કરીશ ॥ ૨ ॥ [ પ્રથમના આ બે શ્લોકનું યુગલ છે. ]

બુદ્ધ્યા વિનાઽપિ વિબુધાર્ચિતપાદપીઠ સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોઽહમ્ ।
બાલં વિહાય જલસંસ્થિતમિંદુબિંબ મન્યઃ ક ઇચ્છતિ જનઃ સહસા-
ગ્રહીતુમ્ ॥ ૩ ॥

**ભાવાર્થ**—જેના પગ મૂકવાના આસનની પણ દેવતાઓએ પૂજા કરેલી છે, એવા હે જીનેન્દ્ર! જેમ કોઇ પણ સમજુ માણસ જળની અંદર પડેલા ચન્દ્રના પ્રતિબિંબને એકદમ ગ્રહણ કરવાને ઇચ્છતો નથી, પણ માત્ર બાળકજ ઇચ્છે છે, તેમ મે પણ બુદ્ધિ વિના લજ્જા રહિત થઇને તમારી સ્તુતિ કરવામા પ્રવૃત્તિ કરી છે. (તે ખરેખર બાળચેષ્ટા જેવું જ ગણાય એમ છે.) ॥ ૩ ॥

વક્તુ ગુણાન્ ગુણસમુદ્ર શશાંકકાંતાન્ કસ્તે ક્ષમઃ સુરગુરુપ્રતિમોઽપિ બુદ્ધયા ।
કલ્પાતકાલપવનોદ્ધતનક્રચક્રં કો વા તરીતુમલમંબુનિધિં ભુજાભ્યામ્ ॥ ૪ ॥

**ભાવાર્થ**—હે ગુણસમુદ્ર! સંહાર કાળના પવન વડે જેની અંદર મગર આદિ પ્રાણીઓ ઉછળી રહ્યા છે એવા સમુદ્રને હાથ વડે તરવાને કોણ સમર્થ થાય છે? (અર્થાત્ કોઈ નહિ.) તેમ ચન્દ્રના જેવા મનોહર તમારા ગુણોને કહેવાને બૃહસ્પતિ જેવા બુદ્ધિમાન પણ ક્યાથી સમર્થ થાય? [ભાવાર્થ કે એવા પણ સમર્થ ન થાય તો પછી મારી શક્તિ તો તેમા ક્યાથી જ ચાલે?] ॥ ૪ ॥

સોઽહં તથાપિ તવ ભક્તિવશાન્મુનીશ કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્ત. ।
પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગી મૃગેન્દ્રમ્ નાઽભ્યેતિ કિં નિજશિશોઃ
પરિપાલનાર્થમ્ ॥ ૫ ॥

**ભાવાર્થ**—હે મુનીશ્વર! એ પ્રમાણે હું તમારી સ્તુતિ કરવામા અશક્ત છુ. છતા પણ તમારી ભક્તિને આધિન થઇને, જેમ મૃગ પશુ પોતાના બાળકની પ્રીતિને આધિન થઇને તેનું રક્ષણ કરવાને પોતાના બળનો વિચાર છોડી દઇને પણ [પોતે તેના સામુ થવાને અશક્ત છતા પણ] સિંહની સામે ધાય છે; તેમ હુ પણ [મારી શક્તિનો વિચાર તજી દઇને] તમારી સ્તુતિ કરવાને પ્રવૃત્ત થયો છુ. ॥૫॥

અલ્પશ્રુત શ્રુતવતા પરિહાસધામ ત્વદ્ભક્તિરેવ મુખરીકુરુતે બલાન્મામ્ ।
યત્કોકિલઃ કિલ મધૌ મધુરં વિરૌતિ તચ્ચારુચામ્રકલિકાનિકરૈકહેતુ ॥૬॥

**ભાવાર્થ**—જેમ ચૈત્ર માસને વિષે આંબાના મોરના પ્રભાવથી કોયલ મધુર શબ્દો ઉચ્ચારે છે તેમ મને પણ, હું થોડું જાણનાર [મૂર્ખ] અને શાસ્ત્રજ્ઞોના [વિદ્વાનોના] હાસ્યનું પાત્ર છતા તમારી ભક્તિ [ના પ્રભાવથી] જ બળાત્કારથી બોલાવે છે. (આ સ્તુતિ કરવામા પ્રવૃત્ત કરે છે) ॥ ૬ ॥

ત્વત્સંસ્તવેન ભવસંતતિસન્નિબદ્ધં પાપં ક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્ ॥
આક્રાંતલોકમલિનીલમશેષમાશુ સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્ ॥ ૭ ॥

**ભાવાર્થ**—જેમ સૂર્યના પ્રકાશથી રાત્રિને વિષે વ્યાપેલું ભમરાના જેવું કાળું અંધારૂ તત્કાળ નાશ પામે છે તેમજ તમારી સ્તુતિ કરવાથી, દેહધારીઓના જન્મ પરંપરાના બાંધેલા તમામ પાપો, ક્ષણ માત્રમાં નાશ પામે છે. ॥ ૭ ॥

મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદમારભ્યતે તનુધિયાઽપિ તવ પ્રભાવાત્ ॥
ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ મુક્તાફલદ્યુતિમુપૈતિ નનૂદબિંદુઃ ॥૮॥

**ભાવાર્થ**—અને એ પ્રમાણે સમજીને, જો કે હું અલ્પ બુદ્ધિવાળો છું તો પણ તમારી આ સ્તુતિ કરવાનો આરંભ કરૂં છું; તે જેમ કમળ પત્રની અંદર પડેલું પાણીનું ટીપું, કમળ પત્રના પ્રભાવથી મોતીના જેવી શોભા પામે છે, તેમજ આ સ્તોત્ર પણ તમારા પ્રભાવથી સજ્જનોના મનનું હરણ કરશે (એવો શોભાયમાન-પ્રીતિ ઉપજાવનાર-થશે.) ॥ ૮ ॥

આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્તદોષં ત્વત્સંકથાઽપિ જગતાં દુરિતાની હંતિ ।
દૂરે સહસ્રકિરણઃ કુરુતે પ્રભૈવ પદ્માકરેષુ જલજાનિ વિકાશભાંજિ ॥ ૯ ॥

**ભાવાર્થ**—જેમ સૂર્ય ઘણે છેટે રહ્યો છે, તો પણ તેના કિરણો વડે જ સરોવરને વિષે રહેલા કમળો પ્રફુલ્લિત થાય છે, તેમજ સર્વ પાપોનો નાશ કરનારૂં તમારૂં સ્તવન ભલે [દૂર] હો, પણ તમારી કથા માત્ર લોકોના પાપોનો નાશ કરે છે। ॥ ૯ ॥

નાત્યદ્ભુતં ભુવનભૂષણ ભૂતનાથ ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવન્તમભિષ્ટુવન્તઃ ।
તુલ્યા ભવંતિ ભવતો નનુ તેન કિં વા ભૂત્યાશ્રિતં ય ઇહ નાત્મસમં
કરોતિ ॥ ૧૦ ॥

**ભાવાર્થ**—હે ભુવનભૂષણ ! હે ભૂતનાથ ! તમારા અનેક સત્ય ગુણો વડે કરીને તમારી સ્તુતિ કરનાર, આ લોકમાજ તમારા સરખો થાય, એમાં વિશેષ આશ્ચર્ય શું છે ? કેમકે લોકમાં પણ જે જેનો આશ્રય કરીને રહે છે, તે તેને સંપત્તિ વડે પોતાના સમાન નથી કરતો શું ? કરે છેજ ॥ ૧૦ ॥

દૃષ્ટ્વા ભવન્તમનિમેષવિલોકનીયં નાઽન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુઃ ।
પીત્વા પયઃ શશિકરદ્યુતિદુગ્ધસિન્ધોઃ ક્ષારં જલં જલનિધેરસિતું ક
ઇચ્છેત્ ॥ ૧૧ ॥

**ભાવાર્થ**—હે ભગવન્ ! એકી નજરે જોઈ રહેવા યોગ્ય આપનું સ્વરૂપ [એકવાર] જોયા પછી, માણસના નેત્ર બીજે ઠેકાણે સંતોષ પામતા-ઠરતા નથી: કેમકે ચન્દ્રના કિરણ જેવું ઉજ્જવળ ક્ષિર સાગરનું દૂધ પીધા પછી જળના સમુદ્રના ખારા પાણીને પીવાને કોણ ઇચ્છે છે ? કોઈજ નહી ॥ ૧૧ ॥

યૈઃ શાન્તરાગરુચિભિઃ પરમાણુભિસ્ત્વં નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત ।
તાવન્ત એવ ખલુ તેઽપ્યણવઃ પૃથિવ્યાં યત્તે સમાનમપરં ન હિ
રૂપમસ્તિ ॥ ૧૨ ॥

**ભાવાર્થ**—હે ત્રણ ભુવનને વિષે એક જ માત્ર આભૂષણરૂપ ! જે શાંત રાગની છાયાના પરમાણુઓ વડે આપ નિર્માએલા છો, તે પરમાણુઓ પૃથ્વીને વિષે તેટલાજ હોવાથી, તમારા સમાન બીજાનું રૂપ જ નથી ! ॥ ૧૨ ॥

વક્ત્રં ક્વ તે સુરનરોરગનેત્રહારિ નિઃશેષનિર્જિતજગત્ત્રિતયોપમાનમ્ ।
બિમ્બં કલઙ્કમલિનં ક્વ નિશાકરસ્ય યદ્વાસરે ભવતિ પાણ્ડુપલાશ-
કલ્પમ્ ॥ ૧૩ ॥

**ભાવાર્થ**—દેવતાઓ, મનુષ્યો અને નાગ પ્રમુખના નેત્રોનુ હરણ કરનાર એવું અને ત્રણે જગતને વિષે રહેલા ચન્દ્ર, કમળ આદિક ઉપમાનને જીતનારૂ એવુ તમારૂ મુખ ક્યાં? અને દિવસને વિષે ખાખરાના પાનના જેવુ ફીકુ પડી જનારૂં એવુ તેમજ વળી કલંકવાળુ એવુ ચન્દ્રમાનુ બિંબ તે ક્યા? ॥ ૧૩ ॥

સંપૂર્ણમંડલશશાંકકલાકલાપ શુભ્રા ગુણાસ્ત્રિભુવન તવ લંઘયન્તિ ।
યે સંશ્રિતાસ્ત્રિજગદીશ્વરનાથમેકં કસ્તાન્નિવારયતિ સંચરતો
યથેષ્ટમ્ ॥ ૧૪ ॥

**ભાવાર્થ**—સંપૂર્ણ ચન્દ્રની કાંતિ જેવા તમારા ઉજ્જવળ ગુણો, ત્રણે જગતને ઉલ્લંઘન કરીને વ્યાપી રહ્યા છે; કેમકે ત્રણે જગતના આપ એકલા જ સ્વામી છો, તેથી તમારો આશ્રય કરીને રહેલા તે ગુણોને, ઇચ્છા પ્રમાણે વર્તતા કોણ અટકાવી શકે એમ છે? ॥૧૪॥

ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાંગનાભિ-
ર્નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્ ॥
કલ્પાન્તકાલમરુતા ચલિતાચલેન ।
કિં મંદરાદ્રિશિખરં ચલિતં કદાચિત્ ॥ ૧૫ ॥

**ભાવાર્થ**—હે પ્રભુ! દેવાંગનાઓ તમારા મનમાં કિંચિત્ માત્ર પણ વિકાર (કામવિકાર) લાવી શકી નહિ, તેમાં શું આશ્ચર્ય છે? કેમકે સંહાર કાળના પવનથી તમામ પર્વતો ડોલે છે, તો પણ મેરૂ પર્વતનુ શિખર કદાપી ડોલે છે શું? [નહીં જ] ॥ ૧૫ ॥

નિર્ધૂમવર્તિરપવર્જિતતૈલપૂરઃ કૃત્સ્નં જગત્ત્રયમિદં પ્રકટીકરોષિ ।
ગમ્યો ન જાતુ મરુતાં ચલિતાચલાનાં દીપોઽપરસ્ત્વમસિ નાથ
જગત્પ્રકાશઃ ॥ ૧૬ ॥

**ભાવાર્થ**—હે નાથ! જેની અંદરથી ધૂમાડો નીકળતો નથી, જેને દીવેટની જરૂર નથી અને તેલની પણ જરૂર નથી, જે આ સમગ્ર ત્રણે જગતને પ્રકાશીત કરે છે, અને પર્વતોને પણ ડોલાવી

નાખે એવો પવન પણ જેની પાસે જઈ શકતો નથી; એવા વિલક્ષણ દીપરૂપે આ જગતને વિષે તું પ્રકાશે છે. ॥ ૧૬ ॥

નાસ્ત કદાચિદુપયાસિ ન રાહુગમ્યઃ સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગન્તિ ।
નામ્ભોધરોદરનિરુદ્ધમહાપ્રભાવઃ સૂર્યાતિશાયિ મહિમાસિ મુનીન્દ્ર લોકે ॥૧૭॥

**ભાવાર્થ**—હે મુનીન્દ્ર ! જગતને વિષે તમે સૂર્યના કરતા પણ વધારે મહિમાવાન છો ! કેમકે [સૂર્યની પેઠે] રાહુ તમને ઘેરી શકતો નથી, તમે કદી પણ અસ્ત પામતા નથી, મેઘ તમારા પ્રભાવનો અવરોધ કરી શકતો નથી અને એકે કાળે તમો ત્રણે જગતને પ્રકાશીત કરો છો. [તેથી સૂર્યના કરતા પણ તમે અધિક મહિમાવાન છો એ સ્પષ્ટ જ છે] ॥ ૧૭ ॥

નિત્યોદય દલિતમોહમહાંધકાર ગમ્ય ન રાહુવદનસ્ય ન વારિદાનમ્ ।
વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાન્તિ વિદ્યોતયજ્જગદપૂર્વશશાંક-
બિમ્બમ્ ॥ ૧૮ ॥

**ભાવાર્થ**—જેનો ઉદય હમેશા છે, જેણે મોહરૂપી અંધકારનો નાશ કરેલો છે, જેનો રાહુથી ગ્રાસ થઇ શકતો નથી, જેને મેઘ પણ ઘેરી શકતો નથી તેમજ જેની કાંતિ કદી પણ ઓછી થતી નથી; એવું તમારૂં મુખ કમળ જગતને વિષે અપૂર્વ ચન્દ્ર બિંબની પેઠે શોભી રહ્યું છે ॥ ૧૮ ॥

કિં શર્વરીષુ શશિનાઽહ્નિ વિવસ્વતા વા ।
યુષ્મન્મુખેન્દુદલિતેષુ તમસ્સુ નાથ ॥
નિષ્પન્નશાલિવનશાલિનિ જીવલોકે ।
કાર્યમ્ કિયજ્જલધરૈર્જલભારનમ્રૈ ॥ ૧૯ ॥

**ભાવાર્થ**—હે નાથ ! તમારા મુખરૂપી ચન્દ્રમાથી જ્યારે અંધકારનો નાશ થાય છે, ત્યારે પછી રાત્રિને વિષે ઉગતા ચન્દ્રમાનું શું કામ છે ? તેમજ દિવસે ઉદય પામતા સૂર્યનું પણ શું કામ

છે ? કેમકે શોભાયમાન ડાંગરનું ધાન્ય પાકી ચૂક્યા પછી આકાશમાં ચઢી આવેલા વર્ષાદનું શું પ્રયોજન રહે છે ? [ ભાવાર્થ કે તે જેમ નિરર્થક છે તેમજ સૂર્ય-ચન્દ્ર પણ તમારા મુખના પ્રકાશ આગળ નિરર્થક જ છે ! ! ] ॥ ૧૯ ॥

જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં ।
નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ ॥
તેજઃ સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્વં ।
નૈવં તુ કાચ શકલે કિરણાકુલેઽપિ ॥ ૨૦ ॥

**ભાવાર્થ**—હે વિભુ ! તમારા વિષે જ્ઞાન જેવી રીતે યથા અવકાશથી શોભી રહે છે, તેવું હરિ, હર ઇત્યાદિક દેવોને વિષે જેવું તેજનું પ્રાબલ્ય ભાસે છે, તેવું કાચના ચળકતા કકડાને વિષે પણ જણાતું નથી જ ॥ ૨૦ ॥

મન્યે વરં હરિહરાદય એવ દૃષ્ટા દૃષ્ટેષુ યેષુ હૃદયં ત્વયિ તોષમેતિ ।
કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ કશ્ચિન્મનો હરતિ નાથ
ભવાન્તરેઽપિ ॥ ૨૧ ॥

**ભાવાર્થ**—હે સ્વામી ! હરિ, હર ઇત્યાદિ દેવો [મારી] દૃષ્ટિએ પડ્યા તે સારૂં જ થયું છે કેમકે તેમને દીઠાથી મારૂં હૃદય તમારે વિષે જ [ તે સર્વેને દીઠાથી અને તે સર્વેથી તમે શ્રેષ્ઠ છો એમ જાણ્યાથી ] સંતોષ પામે છે. આ લોકમાં તમને જોવાથી શું થયું છે ? [ તો એટલું જ કહેવાનું છે કે ] ભવાન્તરને વિષે પણ અન્ય કોઈ દેવ મારૂં મન હરણ કરી શકનાર નથી ॥ ૨૧ ॥

સ્ત્રીણાં શતાનિ શતશો જનયન્તિ પુત્રાન્ ।
નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસૂતા ॥
સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં ।
પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુજાલમ્ ॥ ૨૨ ॥

**ભાવાર્થ**—જેમ તારાઓના સમૂહોને સર્વે દિશાઓ ધારણ કરે છે, પણ તેજસ્વી સૂર્યને તો માત્ર પૂર્વ દિશા જ જન્મ આપે છે; તેમજ સેંકડો સ્ત્રીઓ ઘણાએ પુત્રોને જન્મ આપે છે, છતાં તમારા સમાન પુત્રને તો બીજી કોઇ જનેતા [ સ્ત્રી ] ઉત્પન્ન કરતી જ નથી ! ॥ ૨૨ ॥

ત્વામામનન્તિ મુનય. પરમ પુમાંસ ।
માદિત્યવર્ણમમલં તમસ. પુરસ્તાત્ ॥
ત્વામેવ સમ્યગુપલભ્ય જયતિ મૃત્યુ ।
નાન્યઃ શિવ શિવપદસ્ય મુનીંદ્ર પન્થાઃ ॥ ૨૩ ॥

**ભાવાર્થ**—હે મુનીંદ્ર ! તમને મુનિયો પરમ પુરૂપ માને છે, અને તમે અંધકાર આગળ નિર્મળ સૂર્ય જેવા છો; વળી તમને રૂડે પ્રકારે પામવાથી [ જાણવાથી ] મૃત્યુને પણ જીતી શકાય છે અને [એ કારણથી] તમારા સિવાય બીજો [ કોઇ પણ ] મોક્ષ [ મુક્તિ ] પામવાનો કલ્યાણકારક માર્ગ નથી જ ॥ ૨૩ ॥

ત્વામવ્યય વિભુમચિંત્યમસંખ્યમાદ્ય બ્રહ્માણમીશ્વરમનંતમનંગકેતુમ્ ।
યોગીશ્વર વિદિતયોગમનેકમેક જ્ઞાનસ્વરૂપમમલ પ્રવદન્તિ સતઃ ॥૨૪॥

**ભાવાર્થ**—હે પ્રભુ ! તમને અવ્યય, વિભુ, અચિંત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મા, ઇશ્વર અનંત, અનંગ-કેતુ, યોગીશ્વર, યોગને જાણનાર, અનેક અને એક; એવી રીતે સત્પુરુષો અનેક વિશેષણોથી જ્ઞાનના સાક્ષાત્ સ્વરૂપ રૂપે અને વળી નિર્મળ પણ કહે છે ॥ ૨૪ ॥

બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિત બુદ્ધિબોધાત્ ।
ત્વં શંકરોઽસિ ભુવનત્રયશંકરત્વાત્ ॥
ધાતાઽસિ ધીર શિવમાર્ગવિધેર્વિધાનાત્ ।
વ્યક્ત ત્વમેવ ભગવન્ પુરુષોત્તમોઽસિ ॥ ૨૫ ॥

**ભાવાર્થ**—હે વિબુધાર્ચિત ! તમે બુદ્ધિના બોધ કરો છો તેથી **બુદ્ધ** જ છો. તમે ત્રણે જગતનું કલ્યાણ કરનાર છો તેથી **શંકર** રૂપ જ છો અને કલ્યાણકારક માર્ગના વિધિને ધારણ કરનાર-જાણનાર છો તેથી તમે જ **ધાતા** છો અને હે ભગવન્ ! તમેજ સ્પષ્ટ **પુરૂષોત્તમ** એટલે **નારાયણ** રૂપ છો ॥ ૨૫ ॥

તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ ।
તુભ્યં નમઃ ક્ષિતિતલામલ ભૂષણાય ॥
તુભ્યં નમસ્ત્રિ જગતઃ પરમેશ્વરાય ।
તુભ્યં નમો જિન ભવોદધિ શોષણાય ॥ ૨૬ ॥

**ભાવાર્થ**—હે નાથ ! ત્રણે જગતની પીડાને હરણ કરનાર આપને મારા નમસ્કાર હો ! પૃથ્વીના તળ ઉપર અમલ-નિર્મળ-ભૂષણ રૂપ આપને મારા નમસ્કાર હો ! વળી ત્રૈલોકના પરમેશ્વર એવા આપને મારા નમસ્કાર હો ! હે જીન ! આ સંસાર રૂપ સાગરને શોષણ કરનાર-નહી સરખો કરી દેનાર-આપને મારા નમસ્કાર હો ! ॥ ૨૬ ॥

કો વિસ્મયોઽત્ર યદિ નામ ગુણૈરશેષૈ-
સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ ।
દોષૈરુપાત્ત વિવિધાશ્રય જાત ગર્વૈ-
સ્વપ્નાંતરેઽપિ ન કદાચિદપીક્ષિતોઽસિ ॥ ૨૭ ॥

**ભાવાર્થ**—હે મુનીંદ્ર ! તમામ ગુણો જ તમારામાં પરિપૂર્ણ રીતે આશ્રય કરીને રહેલા છે તેમાં શું આશ્ચર્ય છે ? કેમકે અનેક સ્થળે આશ્રય મળવાથી જેમને ગર્વ ઉત્પન્ન થએલો છે, એવા દોષોએ તો તમને સ્વપ્નાંતરે-સ્વપ્નમાં-પણ જોયેલા જ નથી ! [ ભાવાર્થ કે તમારામાં ગુણ સિવાય દોષ બીલકુલ છે જ નહીં ] ॥ ૨૭ ॥

ઉચ્ચૈરશોકતરુસંશ્રિતમુન્મયૂખ- માભાતિ રૂપમમલં ભવતો નિતાંતમ્ ।
સ્પષ્ટોલ્લસત્ કિરણમસ્તતમોવિતાનં બિંબં રવેરિવ પયોધરપાર્શ્વવર્તિ ॥ ૨૮ ॥

**ભાવાર્થ**—હે જીનેશ્વર ! જેમ મેઘના સમીપમાં રહીને, અધકારનો નાશ કરીને અને સ્પષ્ટ ઉંચાં કિરણો પ્રસારીને, સૂર્ય શોભી રહે છે; તેમજ અશોક વૃક્ષની નીચે રહેલું આપનું સ્વરૂપ [ પાપરૂપી અધકારનો નાશ કરીને અને ] ઉંચા કિરણુ પ્રસારીને, અત્યંત નિર્મળ શોભી રહે છે. ॥ ૨૮ ॥

સિંહાસને મણિમયૂખ શિખા વિચિત્રે ।
વિભ્રાજતે તવ વપુઃ કનકાવદાતમ્ ॥
બિંબ વિયદ્વિલસદશુલતાવિતાનં ।
તુગોદયાદ્રિ શિર સીવ સહસ્ર રશ્મેઃ ॥ ૨૯ ॥

**ભાવાર્થ**—જેવી રીતે ઉંચા ઉદયાચળ પર્વતના ઉપર આકાશને વિષે પ્રકાશમાન કિરણો રૂપી લતાઓના સમૂહ વડે, સૂર્યનું બિંબ શોભે છે; તેવી જ રીતે હે જીનેન્દ્ર ! મણિઓના કિરણોની પંક્તિઓ વડે કરીને, વિચિત્ર દેખાતા સિંહાસનને વિષે સુવર્ણ જેવું મનોહર આપનુ શરીર અત્યત શોભે છે. ॥ ૨૯ ॥

કુંદાવદાત ચલચામર ચારુશોભં ।
વિભ્રાજતે તવ વપુઃ કલધૌત કાતમ્ ॥
ઉદ્યચ્છશાંક શુચિનિર્ઝર વારિધાર-
મુચ્ચૈસ્તટ સુરગિરેરિવ શાતકૌભમ્ ॥ ૩૦ ॥

**ભાવાર્થ**—જેમ ઉદય પામેલા ચન્દ્રમાના જેવી, નિર્મળ પાણીનાં ઝરણુની ધારાઓ વડે મેરૂ પર્વતનુ સુવર્ણમય ઉંચું શિખર શોભી રહે છે; તેમ મોગરાના પુષ્પ જેવા ધોળા વીંઝાતા [ ફરતા ] ચામરો વડે સોનાના જેવુ મનોહર આપનુ શરીર શોભી રહે છે ॥ ૩૦ ॥

છત્રત્રય તવ વિભાતિ શશાકકાન-
મુચ્ચૈ સ્થિત સ્થગિત ભાનુકર પ્રતાપન્ ।
મુક્તાફલ પ્રકરજાલવિવૃદ્ધશોભં ।
પ્રખ્યાપયત્ ત્રિજગતઃ પરમેશ્વરત્વન્ ॥ ૩૧ ॥

**ભાવાર્થ**—હે ભગવન્ ! (તારા સહિત) ચન્દ્રના જેવા મનોહર સૂર્યના કિરણના તાપનું નિવારણ કરનાર અને મોતીઓના સમૂહની રચનાથી શોભાયમાન એવા તમારા ઉપર રહેલા તમારા ત્રણ છત્રો શોભી રહ્યા છે; તે જાણે તમારૂ ત્રણે જગતનું અધિપતિપણુ જ જાહેર કરતા હોય નહી શું તેમ શોભે છે ॥ ૩૧ ॥

ગમ્ભીર તારરવ પૂરિતદિગ્વિભાગ-
સ્ત્રૈલોક્ય લોક શુભ સગમ ભૂતિ દક્ષ. ॥
સદ્ધર્મ રાજ જયઘોષણ ઘોષક. સન્ ।
ખે દુન્દુભિ ર્ધ્વનતિ તે યશસઃ પ્રવાદી ॥ ૩૨ ॥

**ભાવાર્થ**—ઉંચા અને ગમ્ભીર શબ્દ વડે જેણે દિશાઓના વિભાગો પૂરી દીધા છે ત્રણે જગતના લોકોને શુભ સમાગમની સંપત્તિ આપવામા જે કુશળ છે અને સત્ય ધર્મના રાજાના જયના શબ્દને જે જાહેર કરે છે, એવો તમારો જે દુન્દુભિ, તે આકાશને વિષે ગર્જના કરી રહ્યો છે ! ॥ ૩૨ ॥

મન્દાર સુન્દર ન મેરુ સુપારિજાત-
સન્તાનકાદિ કુસુમોત્કર વૃષ્ટિરુદ્ધા ॥
ગન્ધોદ બિન્દુ શુભ મન્દમરુત્પ્રપાતા ।
દિવ્યા દિવ: પતતિ તે વચસા તતિર્વા ॥ ૩૩ ॥

**ભાવાર્થ**—મન્દાર, સંદર નમેરૂ, પારિજાત અને સન્તાનક ઇત્યાદિ વૃક્ષોના ફુલોની જે દિવ્ય વૃષ્ટિ, સુગધીદાર પાણીના બિન્દુઓ વડે શીતળ અને મન્દ વાયુએ પ્રેરાએલી, સ્વર્ગમાથી ઘણી જ પડે છે; તે જાણે તમારા ભાષણની દીવ્યમાળા જ પડતી હોય નહી શું ! ॥ ૩૩ ॥

શુમ્ભત્પ્રભાવલય ભૂરિ વિભા વિભોસ્તે ।
લોકત્રય દ્યુતિમતા દ્યુતિ માક્ષિપન્તી ॥
પ્રોદ્યત્ દિવાકર નિરન્તર ભૂરિ સખ્યા ।
દીપ્ત્યા જયત્યપિ નિશામપિ સોમસૌમ્યા ॥ ૩૪ ॥

**ભાવાર્થ**—હે વિભુ ! શોભાયમાન છે પ્રભા મંડળ તે જેનું એવી ઘણી જ તેજસ્વી તમારી કાંતિ: ત્રણે જગતના તેજસ્વી પદાર્થોના તેજને ઝાંખું પાડે છે-જીતે છે-આક્ષેપ કરે છે; તે તમારી કાંતિ, અસંખ્ય સૂર્યના સરખી તેજસ્વી હોવા છતાં, ચન્દ્રના જેવી શીતળ પ્રભાથી રાત્રિને પણ જીતે છે ! ॥ ૩૪ ॥

સ્વર્ગાપવર્ગ ગમમાર્ગ વિમાર્ગણેષ્ટ-
સદ્ધર્મતત્વ કથનૈકપટુ સ્ત્રિલોકયામ્ ॥
દિવ્ય ધ્વનિર્ભવતિ તે વિશદાર્થસર્વ-
ભાષાસ્વભાવ પરિણામ ગુણૈઃ પ્રયોજ્યઃ ॥ ૩૫ ॥

**ભાવાર્થ**—સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બનાવવામાં ઇષ્ટ તેમજ ત્રણે લોકને વિષે સત્યધર્મનું તત્ત્વ કહેવામાં જે એક જ માત્ર નિપુણ છે. એવો તમારો જે દિવ્યધ્વનિ તે નિર્મળ અર્થવાળો હોવાથી સર્વ ભાષાના સ્વભાવના ગુણને પામીને [સર્વત્ર] થાય છે ॥ ૩૫ ॥

ઉન્નિદ્ર હેમ નવપંકજ પુંજકાંતી ।
પર્યુલ્લસન્નખ મયૂખ શિખાભિરામૌ ॥
પાદૌ પદાનિ તવ યત્ર જિનેન્દ્ર ધત્ત ।
પદ્માનિ તત્ર વિબુધાઃ પરિકલ્પયન્તિ ॥ ૩૬ ॥

**ભાવાર્થ**—હે જીનેન્દ્ર ! સુવર્ણનાં નવાં ખીલેલાં કમળોના સમૂહની કાંતિ જેવા પ્રસરી રહેલા નખોનાં કિરણોની પંક્તિ વડે જે સુંદર દેખાય છે, એવા તમારા પગો પૃથ્વી ઉપર જ્યાં જ્યાં ડગલાં ભરે છે [તમે જ્યાં જ્યાં વિચરો છો] તે તે ઠેકાણે દેવતાઓ કમળની કલ્પના-રચના કરે છે ॥ ૩૬ ॥

ઇત્થં યથા તવ વિભૂતિર ભૂજ્જિનેન્દ્ર ।
ધર્મોપદેશ ન વિધૌ ન તથા પરસ્ય ॥
યાદૃક્ પ્રભા દિનકૃત પ્રહતાંધકારા ।
તાદૃક્ કુતો ગ્રહગણસ્ય વિકાસિનોઽપિ ॥ ૩૭ ॥

**ભાવાર્થ**—હે જીનેન્દ્ર ! એ પ્રકારની [ પાછળ જણાવેલા અષ્ટ પ્રાતિહાર્યની] તમને જે જે સંપત્તિઓ ધર્મનો ઉપદેશ કરતી વખતે [ સમવસરણમાં ] થઈ, તે પ્રમાણે અન્યને [ હરિહરાદિક પરધર્મના દેવોને કદી પણ ] થઇ નથી. [ તે યોગ્ય જ છે ] કેમકે અંધકારનો નાશ કરનાર સૂર્યની જેવી પ્રભા છે, તેવી પ્રકાશ પામેલા ગ્રહોની પણ ક્યાંથી જ હોય ? ॥ ૩૭ ॥

શ્ચ્યોતન્મદા વિલવિલોલ કપોલમૂલ ।
મત્ત ભ્રમદ્ ભ્રમરનાદવિવૃદ્ધ કોપમ્ ॥
ઐરાવતાભમિભમુદ્ધતમાપતતં ।
દૃષ્ટ્વા ભયં ભવતિ નો ભવદાશ્રિતાનામ્ ॥ ૩૮ ॥

**ભાવાર્થ**—જેનું ગંડસ્થળ ઝરતા મદ વડે કરીને ખરડાએલું છે, વળી જે માથું ધૂણાવ્યા કરે છે અને તેની આજુબાજુ ભમતા ઉન્મત્ત ભમરાઓના ગૂંજારવ વડે, જેનો કોપ વૃદ્ધિને પામેલો છે, વળી જે ઊદ્ધત ઐરાવત જેવો છે, એવો હાથી પણ જો [ કદાચ ] સામો આવે, તો પણ તેને દેખીને તમારો જે આશ્રિત હોય છે તેને ભય ઉપજતો નથી. ॥ ૩૮ ॥

ભિન્નેભકુંભ ગલદુજ્વલશોણિતાક્ત-
મુક્તાફલ પ્રકર ભૂષિત ભૂમિભાગઃ ॥
બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિ પોઽપિ ।
નાક્રામતિ ક્રમયુગા ચલસંશ્રિત તે ॥ ૩૯ ॥

**ભાવાર્થ**—જેણે હાથીઓના કુંભસ્થળ છેદીને, તેમાંથી ગળતા ઉજ્જ્વળ અને લોહીથી ખરડાએલા મોતી વડે પૃથ્વી શોભાવી છે; એવા બળવાન દોડતા સિંહની દાઢમાં જે માણસ આવી પડ્યો હોય, તે પણ જો તમારા ચરણ રૂપી પર્વતનો આશ્રય લે, તો તેને તેવો સિંહ પણ [ મારી શકતો નથી ] આક્રમણ કરી શકતો નથી-પંઝામાં લઇ શકતો નથી ॥ ૩૯ ॥

કલ્પાંતકાલ પવનોદ્ધત વન્હિકલ્પ ।
દાવાનલં જ્વલિત મુજ્વલ મુત્સ્ફુલિંગમ્ ॥
વિશ્વ જિઘત્સુમિવ સંમુખમાપતંતં ।
ત્વન્નામ કીર્તન જલ શમયત્ય શેષમ્ ॥ ૪૦ ॥

**ભાવાર્થ**—પ્રલયકાળના પવનથી ઉદ્ધત થયેલા અગ્નિ જેવો, જેની અંદરથી ઘણા આઢા [ તણખા ] ઉડે છે એવો અને ઘણા જ પ્રકાશવાળો એવો દાવાનળ-વનનો અગ્નિ-જાણે જગતને ખાળી નાખવાની જ ઇચ્છા કરતો હોય નહી ! તેમ જોરમા સળગતો સળગતો સન્મુખ આવે; તો તેને પણ તમારા નામનુ કીર્તનરૂપી-તમારૂં સ્તવન રૂપી જળ અશેષ સમાવી દે છે-સમગ્ર બુઝાવી નાખે છે. ॥૪૦॥

રકતે ક્ષણુ સમદ કોકિલ કંઠ નીલં
ક્રોધોદ્ધત ફણિન મુત્ફણુમાપતતમ્ ।
આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક
સ્ત્વન્નામનાગદમની હૃદિ યસ્ય પુસ ॥ ૪૧ ॥

**ભાવાર્થ**—લાલચોળ આખોવાળો મદોન્મત્ત કોયલના કંઠ [ગળુ] જેવો કાળો અને ક્રોધે કરીને ઉદ્ધત, [ છંછેડાયેલો ] એવો સર્પ ઉચી ફેણ કરીને સામો ધસી આવતો હોય તેને પણ, જે માણસની પાસે તમારા નામ રૂપી-નાગ-દમની [સર્પનુ દમન કરનાર ઓષધી] હોય છે, તે માણુસ નિ.શંકપણે ઓળગી જાય છે ! (ભાવાર્થ કે એવો સાપ પણ તમારા ભક્તને કરડી શકતો નથી) ॥ ૪૧ ॥

વલ્ગત્તુરગ ગજગર્જિત ભીમનાદ-
માજૌ બલં બલબતામપિ ભૂપતીનામ્ ॥
ઉદ્યદ્દિવાકર મયૂખ શિખાપવિદ્ધં ।
ત્વત્કીર્તનાત્તમ ઇવાશુ ભિદામુપૈતિ ॥ ૪૨ ॥

**ભાવાર્થ**—જેની અદર ઘોડાઓ કૂદી રહ્યા છે અને હાથીઓની ગર્જનાના ભયાનક શબ્દો થઈ રહ્યા છે; એવા રણને વિષે

રહેલા બળવાન ભૂપતિના સૈન્યને પણ, જેમ ઉદય પામેલા સૂર્યનાં કિરણોની શિખાઓ વડે, અંધકારનો નાશ કરી શકાય છે, તેમજ તમારા કીર્તનથી ભેદી શકાય છે ! [ભાવાર્થ કે તમારી ભક્તિથી એવું સૈન્ય પણ જીતી શકાય છે] ॥ ૪૨ ॥

કુંતાગ્ર ભિન્ન ગજ શોણિત વારિવાહ-
વેગાવતાર તરણાતુર યોધભીમે ॥
યુદ્ધે જય વિજિત દૂર્જય જેયપક્ષા-
સ્ત્વત્પાદપંકજ વનાશ્રયિણો લભન્તે ॥ ૪૩ ॥

**ભાવાર્થ**—ભાલાઓની અણીઓ વડે છેદાઇ ગયેલા હાથીઓના રુધિરનો પ્રવાહ જયા આગળ વહે છે અને જયાં તે પ્રવાહની અંદર યોદ્ધાઓ તરવામા આતુર થઇ ગયેલા છે, એવા ભયાનક યુદ્ધને વિષે; જેને તમારા ચરણ કમળ રૂપી વનનો આશ્રય હોય છે, તેઓ અજીત શત્રુઓને પણ જીતી શકે છે ॥ ૪૩ ॥

અંભો નિધૌ ક્ષુભિત ભીષણ નક્રચક્ર-
પાઠીનપીઠ ભય દોલ્વણ વાડવાગ્નૌ ॥
રંગત્તરંગ શિખરસ્થિત યાનપાત્રા-
સ્રાસં વિહાય ભવતઃ સ્મરણાદ્વ્રજન્તિ ॥ ૪૪ ॥

**ભાવાર્થ**—ભયંકર મગર મચ્છ આદિ-નક્રચક્ર જળચર જંતુઓ જેની અંદર ઊછળી રહ્યા છે, અને ભયાનક વાડવાગ્નિ જેની અંદર અતિશય પ્રજ્વલિત થઇ રહ્યા છે તથા મોટા મોટા મોજાઓ જેની અંદર ઉછળી રહ્યા છે, એવા તોફાની સમુદ્રની અંદર જે વહાણો (વહાણની અંદરનાં મનુષ્યો) આવી પડેલાં હોય છે, તે પણ તમારા સ્મરણથી નિર્ભયપણે જઇ શકે છે ! [સમુદ્રમા જોખમાયા સિવાય રહી શકે છે] ॥ ૪૪ ॥

ઉદ્ભૂત ભીષણ જલોદર ભારભુગ્નાઃ ।
શોચ્યા દશામુપગતાશ્ચ્યુત જીવિતાશાઃ ॥

ત્વત્પાદપંકજ રજોઽમૃતદિગ્ધ દેહા ।
મર્ત્યા ભવતિ મકરધ્વજ તુલ્ય રૂપાઃ ॥ ૪૫ ॥

**ભાવાર્થ**—ભયંકર જળોદર રોગના ભારથી નમી ગએલા, ને તેથી કરીને જેમણે જીવતરની આશા છોડી દીધી છે, એવા મહા ખદ અવસ્થાને જેઓ પામેલા હોય છે; તેઓ પણ તમારા ચરણ મળની રજરૂપી અમૃતનું જો પોતાના શરીરને લેપન કરે તો રોગથી રહિત થઇને] કામદેવ જેવા સુંદર શરીરવાળા થાય છે ।૪૫।

આપાદ કંઠ મુરુશૃંખલ વેષ્ટિતાંગા ।
ગાઢ બૃહન્નિગડકોટિનિઘૃષ્ટ જંઘાઃ ॥
ત્વન્નામ મંત્ર મનિશ મનુજા સ્મરંત. ।
સદ્ય સ્વયં વિગતબન્ધ ભયા ભવન્તિ ॥ ૪૬ ॥

**ભાવાર્થ**—પગથી તે ગળા સુધી જડેલી બેડીઓ વડે જેનાં અંગ વિંટાઇ ગયા છે અને તે મોટી બેડીઓના ગાઢ બંધનથી-તેની કોટીઓની ઝીણી અણીઓ વડે જેમની જાંગો ઘસાયા કરે છે, તે માણસો પણ જો તમારા નામનું નિરંતર સ્મરણ કરે છે, તો ઉતાવળા પોતાની મેળે જ બંધનના ભયથી મુક્ત થઇ જાય છે [કેદમાથી છૂટે છે] ॥ ૪૬ ॥

મત્તદ્વિપેન્દ્ર મૃગરાજ દવાનલાહિ-
સંગ્રામ વારિધિ મહોદર બંધનોત્થમ્ ॥
તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ ।
યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે ॥ ૪૭ ॥

**ભાવાર્થ**—જે બુદ્ધિમાન માણસ તમારૂં આ સ્તવન ( આ ભક્તામર સ્તોત્ર ) ભણે છે, પાઠ કરે છે, તેનો મદોન્મત્ત હાથીથી, સિંહથી, દાવાગ્નિ અગ્નિથી, યુદ્ધથી, સમુદ્રથી અને જળોદર તથા બંધન; [ પાછલા કાવ્યોમા જણાવેલા ] એ સર્વેથી ઉત્પન્ન થયેલો

ભય; ભયથી જ જેમ નાશ પામતો હોય તેમ [આ સ્તોત્રના પાઠથી] ઝટ નાશ પામે છે ! ॥ ૪૭ ॥

સ્તોત્ર સ્રજં તવ જિનેન્દ્ર ગુણૈર્નિબદ્ધાં ।
ભક્તયા મયા વિવિધવર્ણં વિચિત્ર પુષ્પામ્ ॥
ધત્તે જનો ય ઇહ કંઠ ગતામજસ્રં ।
તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મી ॥ ૪૮ ॥

**ભાવાર્થ**—હે જીનેન્દ્ર ! આ સ્તોત્રરૂપી માળા મે તમારા ગુણ રૂપી દોરા વડે, વિચિત્ર અક્ષર રૂપી રંગવાળા પુષ્પો થકી ભક્તિ વડે ગુંથેલી છે; તેને જે માણસ હમેશા પોતાના કંઠને વિષે ધારણ કરશે, તે સન્માન થકી ઉંચા થયેલા એવા [હોઇને] સ્વતંત્ર લક્ષ્મીને પામશે. ॥ ૪૮ ॥

## ॥ શ્રી કલ્યાણ મંદિર સ્તોત્રમ ॥

(વસંતતિલકા)

*

કલ્યાણ મંદિર મુદારમવદ્યભેદિ ।
ભીતા ભય પ્રદમ નિન્દિતમંઘ્રિ પદ્મમ્ ॥
સંસાર સાગર નિમજ્જ દશેષ જંતુઃ–
પોતાય માનમભિનમ્ય જિનેશ્વરસ્ય ॥ ૧ ॥

યસ્ય સ્વયં સુરગુરુગંરિમાબુરાશેઃ ।
સ્તોત્રં સુવિસ્તૃતમતિર્ન વિભુર્વિધાતુમ્ ॥
તીર્થેશ્વરસ્ય કમઠસ્મય ધૂમકેતો ।
સ્તસ્યાહમેષ કિલ સં સ્તવન કરિષ્યતે ॥૨॥ [યુગ્મમ્]

સામાન્યતોઽપિ તવ વર્ણયિતુમ્ સ્વરૂપ ।
મસ્માદૃશાઃ કથમધીશ ! ભવંત્ય ધીશાઃ ॥

ધૃષ્ટોઽપિ કૌશિક શિશુર્યદિ વા દિવાંધો ।
રૂપં પ્રરૂપયતિ કિં કિલ ધર્મરશ્મેઃ ॥ ૩ ॥

મોહક્ષયાદનુભવન્નપિ નાથ મર્ત્યો ।
નુન ગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત ॥
કલ્પાતવાતપયસઃ પ્રકટોઽપિ યસ્મા-
ન્મીયેત્ કેન જલધેર્નનુ રત્નરાશિઃ ॥ ૪ ॥

અભ્યુદ્યતોઽસ્મિ તવ નાથ જડાશયોપિ ।
કર્તું સ્તવ લસદ સખ્ય ગુણાકરસ્ય ॥
બાલોઽપિ કિં ન નિજબાહુયુગં વિતત્ય ।
વિસ્તીર્ણતા કથયતિ સ્વ ધિયામ્બુરાશેઃ ॥ ૫ ॥

યે યોગિનામપિ ન યાતિ ગુણાસ્તવેશ ।
વક્તુ કથ ભવતિ તેષુ મમાવકાશઃ ॥
જાતા તદેવમસમીક્ષિત કારિતેયં ।
જલ્પતિ વા નિજગિરાનનુ પક્ષિણોઽપિ ॥ ૬ ॥

આસ્તામચિંત્યમહિમા જિન સંસ્તવસ્તે ।
નામાપિ પાતિ ભવતો ભવતો જગતિ ॥
તીવ્રા તપોપહતપાંથ જના ન્નિદાધે ।
પ્રિણાતિ પદ્મસરસ. સરસોઽનિલોઽપિ ॥ ૭ ॥

હૃદ્વર્તિની ત્વયિવિભો ! શિથિલી ભવંતિ ।
જન્તો. ક્ષણેન નિબિડા અપિ કર્મબંધા. ॥
સદ્યો ભુજ ગમમયા ઇવ મધ્યભાગ-
મભ્યાગતે વનશિખંડિનિ ચંદનસ્ય ॥ ૮ ॥

મુચ્યન્ત એવ મનુજાઃ સહસા જિનેન્દ્ર ! ।
રૌદ્રૈ રુપદ્રવશતૈ ત્વયિ વિક્ષિતેઽપિ ॥

ગોસ્વામિની સ્ફુરિતતેજસિ દષ્ટમાત્ર ।
ચૌરૈરિવાશુ પશવઃ પ્રપલાયમાનૈઃ ॥ ૯ ॥

ત્વં તારકો જિનાકથ ભવિનાં ત એવ ।
ત્વામુદ્વહંતિ હૃદયેન યદુત્તરંતઃ ॥
યદ્વા દ્રતિસ્તરતિયજ્જલમેષનૂન-
મન્તર્ગતસ્ત મરૂતઃ સ કિલાનુભાવ ॥ ૧૦ ॥

યસ્મિન્હરપ્રભૃતયોઽપિ હતપ્રભાવાઃ ।
સોઽપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃ ક્ષણે ન ॥
વિધ્યાપિતા હુત ભુજઃ પયસાઽથ યે ન ।
પીતં ન કિં તદપિ દુર્દ્ધરવાડ વેન ॥ ૧૧ ॥

સ્વામિન્નનલ્પગરિમાણમપિ પ્રપન્ના- ।
સ્ત્વાજ તવઃ કથમહોહૃદયે દધાનાઃ ॥
જન્મોદધિં લઘુતરસ્ત્યતિ લાઘવેન ।
ચિંત્યો નહતમહતાં યદિ વા પ્રભાવઃ ॥ ૧૨ ॥

ક્રોધસ્ત્વયાયદિ વિભો પ્રથમ નિરસ્તો ।
ધ્વસ્તાસ્તદા બત ! કથ કિલ કર્મચૌરાઃ ॥
પ્લોષત્યમુત્ર ય દિવા શિશિરાઽપિલોકે ।
નીલદ્રુમાણિ વિપિનાનિ ન કિં હિમાની ॥ ૧૩ ॥

ત્વા યોગિનો જિન સદા પરમાત્મરૂપ- ।
મન્વેષયાત હૃદયાંબુજ કોશદેશે ॥
પુતસ્ય નિર્મલરૂચેર્યદિ વા કિમન્ય-
દક્ષસ્યસભવિપદ નનુકર્ણિકાયાઃ ॥ ૧૪ ॥

ધ્યાનાજ્જિનેશ ! ભવતો ભવિન.ક્ષણેન-
દેહ વિહાય પરમાત્મદશા વ્રજંતિ ॥

તીવ્રાનલાદુપલભાવમ પાસ્યલોકે ।
ચામીકરત્વમ્ ચિરાદિ વ ધાતુ ભેદાઃ ॥ ૧૫ ॥

અ તઃ સદૈવ જિન યસ્ય વિભાવ્યસેત્વં ।
ભવ્યૈઃ કથ તદપિ નાશયસે શરીરમ્ ॥
એતત્સ્વરૂપમથ મધ્યવિતર્તિનો હિ ।
યદ્વિગ્રહ પ્રશમયંતિ મહાનુભાવાઃ ॥ ૧૬ ॥

આત્મા મનીષિ ભિરયં ત્વદ ભેદ બુદ્ધા ।
ધ્યાતો જિનેન્દ્ર ! ભ વતીહભવત્પ્રભાવં ॥
પાનીયમયમૃતમિત્યનુચિંત્યમાન ।
કિં નામ નો વિષવિકારમ પા કરોતિ ॥ ૧૭ ॥

ત્વામેવ વીતતમ સ પરવાદિનોઽપિ ।
નૂન વિભો ! હરિહરાદિધિયા પ્રપન્ના. ॥
કિં કાચકામલિભિરીશસિતોઽપિશ ખો ।
નો ગૃહ્યતે વિવિધવર્ણવિપર્યયેણ ॥ ૧૮ ॥

ધર્મોપદેશસમયે સ વિધાનુભાવા– ।
દાસ્તા જનો ભવતિતે તરૂરપ્યશોકઃ ॥
અભ્યુદ્ગતે દિનપતૌ:સમહીરુહોઽપિ ।
કિંવા વિબોધમુપયાતિ ન જીવલોક. ॥ ૧૯ ॥

ચિત્ર વિભો કથમવાઙમુખવૃન્તમેવ ।
વિષ્વક્પતત્યવિરલા સુરપુષ્પ વૃષ્ટિઃ ॥
ત્વદ્ગોચરે સુમનસા યદિવા મુનાશ ।
ગચ્છતિ નૂ ન મધ એવ હિ બ ધનાનિ ॥ ૨૦ ॥

સ્થાને ગભીર હૃદયોદધિસંભવાયા. ।
પાયૂપતા તવગિર સમુદીરયન્તિ ॥

પીત્વા યતઃ પરમસમ્મદસંગભાજો ।
ભવ્યા વ્રજંતિ તરસાપ્યજરામરત્વમ્ ॥ ૨૧ ॥

સ્વામિન્સુદૂરમવનમ્ય સમુત્પતંતો ।
મન્યે વદંતિ શુચયઃ સુરચામરૌઘા. ॥
યેઽસ્મૈ નતિં વિદધતે મુનિપુંગવાય ।
તે નૂનમૂર્ધ્વગતય. ખલુ શુદ્ધ ભાવાઃ ॥ ૨૨ ॥

શ્યામં ગભીરગિરમુજ્જ્વલહેમ રત્ન- ।
સિંહાસનસ્થમિહ ભવ્યશિખંડિનસ્ત્વામ્ ॥
આલોકયંતિ રભસેન નદંતમુચ્ચૈ- ।
શ્ચામીકરાદ્રિ શિરસીવ નવામ્બુવાહમ્ ॥ ૨૩ ॥

ઉદ્ગચ્છતા તવશિતિદ્યુતિમંડલેન ।
લુપ્તચ્છદચ્છવિરશોકતરુર્બભૂવ ॥
સાન્નિધ્યતોઽપિ યદિ વા તવ વીતરાગ ।
નિરાગતાં વ્રજતિ કો ન સચેતનોઽપિ ॥ ૨૪ ॥

ભો ભોઃ પ્રમાદમવધૂય ભજધ્વમેન- ।
માગત્ય નિર્વૃતિપુરિં પ્રતિ સાર્થવાહમ્ ॥
એતન્નિવેદયતિ દેવ ! જગત્ત્રયાય ।
મન્યે નદન્નભિનભઃ સુરદુંદુભિસ્તે ॥ ૨૫ ॥

ઉદ્યોતિતેષુ ભવતા ભુવનેષુ નાથ ! ।
તારાન્વિતો વિધુરયં વિહતાધિકારઃ ॥
મુક્તાકલાપકલિતોચ્છ્વસિતાતપત્ર- ।
વ્યાજાત્ત્રિધા ધૃતતનુર્ધ્રુવમભ્યુપેતઃ ॥ ૨૬ ॥

સ્વેન પ્રપૂરિત જગત્ત્રય પિંડિતેન ।
કાંતિપ્રતાપયશસામિવ સંચયેન ॥

માણિક્ય હેમરજત પ્રવિનિર્મિતેન ।
સાલત્રયેણ ભગવન્નભિતો વિભાસિ ॥ ૨૭ ॥

દિવ્યસ્રજો જિન ! નમત્ત્રિદશાધિપાના- ।
મુત્સૃજ્યરત્નરચિતાનપિ મૌલિબન્ધાન્ ॥
પાદૌ શ્રયન્તિ ભવતો યદિ વા પરત્ર ।
ત્વત્સંગમે સુમનસો ન રમન્ત એવ ॥ ૨૮ ॥

ત્વં નાથ જન્મ જલધે વિપરાઙ્મુખોઽપિ ।
ય ત્તારયસ્ય સુમતો નિજ પૃષ્ઠ લગ્નાન્ ॥
યક્ત હિ પાર્થિવ નિપસ્ય સતસ્તવૈવ ।
ચિત્ર વિભો ! યદસિ કર્મ વિપાક શૂન્યઃ ॥ ૨૯ ॥

વિશ્વેશ્વરોઽપિ જનપાલક ! દુર્ગતસ્ત્વં ।
કિંવાક્ષર પ્રકૃતિરપ્યલિપિ સ્ત્વમીશ ! ॥
અજ્ઞાનવત્ય પસિ દૈવ કથંચિ દેવ ।
જ્ઞાન ત્વયિ સ્ફુરતિ વિશ્વવિકાશહેતુઃ ॥ ૩૦ ॥

પ્રાગ્ભારસંભૃતનભાંસિ રજાંસિ રોષા ।
દુત્થાપિતાનિ કમઠેન શઠેન યાનિ ॥
છાયાપિ તૈ સ્તવ ન નાથ ! હતાહતાશો ।
ગ્રસ્તસ્ત્વમીભિરયમેવ પરં દુરાત્મા ॥ ૩૧ ॥

યદગર્જદૂર્જિતઘનૌઘમદભ્રભીમં ।
ભ્રશ્યત્તડિન્મુસલ માંસલ ઘોરધારમ્ ॥
દૈત્યેન મુક્તમથ દુસ્તરવારિદધ્રે ।
તેનૈવતસ્ય જિન દુસ્તર વારિકૃત્યમ્ ॥ ૩૨ ॥

ધ્વસ્તોર્ધ્વકેશ વિકૃતાકૃતિમર્ત્યમુંડ ।
પ્રાલંબ ભૃદ્ભયદ વક્ત્ર વિનિર્યદગ્નિઃ ॥

પ્રેતવ્રજઃ પ્રતિભવં તમપીરિતોયઃ ।
સોઽસ્યઃ ભવત્પ્રતિભવં ભવ દુઃખ હેતુઃ ॥ ૩૩ ॥

ધન્યાસ્ત એવ ભુવનાધિપ ! યે ત્રિસંધ્ય ।
મારાધયંતિ વિધિ વદ્વિધુતાન્યકૃત્યાઃ ॥
ભક્ત્સાલ્લસત્પુલકપક્ષ્મલ દેહદેશાઃ ।
પાદદ્વય તવ વિભો ! ભુ વિ જન્મભાજઃ ॥ ૩૪ ॥

અસ્મિન્નપાર ભવવારિનિધૌમુનીશ ! ।
મન્યે નમે શ્રવણ ગોચરતા ગતોઽસ્સિ ॥
આકર્ણિતે તુ તવ ગોત્રપવિત્રમંત્રે ।
કિંવા વિપદ્વિધરી સવિધ સમેતિ ॥ ૩૫ ॥

જન્માતરેઽપિ તવ પાદયુગ ન દેવ ।
મન્યે મયા મહિતમી હિતદાનદક્ષમ્ ॥
તેનેહ જન્મનિ મુનીશ પરભવાના ।
જાતો નિકેતનમહ મથિતાશયાનામ્ ॥ ૩૬ ॥

નૂનં ન મોહ તિમિરાવૃતલોચનેન ।
પૂર્વં વિભો ! સકૃદપિ પ્રવિલોકિતોઽસિ ॥
મર્માવિધો વિધુરયંતિહિ ગામનર્થાઃ ।
પ્રોદ્યત્પ્રબંધ ગતયઃ કથમન્યથૈ તે ॥ ૩૭ ॥

આકર્ણિતોઽપિ મહિતોઽપિ નિરીક્ષિતોઽપિ ।
નૂન ન ચેતસિ મયા વિધૃતોઽસિ ભક્ત્યા ॥
જાતોઽસ્મિ તેન જનબાંધવ દુઃખપાત્રં ।
યસ્માત્ ક્રિયાઃ પ્રતિ ફલન્તિ ન ભાવશૂન્યાઃ ॥ ૩૮ ॥

ત્વં નાથ ! દુઃખજન વત્સલ ! હે શરણ્ય ! ।
કારુણ્ય પુણ્ય વસન્તે ! વશિનાં વરેણ્ય ! ॥

ભક્ત્યા ન તે મયિ મહેશ ! દયાં વિધાય ।
દુઃખાંકુરોદ્દલનતત્પરતાં વિધેહિ ॥ ૩૯ ॥

નિઃસંખ્યસાર શરણં શરણં શરણ્ય ।
માસાદ્યસાદિતરિપુપ્રથિતા વદાતમ્ ॥
ત્વત્પાદપંકજમપિ પ્રણિધાન વંધ્યો ।
વધ્યોઽસ્મિ ચેદ્ ભુવન પાવન હા હતોઽસ્મિ ॥ ૪૦ ॥

દેવેન્દ્ર વંદ્ય ! વિદિતાખિલવસ્તુસાર ! ।
સંસાર તારક વિભો ! ભુવનાધિનાથ ॥
ત્રાયસ્વ દેવ ! કરુણાહ્રદ ! માં પુનીહિ ।
સીદન્ત મદ્ય ભવ દવ્ય સના બુરાશેઃ ॥ ૪૧ ॥

યદ્યસ્તિનાથ ! ભવદંઘ્રિસરોરુહાણાં ।
ભક્તેઃ ફલં કિમપિ સંતતિ સંચિતાયાઃ ॥
તન્મેત્વદેક શરણસ્ય શરણ્ય ભૂયાઃ ।
સ્વામી ત્વમેવ ભુવનેઽત્ર ભવાંતરેઽપિ ॥ ૪૨ ॥

ઇત્થં સમાહિત ધિયો વિધિવ જિજ્જનેન્દ્ર ।
સાન્દ્રોલ્લસત્પુલકકંચુકિતાંગ ભાગાઃ ॥
ત્વદ્બિંબ નિર્મલ મુખાંબુજબદ્ધલક્ષ્યા ।
યે સંસ્તવં તવ વિભો ! રચયંતિ ભવ્યાઃ ॥ ૪૩ ॥

જનનયનકુમુદચન્દ્ર પ્રભાસ્વરાઃ સ્વર્ગસંપદો ભુક્ત્વા ॥
તે વિગલિતમલનિચયા અચિરાન્મોક્ષં પ્રપદ્યન્તે ॥ (યુગ્મમ્) ॥૪૪॥

# શ્રી રત્નાકર પચ્ચીશી

*

[હરિગીત છંદ]

મંદિર છો મુક્તિતણા, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઈંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું, ભંડાર જ્ઞાન કળા તણા. ૧

ત્રણ જગતના આધાર ને, અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર, આ સંસારના દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતા પણ કહી અને, આ હૃદય હું ખાલી કરૂં. ૨

શું બાળકો માબાપ પાસે, બાળક્રીડા નવ કરે ?
ને મુખમાંથી જેમ આવે, તેમ શું નવ ઉચ્ચરે ?
તેમજ તમારી પાસ તારક, આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમા કશું ખોટું નથી ૩

મેં દાન તો દીધું નહી, શીયળ પણ પાળ્યું નહી,
તપથી દમી કાયા નહીં, શુભ ભાવ પણ ભાવ્યો નહી;
એ ચાર ભેદે ધર્મમાંથી, કાંઈપણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું. ૪

હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે, હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયા જાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે ૫

મેં પરભવે કે આ ભવે, પણ હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહિ;

જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા. ૬
અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભિંજાય નહિં મુજ મન અરેરે! શું કરૂં હું તો વિભુ;
પત્થર થકી પણ કઠણ મારૂં, મન ખરે કયાંથી દ્રવે,
મરકટ સમા આ મન થકી, હું તો પ્રભુ હાર્યો હવે. ૭

ભમતાં મહા ભવ સાગરે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી, રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદ વશથી, પ્રભુ કહુ છું ખરૂં,
કોની કને કિરતાર આ, પોકાર હું જઇને કરૂં ? ૮

ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન, લોકને કરવા કર્યા,
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું ?
સાધુ થઇને બહારથી, દાંભિક અંદરથી રહું. ૯

મે મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યા, પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું, ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ! મારૂં શું થશે ? ચાલાક થઇ ચુકયો ઘણું. ૧૦

કરે કાળજાને કતલ પીડા, કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું, વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી, લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને. ૧૧

નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાકયો વડે, હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી, કર્મો નકામા આચર્યા,
મતિભ્રમ થકી રત્નો ગુમાવી, કાચ કટકા મે ગ્રહ્યા. ૧૨

આવેલ દ્રષ્ટિ માર્ગમાં. મુકી મહાવીર આપને,
મેં મૂઢબુદ્ધિએ હૃદયમાં, ધ્યાયાં મદનનાં ચાપને;
નેત્રબાણો ને પયોધર, નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા, છટકેલ થઇ જોયા અતિ. ૧૩

મૃગનયણી સમ નારી તણા, મુખચંદ્ર નીરખવા વતિ,
મુજ મન વિષે જે રગ લાગ્યો, અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં, ધોયા છતા જતો નથી,
તેનું કહો કારણ તમે, બચુ કેમ હુ આ પાપથી? ૧૪

સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણો, દેદિપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂ,
ચોપાટ ચાર ગતિ તણી, સસારમા ખેલ્યા કરૂ ૧૫

આયુષ્ય ઘટતું જાય તો પણ, પાપ બુદ્ધિ નવ ઘટે.
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂ યત્ન પણ, હુ ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હુ, પાયા વિનાના ઘર ચણુ. ૧૬

આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે!
દીવો લઈ કૂવે પડયો, ધિક્કાર છે મુજને ખરે ૧૭

મેં ચિત્તથી નહિ દેવની, કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતા, રણમા રડયા જેવુ થયું,
ધોબી તણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું. ૧૮

હું કામધેનું કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટા ધનાં ઝખ્યો ઘણુ, બની લુબ્ધ આ સંસારમા;

જે પ્રગટ સુખ દેનાર ત્હારો, ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મુખ ભાવોને નિહાળી, નાથકર કરૂણા કંઇ. ૧૯
મેં ભોગ સારા ચિંતવ્યા તે, રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું, પણ મૃત્યુને પ્રીછ્યું નહિ;
નહિ ચિંતવ્યુ મે નર્ક, કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બિંદુની આશા મહીં, ભય માત્ર હુ ભુલી ગયો. ૨૦
હુ શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યા,
ફોગટ અરે આ લક્ષ, ચોરાશીતણા ફેરા ફર્યા. ૨૧
ગુરૂવાણીમા વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ મને,
દુર્જનતણા વાકયો મહી, શાંતિ મળે કયાંથી મને;
તરૂ કેમ હુ સંસાર આ, અધ્યાત્મ તો છે નહિજરી,
તુટેલ તળીયાનો ઘડો, જળથી ભરાયે કેમ કરી? ૨૨
મે પરભવે નથી પુન્ય કીધુ, ને નથી કરતો હજી,
તો આવતા ભવમા કહો, કયાંથી થશે હે નાથજી!
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે, ભવ નાથ હુ હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હુ, આકાશમા લટકી રહ્યો. ૨૩
અથવા નકામુ આપ પાસે, નાથ શુ બકવુ ઘણુ?
હે દેવતાના પૂજ્ય, આ ચારિત્ર મુજ પોતા તણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું, તો માહરૂ શુ માત્ર આ?
જયા કોડનો હિસાબ નહિ, ત્યા પાઇની તો વાત કયા? ૨૪

(શાર્દૂલ વિક્રીડિત)

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમા જોતા જડે હે વિભુ!
મુક્તિ મંગળ સ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

## પરચુરણ પુષ્પ

### (૧) રોજ ધારવાના ૧૪ નિયમ

+++++++

સચિત દ્રવ્ય વિગય વાહણી, તંબોળ વથ્થ કુસુમેસુ,
વાહન સયણ વિલેવણ, બંભ દિસી ન્હાણ ભતેસુ

(પૃથ્વી, અપ, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છકાયની રક્ષા તથા અસિ, મસિ ને કૃષિ એ રીતે ૨૩ બાબતના નિયમ કરવા)

**સચિતઃ**-માટી, પાણી, ફળ કાષ્ટ, પત્ર, બીજ તથા જે કાંઈ લીલી વસ્તુ છેદ્યાને બે ઘડી થઈ ન હોય તેનુ વજન ધારવુ.

**દ્રવ્ય.**-સચિત્ત-અચિત્ત વસ્તુ વાપરવી હોય તેની ગણત્રી કરવી

**વિગય**-દુધ, દહી, તેલ, ઘી, ગોળ, ખાંડ, સાકર અને મિષ્ટાન એ આઠે વિગયની ગણત્રી કરવી.

**વાહણીઃ**-જોડા, મોજા વગેરેનુ પ્રમાણ કરવુ

**તંબોળઃ**-પાન, સોપારી, ઇલાયચી, ચુરણ, લવીંગ, આદિનુ પ્રમાણ કરવુ.

**વથ્થઃ**-વસ્ત્ર, સુતરાઉ, રેશમી, શણનુ, ઉનનુ વિ નુ પ્રમાણ કરવુ

**કુસુમેસુઃ**—ફુલ, છીંકણી, અત્તર વિગેરે સુંઘવાની ચીજનુ પ્રમાણ કરવુ

**વાહનઃ**-ચરતા, ફરતા, તરતા કે ઉડતા વાહનો જેવા કે ગાડી, આગબોટ, મોટર, બલુન વિગેરેનુ પ્રમાણ કરવુ

**સયણઃ**—બિછાનુ, પાટ, પાટલા, ખુરશી વિગેરેનો નિયમ કરવો

**વિલેવણઃ**-સુખડ, પીઠી વિગેરે વિલેપનનુ પ્રમાણ કરવુ

**બંભઃ**-બ્રહ્મચર્યનો નિયમ કરવો.

**દિસીઃ**-૭ દિશાએ જવા આવવાના ગાઉનુ પ્રમાણ કરવુ.

**ન્હાણ**—બધે શરીરે ન્હાવાની મર્યાદા કરવી.

